આ પુસ્તક મુંબાઈ ન. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નૉર્થકોટ હિન્દુ
ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં **ઘોંડીબા નારાયણ વનારસેએ**
છાપ્યુ છે અને શેઠ **કેશવજી ભગવાનજી** તથા શેઠ **કલ્યાણજી
ગુલાબચંદે** કાદાવાડી કચ્છી દશાશ્રીમાળીની વાડીમાં
ગીરગામ નં. ૪ મુંબઈમાં પ્રસિદ્ધ કર્યું છે.

# અર્પણ પત્રિકા.

---

સ્વધર્મી જ્ઞાતિબંધુ.

**શેઠ સુંદરજીભાઈ દામજીભાઈ લક્ષ્મીચંદ**

તથા

**શેઠ હેમચંદભાઈ ઉર્ફે શંભુભાઈ જાદવજી.**

આપ જ્ઞાતિ અને ધર્મના કાર્યોમાં ઉત્સાહ ભર્યો ભાગ લ્યો છો. દામજીભાઈ લક્ષ્મીચંદ કે જેમનું નામ દશાશ્રીમાળી જ્ઞાતિ અને સ્થાનકવાસી સમાજમાં મશહૂર છે. જેમણે મુંબઈના સ્થાનકવાસી સંઘમાં આગેવાની ભર્યો ભાગ લઈ ધર્મનો મહિમા વધાર્યો. તેવીજ રીતે તમો પણ જ્ઞાતિ અને ધર્મના કાર્યો કરવાને હમેશાં ઇન્તેજાર છો. હમણાં થોડા વખત પહેલાંજ મુંબઈ કાંદાવાડીમાં આપણી જ્ઞાતિની વાડી જૈન સાધુ-મુનિરાજોને ચાતુર્માસ તથા શેષકાળ કરાવવા માટે ખુલ્લી મૂકાવીને શ્રાવકોને ધર્મક્રિયા કરાવવાનો જોગ કરી આપ્યો, આવા ઉદારતાવાળા અને પરોપકારી કાર્યોથી આકર્ષાઈ આ પુસ્તક અમો આપને અર્પણ કરીએ છીએ.

સેવકો,

કેશવજી ભગવાનજી.

કલ્યાણજી ગુલાબચંદ.

# પ્રસ્તાવના.

ઈતરો ધર્મ ઉપર થઈ ગએલા મહાત્માઓના વિચારોનો પરિચય આપણે આ વખતે કરી શકીએ છીએ ને એટલે સુધી કે જાણે તે મહાત્માઓ આપણી સમક્ષ આપણને બોધ કરતા હોયની! આ પરિચય થવાનું સાધન તેમના વિચારોના સંગ્રહરૂપ પુસ્તકોજ છે. મહાવીરસ્વામી, બુદ્ધ, શંકરાચાર્ય, વગેરે મહાત્માઓના પુસ્તકો જ્યારે આપણે વાંચીએ કે સાંભળીએ છીએ ત્યારે તે તે જમાનાના આચારવિચારો જનસ્વભાવ, ચડતીપડતીનાં સાધનો અને ધર્મની ખુબીઓનો આપણને અનુભવ થાય છે. જો તેમના વિચારોનો સંગ્રહ પુસ્તકરૂપે થયો ન હોત તો તે અનુભવ આપણને મળી શકત નહિ. આ દેશ કરતાં પશ્ચિમ તરફના દેશોમાં કોઇ પણ વિચારકના વિચારોનો સંગ્રહ કરી તેને પુસ્તકરૂપે બહાર પાડવાનો રિવાજ વિશેષ જોવામાં આવે છે, અને તેથીજ સાહિત્યમાં કિમ્મતી ઉમેરો થાય છે. આપણા દેશમાં પ્રાચીનશાસ્ત્રો અને આધુનિક લેખકોનાં પુસ્તકો બહાર પડે છે, પણ છુટા લેખો, નિબંધો અને વ્યાખ્યાનોના સંગ્રહરૂપ પુસ્તકો વધારે બહાર પડયાં નથી. સ્વામી રામતીર્થનાં ભાષણો અંગ્રેજીમાં અને ગુજરાતીમાં તેમજ બીજી ભાષાઓમાં બહાર પડયાં છે; સ્વામીવિવેકાનન્દના વિચારોનો સંગ્રહ પણ ઇંગ્રેજી ને ગુજરાતીમાં પણ ત્રણ ચાર ભાગમાં બહાર પડયો છે. થોડાં વરસ ઉપર અત્રે ચાતુર્માસ રહેલા મુનિ-મહારાજશ્રી ચારિત્રવિજયજીનાં ભાષણો પુસ્તકરૂપે બહાર પડયાં

છે. આવાં પુસ્તકોથી લોકોને વિદ્વાનોના વિચારો જાણવાનો પ્રસંગ મળે છે, અને તે ઉપરથી પોતાના જીવનનું કર્તવ્ય બજાવવાનો માર્ગ જાણવામાં આવે છે. વળી સાથે સાથે સાહિત્યના શોખીનોને વાંચનનો ખોરાક પુરો પડે છે.

શતાવધાનિ મહાત્મા મુનિમહારાજશ્રી રત્નચન્દ્રજી મહારાજનું નામ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડને મારવાડમાં સુપ્રસિદ્ધ છે. આ વરસે તેઓશ્રીએ પોતાના ગુરૂ મહારાજશ્રી ગુલાબચંદ્રજી **સ્વામી** તથા મહારાજશ્રી **વીરજીસ્વામી** સાથે મુંબઇ શહેરમાં ચાતુર્માસ્ય રહી શ્રોતાઓને પોતાની વિદ્વત્તાભરી વાણીનો મધુર સ્વાદ ચખાડયો છે. તેમનાં વ્યાખ્યાનની શૈલી આકર્ષક અને રોચક છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષા ઉપર તેમનો સારો કાબુ છે; તે તેમનાં રચેલાં કર્તવ્યકૌમુદી, ભાવનાશતક, અજરામર સ્તોત્ર વગેરે ગ્રંથો કે જે "રત્નપદ્યમાલા" ના નામથી થોડા વખત પહેલાં છપાઇને બહાર પડયાં છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે. તેમની વિદ્વત્તા અને યાદ શકિત કેટલી ઉંચી છે તેનો અનુભવ મુંબઇની પ્રજાને તેઓશ્રીએ કરેલાં અવધાનો ઉપરથી થયો છે. તેમના સંબંધમાં વધારે લખવું તે સોનાને ઓપ ચડાવવા જેવું લાગે છે. તેમના કરેલા અવધાનોનું પુસ્તક લખવાનું મને સુભાગ્ય પ્રાપ્ત થયું તેથી હું મને કૃતાર્થ માનુ છું. અવધાનનું પુસ્તક લખાઇને બહાર પડયા પછી મારા કેટલાએક મિત્રોની એવી માગણી થઇ કે મહારાજશ્રીના લેખો, નિબંધો અને વ્યાખ્યાનોના સંગ્રહ રૂપે એક પુસ્તક બહાર પડે તો જનસમાજને ઘણો લાભ મળે. મને પોતાને પણ તે કાર્ય લાભદાયક જણાયું. જૈનહિતેચ્છુ

જૈનસમાચાર, કૉન્ફરન્સહેરલ્ડ વગેરે પેપરો અને માસિકોમાં તેમના લેખો મારા વાંચવામાં આવ્યા હતા. તે લેખો એકંદર કોઇપણ ધર્મના માણસને એટલા બધા પ્રિય થઇ પડયા હતા કે એક વખતે તેના લેખો બહાર પાડવાની લોકોની માગણી થઇ હતી તે પણ મેં ઘણે ઠેકાણેથી સાંભળ્યું હતું તેથી તે બધા લેખોનો પુસ્તકરૂપે સંગ્રહ કરવો, અને તે ઉપરાંત મહારાજશ્રીના વ્યાખ્યાનો મળી શકે તો તેનો પણ સંગ્રહ કરી પુસ્તકરૂપે બહાર પાડવો. દરમ્યાન કોઠારી રવજીભાઇ દેવકરણે પોતાની જ્ઞાતિના ટરસ્ટીઓ તરફથી એક પુસ્તક બહાર પાડવાની ખાએશ જણાવી આથી મારી ઇચ્છાને ઉત્તેજન મળતાં મેં મહારાજશ્રી ગુલાબચંદ્રજી સ્વામી પાસે મારી ઇચ્છા જણાવી. તેમના તરફથી કેટલીક સૂચનાઓ અને સલાહ મળતાં મારી ઇચ્છાનુસાર કાર્યની સફળતા-ની આશાને ટેકો મળ્યો. જૈનહિતેચ્છુ, જૈનસમાચાર અને કૉન્ફરન્સહેરલ્ડના જૂના અંકો તપાસ કરતાં રત્નચિંતામણિ મિત્ર મંડળની લાઇબ્રેરી, કૉન્ફરન્સહેરલ્ડની ઑફીસ, અને મી. વાડીલાલભાઈ પાસેથી મળી શક્યા. પાંચમાં અને છઠ્ઠા નંબરના લેખો મોરબીની લાઇબ્રેરીમાંથી દફતરી વનેચંદ પોપટભાઇએ મોકલ્યા તેથી ઉપરના ગૃહસ્થોનો આ સ્થળે મારે આભાર માનવો જોઇએ.

મહારાજશ્રીએ કચ્છ, કાઠિયાવાડ ને ગુજરાતનાં ઘણા શહેરોમાં જાહેર વ્યાખ્યાનો આપેલાં છે, પણ તે બધા મળી શકયાં નથી. માત્ર ગઇ સાલમાં અને આ સાલમાં ડિસા કૅમ્પ, વડોદરા, કઠોર મુંબાઇ ઉરણ અને કચ્છ રામાણીયા મુકામે જે ભાષણો અપાયાં છે તેજ મળી શકયાં છે.

એકંદર નવ લેખો આઠ વ્યાખ્યાનો અને બે સંસ્કૃત કવિતાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે, અને તેના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે.

૧ લા ભાગમાં લેખો બીજામાં વ્યાખ્યાનો અને ત્રીજા ( પરિશિષ્ટ) ભાગમાં લેખો અને સં. કવિતાઓ છે.

૧ લા લેખમાં દુનિયાના બનાવો કેવી રીતે બને છે, તેનાં શું શું કારણો છે, પ્રારબ્ધ અને પુરૂષાર્થની કેટલી કેટલી સત્તા છે, તે સંવાદનારૂપમાં ઘણી ઉત્તમ શૈલીથી લખવામાં આવેલ છે.

૨ જા લેખમાં મહાવીર સ્વામીની છદ્મસ્થ–અવસ્થા ( દિક્ષાથી માંડી કેવળ જ્ઞાન ઉત્પન્ન થયા પહેલાંની અવસ્થા ) નું વર્ણન કરવામાં આવ્યું છે.

૩ જો લેખ દીવાળીના પ્રસંગે લખવામાં આવ્યો છે. તેમાં પ્રકાશના કિરણોમાં પ્રકાશિત થતી ભાવનાઓનો ચિતાર આપેલો છે. ૬ કિરણોની છ ભાવનામાં આકર્ષક બોધ આપવામાં આવ્યો છે.

૪ થો લેખ ક્ષયોપશમ વિષેનો છે. તેમાં ક્ષયોપશમ અને ઉપશમ વચ્ચેનો તફાવત, ક્ષયોપશમ શબ્દનો સ્પષ્ટાર્થ અને કઇ કઇ પ્રકૃતિઓનો કેવી રીતે ક્ષયોપશમ થાય છે, તેનું વિસ્તારથી વર્ણન છે.

૫ મો લેખ સંસ્કૃત ભાષામાં જૈનદૃષ્ટિની વિશાળતા ઉપર લખાએલો છે. શાસ્ત્રના જુદા જુદા પાઠો અને દાખલાઓ આપી જૈનદર્શન સંકુચિત નથી પણ વિશાળ છે, એમ આખા લેખમાં સિદ્ધ કર્યું છે. આ લેખ શાસ્ત્રીય વિચારથી ભરપૂર છે. સંસ્કૃત

ન જાણનારાઓ સમજી શકે એટલા માટે ગુજરાતી ભાવાર્થ પણ સાથે આપવામાં આવ્યો છે.

૬ ઠો લેખ પણ સંસ્કૃતમાં છે. તેમાં હાલના ઉપદેશકોનો ચિતાર આપવામાં આવ્યો છે. કેવી પદ્ધતિ રાખવાથી ઉપદેશની સફળતા થાય, તે સારી રીતે સમજાવ્યું છે. આ લેખનો પણ ગુજરાતી ભાવાર્થ સાથે આપવામાં આવ્યો છે.

૭ મો લેખ મુનિકર્તવ્ય વિષેનો છે. શાર્દૂલ અને શિખરિણી છંદના આઠ શ્લોકોમાં કર્તવ્યનો ઉપદેશ આપવામાં આવ્યો છે. એકેક શ્લોકની નીચે ગુજરાતી ભાષાન્તર પણ આપવામાં આવ્યું છે.

* *

૧ લું વ્યાખ્યાન પુનર્જન્મ ઉપર છે. પુનર્જન્મ વિરૂદ્ધોની દલીલોનું નિરાકરણ કરી પુનર્જન્મની સત્યતા વિદ્વત્તાપૂર્વક યુક્તિઓથી સાબીત કરવામાં આવી છે.

૨ જા વ્યાખ્યાનમાં ખોરાકની મીમાંસા–વિચારણા છે. સાયન્સના દાખલાઓથી અને વર્તમાન અનુભવથી માંસ એ માણુસનો ખોરાક નથી એમ સાબીત કર્યું છે.

૩ જા વ્યાખ્યાનમાં મનુષ્યકર્તવ્યનો વિષય છે. તેમાં મનુષ્યની ખરી ઓળખાણ આપવામાં આવી છે અને મનુષ્યના જુદા જુદા અંગોનું શું શું કર્તવ્ય છે તે વિસ્તારથી જણાવવામાં આવ્યું છે.

૪ થા વ્યાખ્યાનમાં કર્તવ્યનો વિષય છે. તેમાં સામાન્ય અને વિશેષ કર્તવ્ય જણાવવામાં આવ્યું છે.

૫ મું વ્યાખ્યાન સામાન્યધર્મ ઉપર છે. તેમાં વાસ્તવિક ધર્મ બતાવવામા આવ્યો છે અને મતાગ્રહીઓએ પાડેલા જુદા જુદા ભેદોથી કેટલી હાનિ થાય છે તે બતાવવામાં આવ્યું છે.

૬ ઠું વ્યાખ્યાન 'ધર્મ અને સંપ્રદાયો' એ વિષય ઉપર માંગરોળ જૈનસભાના આમંત્રણથી મુંબઇ--માધવબાગમાં આપવામાં આવ્યુ છે. તેમાં ધર્મનો ખરો ઉદ્દેશ શું છે અને સંપ્રદાયોયે તેને કેવી સ્થિતિમાં મુકયો છે તેનો સારી રીતે વિચાર કરવામાં આવ્યો છે.

૭ મું વ્યાખ્યાન 'ધાર્મિક જીવન' એ વિષયપર છે. તેમાં ધાર્મિક જીવન ગાળનારે કેવા ક્રમથી ઉંચે ચ્હડવું જોઇએ કેવી રીતે ધર્મની પરીક્ષા પસાર કરી યોગ્યતા મેળવવી જોઇએ તે બતાવ્યું છે.

૮ મું વ્યાખ્યાન સંસ્કૃત ભાષામાં કચ્છમાં ભરાયેલી સાધુ પરિષદ્ વખતે મુનિયોના કર્તવ્ય સંબંધી આપવામાં આવ્યું છે. મુનિયોમાં એકય--સંપની વૃદ્ધિ કેમ થાય, તેનાં કારણો દર્શાવ્યાં છે. ઐકય–સંપનું કેટલું બલ છે અને તેથી શાસનની ઉન્નતિ કેવી રીતે થાય તે જણાવ્યું છે.

## પરિશિષ્ટમાં

લેખ ૮ મો—મતિશ્રુતજ્ઞાનવિવેક વિષેનો છે. આ લેખ ગુરૂ શિષ્યના સંવાદરૂપે છે. તેમાં મતિ અને શ્રુતજ્ઞાનનું પૃથકકરણ વિદ્વત્તાભરી રીતે કર્યું છે. વિષય ગહન પણ આકર્ષક છે. જૈન અને જૈનેતર સર્વને વાંચવા યોગ્ય છે.

# વિષય—અનુક્રમણિકા.



## પરિશિષ્ટ.

| પૃષ્ઠ. | પંકિત. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮૧ | ૧૯ | नकत्र | नैकत्र |
| ૮૩ | ૯ | धैर्य | धैर्य |
| ૮૪ | ૧૯ | घारितः | धारितः |
| ૮૯ | ૩ | ધમની | ધર્મની |
| ૮૯ | ૬ | ઉત્કષતા | ઉત્કર્ષતા |
| ૧૦૫ | ૫ | शान्ति | शान्ति |
| ૧૦૭ | ૧૨ | पुरुषेप्वपि | पुरुषेष्वपि |
| ૧૧૦ | ૧૨ | कर्षणा | कर्षण |
| ૧૧૩ | ૭ | વ્યવહારિક | વ્યાવહારિક |
| ૧૧૬ | ૧૨ | અશુદ્ધ | અશુદ્ધિ |
| ૧૧૮ | ૧૦ | પ્રશ્ને | પ્રશ્નો |
| ૧૨૨ | ૧૨ | ज्वबोवो | ज्वरोघो |
| ૧૨૩ | ૧૮ | શ્રાતા | શ્રોતા |
| ૧૨૮ | ૧૮ | માગ | માર્ગ |
| ૧૫૭ | ૧૪ | મશ્કેલીમાં | મુશ્કેલીમાં |
| ૧૯૩ | ૨૧ | કાય | કાર્ય |
| ૧૯૫ | ૩ | માગે | માર્ગે |
| ૨૦૧ | ૭ | ઉન્માગ | ઉન્માર્ગ |
| ૨૦૪ | ૪ | क्रतुं | कर्तुं |
| ૨૦૫ | ૭ | સદ્ગણો | સદ્ગુણો |
| ૨૦૫ | ૨૧ | સદ્ગુણોની | સદ્ગુણોની |
| ૨૦૬ | ૨૨ | વિશુદ્ધ | અશુદ્ધ |
| ૨૧૧ | ૧૩ | બંધવ બોલ માનો હો | રાજ પ્રેમ લાગ્યો હો |
| ૨૧૮ | ૨૧ | વતુલથી | વર્તુલથી |

# શતાવધાનિપંડિતશ્રી રત્નચંદ્રજી
# મહારાજના લેખો

## લેખ ૧ લો.

### જીંદગીના બનાવો અને તેના પાંચ સમવાયિ કારણો.

### सत्यचंद्र नरेशना विवेकचंद्र प्रधाने पांच वादीओने आपेलो इनसाफ.

### 'પંચ સમવાય' નો બુદ્ધિગ્રાહ્ય અને રમુજી ખુલાસો.

( જૈન હિતેચ્છુમાં પ્રગટ થયેલ. )

આષાઢ શુદિ બીજનો માંગલિક દિવસ કેટલાએક દેશોમાં વર્ષનો પ્રારંભક દિવસ ગણાય છે. વિશ્વનગરીના સત્યશોધક સત્યચંદ્ર નરેશે આજનો દિવસ શાસ્ત્રાર્થ-તત્ત્વસંશોધન કરવા માટે મુકરર કરેલો છે. દરવર્ષે આજના દિવસે જૂદા જૂદા દેશોના વિદ્વાનો

સત્યચંદ્ર રાજાની સભામાં એકઠા થઇ અમુક શાસ્ત્રીય વિષય ઉપર વિચાર ચલાવે, તે ઉપર વિવેકચંદ્ર પ્રધાનની વિવેક બુદ્ધિનો પ્રકાશ પડે, અને સત્યચંદ્ર રાજાની સત્યશોધક વૃત્તિ તે વિષયનો ફડચો લાવે, એવો રીવાજ છે. કેટલાંક વર્ષોથી આ રીતિ આ રાજ્યમાં ચાલતી આવી છે. આ વર્ષે અને આજે પણ ઘણા વિદ્વાનો જૂદા જૂદા દેશોમાંથી આવ્યા છે. અગિયાર વાગ્યા પહેલાં શારીરિક હાજતોથી પરવારીને માણસેના ટોળેટોળાં રાજસભા તરફ આવવા લાગ્યાં છે. પ્રેક્ષકો, વિચારકો અને સંશોધકોથી સભા ચીકાર ભરાઇ ગઇ છે. બરાબર અગિયારના ટકોરા થતાં પ્રધાનની સાથે રાજાની ગાડી પણ આવી પહોંચી ગાડીમાંથી નીચે ઉતરી રાજા અને પ્રધાન લોકોના સત્કારની વચ્ચે સભામાં દાખલ થઇ નિર્માણ થયેલ આસન ઉપર આરૂઢ થયા, કે તરતજ સંવાદ શરૂ થયો.

**રાજા**—પ્રધાનજી ! આજે કયા વિષય ઉપર વિચાર ચલાવવાનો છે ?

**પ્રધાન**—આપ નામદારને વિદિત થાય કે, લોકોમાં આજ-કાલ પ્રારબ્ધ અને પુરૂષાર્થ વિષે બહુ ચર્ચા ચાલી રહી છે, કેટલા-એક કહે છે કે સુખ-દુઃખ, જીવન-મરણ, લાભ-અલાભ, જય-પરાજય, કીર્તિ-અપકીર્તિ, સુકૃત્ય-દુષ્કૃત્ય અને ધર્મ-અધર્મ વગેરે દ્વન્દ્વો પૂર્વના પ્રારબ્ધ પ્રમાણે જ બન્યા કરે છે; ત્યારે બીજાઓ કહે છે કે પુરૂષાર્થ વડે તેમાં ફેરફાર થઇ શકે છે. કોઇ વળી એમ કહે છે કે, બનતાકાળ-ભાવીભાવ હોય તેમજ બન્યા કરે છે. કોઇ કહે છે કે, **વસ્તુ સ્વભાવેજ** દરેક ચીજ બને છે અને મળે

છે. વળી કોઇ કહે છે કે, દરેક વસ્તુ કાલબળે સિદ્ધ થાય છે અને દરેક ક્રિયા કાળેકરીજ ફળ આપે છે. આમ જૂદા જૂદા મતો પડવાથી તે વિષય લોકોમાં બહુ ચર્ચાય છે; માટે આજે તે વિષયપરજ વિચાર ચલાવવાનું અને સત્યાસત્યનો નિર્ણય કરવાનુ ઉચિત ધાર્યું છે.

રાજા:—બહુ સારુ; તે વિષયના વાદી-પ્રતિવાદી કોણ કોણ છે ? તેમને આંહિ બોલાવો.

પ્રધાન:—પંડિતજી ! કહો પ્રકૃત વિષય ઉપર કોણ કોણ બોલવા ધારે છે અને બોલવા સમર્થ છે ?

પંડિત:—પ્રધાનજી ! આ સામે બેઠેલા પાંચ મહાશયો પોતપોતાનો પક્ષ સારી રીતે રજુ કરી શકશે. તેમને બોલવાનો પ્રસંગ આપ્યા પહેલાં તે પાંચેની થોડીક પિછાન કરાવવાને હું રજા લઇશ. આ પહેલા નંબરના મહાશયનુ નામ કાલચંદ્ર છે. તે કાળનો પ્રતિનિધિ-યા પક્ષકાર છે આ જગતમાં જે કંઇ અવનવા બનાવો બને છે, જે કંઇ પણ કાર્ય થાય છે તે સર્વ કાળની સત્તાથી જ થાય છે એવો તેનો સિદ્ધાન્ત છે. આ બીજા નંબરના મહાશયનું નામ સ્વભાવચંદ્ર છે. તે સ્વભાવવાદી છે, એટલે જગતની દરેક રચના-દરેક કૃતિ તે તે વસ્તુના સ્વભાવથીજ બને છે એમ તે માને છે ત્રીજા નંબરના મહાશયનું નામ કર્મચંદ્ર છે. તે પ્રારબ્ધવાદી છે. દરેક સંપત્તિ વિપત્તિ પૂર્વ કર્માનુસારેજ મળે છે, કર્મના હાથમાંજ દરેક સત્તા રહેલી છે એમ તેનું માનવું છે. આ ચોથા નંબરના મહાશયનું નામ ઉદ્યોગસિંહ અથવા પુરૂષાર્થસિંહ છે.

તે પુરૂષાર્થવાદી છે. પુરૂષાર્થ અથવા પરાક્રમથીજ ફલસિદ્ધિ મળે છે, લક્ષ્મી-વિજય-કીર્તિ-સ્વર્ગ-મોક્ષ સર્વ પુરૂષાર્થથીજ પ્રાપ્ત થઇ શકે છે એમ તેનો દાવો છે. છેલ્લા બેઠેલા આ પાંચમા મહાશયનું નામ નિયતિવિજય છે. તે ભાવીભાવનો પ્રતિનિધિ છે. "यद्भावी तद्भविष्यति" એ તેનો સિદ્ધાંત છે; ભાવીરેખા ટાળવા કે અન્યથા કરવા કોઇ સમર્થ નથી એમ તેની માન્યતા છે. આ પાંચે મહાશય એક બીજાના સિદ્ધાંતને તોડી પોતપોતાનો સિદ્ધાંત સત્ય સાબીત કરવા પ્રયત્ન કરે છે. ઘણે સ્થળે આ પાંચે જણનાં સંવાદો થયા છે, પણ તેઓ સઘળા એક નિર્ણય ઉપર હજી આવ્યા નથી. તેથી આજના પ્રસંગે પોતપોતાની દલીલો આપી ઇન્સાફ મેળવવાની ઉત્કંઠા ધરાવતા તે પાંચે જણ અત્ર હાજર થયા છે. આપ તેમને પોતપોતાની દલીલો રજુ કરવાને આજ્ઞા ફરમાવશો.

પ્રધાન—કેમ ભાઇ કાલચંદ્ર! જે કાર્યો પુરૂષાર્થથી કે પ્રારબ્ધથી બને છે તેને તું કાળથીજ બનવાનું કેમ કહે છે?

કાલચંદ્ર—સાહેબ! પ્રારબ્ધ, પુરૂષાર્થ કે સ્વભાવ કોઇ પણ કાલ વિના કાર્ય કરી શકતા નથી. એક માણસે ઘણાં સુકૃત્યો કે દુષ્કૃત્યો કરી શુભ કે અશુભ કર્મ રૂપ પ્રારબ્ધનો યોગ મેળવ્યો હોય તથાપિ તે વખતે તેને શુભ કે અશુભ ફળ મળતું નથી. પ્રારબ્ધ જો ફળ આપવાને સમર્થ હોત તો જ્યારે સુકૃત્ય કે દુષ્કૃત્ય કર્યું ત્યારે તેને ફળ મળ્યું હોત, પણ ફળ તો કાળાન્તરે-અમુક વખતેજ મળે છે. માટે પ્રારબ્ધને પણ કાલજ પકવે છે અને ફલાભિમુખ કરે છે. કાલના બળવિના પ્રારબ્ધ ફળ આપી શકતું

નથી. પુરૂષાર્થ પણ કાલને જ અવલંબી ફળ આપે છે. એક તુરતના જન્મેલા બાળકને બોલતાં કે ચાલતાં શીખવવાને ગમે તેટલો પ્રયત્ન કે પુરૂષાર્થ કરવામાં આવે પણ શું તેથી બાળક બોલતું-ચાલતું થઇ શકશે? નહિંજ થાય. શા માટે? તેને હજી કાલનું બળ મળ્યું નથી. કાલવિના પુરૂષાર્થ કંઇ કરી શકતું નથી.

દરેક પુરૂષાર્થીને ઇચ્છા તો એમજ હોય કે પુરૂષાર્થ કરતાં મને અત્યારેજ-આક્ષણેજ ફળ મળે. દવા ખાધી કે રોગ મટે, મુંબઇથી વહાણ હંકાર્યું કે તરતજ તે વહાણ કલકત્તે પહોંચે, ધોરણમાં દાખલ થયા કે પરીક્ષા પસાર થાય, એવી ઇચ્છાથી પ્રબલ પુરૂષાર્થ કરવામાં આવે તોપણ શું! કાલના બળવિના ફલસિદ્ધિ મળી શકશે? કદાપિ નહિ. અમુક વખતેજ દવાથી આરોગ્ય થવાનું, મુંબઇથી ઉપડેલ વહાણ અમુક દિવસ પછીજ કલકત્તે પહોંચવાનું. પુરૂષાર્થનું સામર્થ્ય હોય તો જે ક્ષણે ઉદ્યમ થાય તેજ ક્ષણે તેનું ફળ મળવું જોઇએ. પણ તેમ કાંઇ બનતું નથી. સ્વભાવ પણ કાલ વિના અર્થસાધક થતો નથી. કેરીના ગોટલામાં મોટા ઝાડરૂપ બનવાનો અને બીજી હજારો કેરીઓ નિપજાવવાનો સ્વભાવ છે. લ્યો સ્વભાવવાદીના હાથમાં આ કેરીનો ગોટલો આપું, તે મને આ ક્ષણેજ તેમાંથી મોટું ઝાડ બનાવી બીજી કેરીઓ ઉપજાવી ચખાડી શકશે? જો તેને પુરૂષાર્થની મદદ જોઇતી હોય તો તે પણ આપો ભલે તે પુરૂષાર્થી ગોટલાને સારી જમીનમાં વાવી, ખાતર નાખી, ઉછેરવાનો પરિશ્રમ લેવાની મદદ આપે, અને પ્રારબ્ધની મદદ જોઇતી હોય તો, જેના પ્રારબ્ધમાં કેરીનાં ફળો ખાવાનું સૌભાગ્ય હોય તેવા એક માણસને તે બધું સોંપી દઇએ;

તોપણ શું ગોટલાના સ્વભાવનું ફળ આજને આજ મળી શકશે? હું કહું છું કે કાલની મદદ વિના કદી નહિ મળી શકે. માટે સ્વીકારો કે કાલને બળેજ સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ખરેખર કાળની મર્યાદા અનુલ્લંઘનીય છે. ઉન્હાળામાંજ સૂર્ય તપે છે, શિયાળામાં જ ઠંડી પડે છે, ચોમાસામાં જ વરસાદ વરસી ધાન્ય પાકે છે, વસંત ઋતુમાંજ વૃક્ષો નવપલ્લવ થઇ ફલે-ફુલે છે, પ્રાતઃકાળેજ કમળ ખીલે છે અને સાયંકાળેજ સંકુચિત થઈ જાય છે, યુવાવસ્થામાંજ માણસને ડાઢી-મૂછો આવે છે, યુવતીજ ગર્ભ ધારણ કરે છે, વયપરિપાક થતાંજ વિજ્ઞાન આવે છે અને બળ વધે છે. એ સર્વ, કાલની મર્યાદાનેજ માન આપે છે તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ પણ કાલની મર્યાદામાં જ થાય છે. કર્મભૂમિ, અકર્મભૂમિ, આયુષ્ય, બળ, સંઘયણની હાનિ-વૃદ્ધિ પણ કાળે કરીનેજ થાય છે. ડાંગરના ક્ષેત્રમાં ડાંગરના કણ વેરાયા હોય, તેના ઉપર શિયાળા-ઉન્હાળામાં ગમે તેટલું પાણી રેડયા છતાં તે ઉગતા નથી, પણ ચોમાસાનો એક વરસાદ થતાં ઉગી નીકળે છે. એ કાળનો કેટલી બધી ચોક્કસ નિયમિત સત્તા છે! ખરૂં જ કહ્યું છે કેઃ—

काल सृजति भूतानि। कालः संहरते प्रजाः।
कालः सुप्तेषु जागर्ति। कालोहि दुरतिक्रमः॥ १॥

કાલજ ભૂતો (જીવો) ને પેદા કરે છે; અને તેજ ઉત્પન્ન થયેલનો સંહાર કરે છે. સર્વ ઉંઘતા હોય છે ત્યારે કાલ સર્વદા જાગૃત રહે છે. તેની મર્યાદા કોઇથી પણ ઉલ્લંઘી શકાય તેમ નથી.

દરેક વસ્તુને ઉત્પન્ન કરનાર, ટકાવી રાખનાર, સંહાર કરનાર,

સંયોગનો વિયોગ અને વિયોગનો સંયોગ કરનાર પણ કાળ છે. પરમાણુને દ્વયણુક રૂપે બનાવનાર અને દ્વયણુકમાંથી પરમાણુને છૂટો પાડનાર પણ કાળજ છે: કેમકે પરમાણુ. દ્વયણુક આદિ અનંતાનંત સ્કંધો સ્થિતિ આધીન રહે છે અને સ્થિતિ તે કાળજ છે. માટે જડ-ચેતન સર્વ વસ્તુ ઉપર કાલનુ સામ્રાજ્ય ચાલે છે. કર્મને ઉદયમાં લાવનાર અને અમુક વખત સુધી કર્મનાં ફળ ચખાડી તેથી મુકત કરનાર પણ કાળજ છે. કિંબહુના, માણસને સંસારમાંથી મોક્ષમાં મોકલનાર પણ કાળજ છે ભવસ્થિતિ પાકયા વગર મોક્ષ પણ પ્રાપ્ત થતો નથી. તે કાળસ્વરૂપ હું પોતેજ છું. પંડિતજીએ મને પહેલા નંબર તરીકે ઓળખાવ્યો છે તે વાસ્તવિકજ કર્યું છે; કારણ કે હું આ પાંચેમાં મુખ્ય છુ માટેજ મારો સિદ્ધાત પ્રબળ છે એમ આપ સ્વીકારશો એવી આશા સાથે હું વિરમું છું.

પ્રધાન—બોલો સ્વભાવચંદ્ર! જાહેર કરો હવે તમારા સ્વભાવનું સામર્થ્ય. કાલ, પ્રારબ્ધ અને પુરુષાર્થથી કાર્યસિદ્ધિ થઇ જાય છે તો પછી વચ્ચે તમારે ઘુસી જવાની શું જરૂર પડી?

સ્વભાવચંદ્ર—અરે સાહેબ! આપ આ શું વદો છો? કાલ પ્રારબ્ધ, પુરૂષાર્થ તો શું પણ તેનાથીએ કોઇ સમર્થ વ્યકિત આવે તો પણ શું મારી અનુકૂળતા સિવાય કાંઇ કાર્ય થઇ શકવાનું છે? કોઇ દિવસ નહિ. કેરીના ગોટલામાં કે વડના બીજમાં ઉગવાનો, અંકુર થવાનો કે ઝાડરૂપ બનવાનો સ્વભાવ છે તોજ માળીનો પુરુષાર્થ કામ આવે છે; તોજ બગીચાના માલેકનાં શુભ પ્રારબ્ધ, શુભ ફળ આપે છે; અને તોજ કાલને બળે અંકુર ઝાડ

વગેરે બની શકે છે. કાલ, પ્રારબ્ધ, પુરૂષાર્થ અને નિયતિને ત્યારે જ હું બહાદ્દૂર માનીશ કે જ્યારે તેઓ મારા વગર આ કાર્યો કરી આપશે. ગોટલાને બદલે લીંબોળીમાંથી આંબાનું ઝાડ ઉગાડે કે કેરીના ગોટલામાંથી લિંબડાનું ઝાડ ઉત્પન્ન કરે, શિયાળામાં ગરમી કરે અને ઉનાળામાં ઠંડી લાવે, હેમંતમાં વરસાદ વરસાવે, અગ્નિને શિતલ બનાવે, ઝેરને અમૃત બનાવે, શુભ કૃત્યનો બદલો દુઃખમાં આપે અને દુષ્કૃત્યનો બદલો સુખમાં આપે અને સ્ત્રીને મુખે મૂછ ઉગાડે; તો તો કાલ, પ્રારબ્ધ કે પુરૂષાર્થનું સામર્થ્ય સ્વીકારવાને હું તૈયાર છું. પણ તેમ તો થઇ શકતું નથી. જે વસ્તુનો જે સ્વભાવ હોય છે તેજ કાર્ય કાલાદિકથી બની શકે છે. વસંતમાં ઝાડોનો ફળવા-ફૂલવાનો સ્વભાવ છે તો ફળે-ફૂલે છે માછલાંઓને પાણીમાં તરવાનો, પક્ષિઓનો આકાશમાં ઉડવાનો, સર્પોનો છાતિભર ચાલવાનો, જનાવરોનો ચાર પગે ચાલવાનો, માણસોનો બે પગે ચાલવાનો, માણસનાં બચ્ચાંઓનો બાર મહીને કે બે વર્ષે બોલવા-ચાલવાનો, જનાવરોનાં બચ્ચાંઓનો જન્મીને તુરતજ બોલવા-ચાલવાનો, પક્ષીઓનો ઇંડામાંથી જન્મવાનો, મનુષ્યોનો ગર્ભાશયમાથી જન્મવાનો, વાદરાંઓનો કૂદવાનો, અન્નમાં ક્ષુધા તૃપ્ત કરવાનો અને શરીરને પોષવાનો, પાણીમાં તૃષા છિપાવવાનો, વડના ઝાડમાં ન્હાનાં ફલ આપવાનો અને તુંબીની વેલડીમાં મ્હોટા ફલ આપવાનો, કેરડાના વૃક્ષમાં પત્ર ન હોવાનો, લીંબડામાં કડવાશ અને શેરડીમાં મીઠાશ હોવાનો, ઝેરમાં પ્રાણ હરવાનો, મદિરામાં બેભાન કરાવવાનો, મિંઢળમાં ઉલટી કરાવાનો, સુંઠમાં વાયુ હરવાનો, મીંઢીયાવલમાં રેચ લાવવાનો સ્વભાવ છે, તો તેમાં તે

તે કાર્ય થઇ શકે છે. સ્વભાવ વિરૂદ્ધ કોઇનાથી કંઇ બની શકતું નથી. કેટલીએક બાબતમાં દેશસ્વભાવ કાર્યકર થાય છે. આફ્રિકાના હબસીઓની ચામડી કાળી અને યુરોપના વતનીઓની ચામડી ગોરી હોય છે એ દેશ અને જાતિ સ્વભાવ છે. પુરૂષાર્થવાદી, કાલવાદી કે પ્રારબ્ધવાદીની છે સત્તા કે લાંબા વખતના પ્રયત્ને પણ હબસીના છોકરાની ચામડી ગોરી બનાવી દે અને યુરોપીયનોની ચામડી કાળી બનાવી આપે ? જવાસોવામાં ઉનાળા-શિયાળામા પાંગરવાનો અને ચોમાસામાં સુકાઇ જવાનો સ્વભાવ છે; તો બીજા તરણાં ઉગે છે અને વધે છે, ત્યારે તે સુકાઇ જાય છે. શું કાળ કે પુરૂષાર્થ તેથી વિપરીત કરી શકશે ? અલબત કાળમા ફેરફાર થાય છે; પણ સ્વભાવમાં તો ફેરફાર નહિજ થાય. જુઓ, સૂરતથી મુંબઈનો પંથ કાપતાં અગાઉ અમુક દિવસો લાગતા હતા; રેલ્વેનું સાધન થતાં હમણાં પાંચ કે સાત કલાકમાં તે પથ કપાય છે મુંબઇથી કલકત્તે સંદેશો પહોંચાડતાં અગાઉ અમુક મહીના લાગતા, તારનું સાધન થતાં હમણાં અમુક મિનિટમાં કલકત્તે સંદેશો પહોંચી જાય છે. સીધી રીતે આંબાના ઝાડમાં અમુક વર્ષે ફલ આવે છે, પણ કલમ કરવાથી તેજ વર્ષે ફલ આવે છે. અમુક દવાને યોગે જુવાનીમાં પણ માથાના વાળ સફેદ બની જાય છે અને અમુક દવાના યોગે ઘડપણમાં બાળ સફેદ ન થતાં કાળા ને કાળા જ રહે છે. એક બાળક સારી પઠે સારવાર નીચે ઉછરે છે તો બીજા કરતાં તે જલદી બોલતાં ચાલતાં શીખે એમ પ્રયત્નથી કાલની મર્યાદા લાંબી ટૂંકી થતી આપણે જોઇએ છીએ; પણ મારી અર્થાત્ સ્વભાવની મર્યાદાનું ઉલ્લંઘન થતું કોઇએ જોયું છે ?

ગમે તે દેશમાં જઈ, ગમે તે **પ્રયત્ન** કરો, પણ હાઇડ્રોજનના બે પરમાણુઓ અને ઑકસીજનના એક પરમાણુને યોગે પાણી બનવાનો **સ્વભાવ** છે, તો તેને યોગે જ પાણી બનવાનું. પરમાણુનો અગુરૂલઘુ અને અનંતપ્રદેશી સ્કંધનો જે ગુરૂલઘુ થવાનો સ્વભાવ છે, તે અનંતપ્રદેશી સ્કંધ થયેજ ગુરૂલઘુગુણ જણાવાનો; પરમાણુ દ્વિપ્રદેશી આદિ સ્કંધોમાં કદી પણ ગુરૂલઘુ ગુણ નહિ જણાય. વધારે વિસ્તારના ભયથી હું ટુંકામાંજ જણાવીશ કે, દરેક કાર્યમાં **સ્વભાવ** એજ મુખ્ય કારણ છે. अनन्यथासिद्धानियत पूर्ववर्ति कारणम्" અર્થાત્ અન્યથા સિદ્ધ ન હોય અને નિયમિત રીતે કાર્યની પહેલાં વર્તમાન હોય તે 'કારણ' કહેવાય છે, એ ન્યાયશાસ્ત્રમાં કહેલ કારણનું લક્ષણ ખરી રીતે **સ્વભાવમાંજ** ઘટે છે. સ્વભાવજ અનન્યથા સિદ્ધ છે. સ્વભાવ અનન્યથા સિદ્ધ હોવાના અનેક દાખલાઓ આપ્યા અને હજી પણ અનેક દાખલાઓ આપી શકું; પણ તેથી વિસ્તાર બહુ થઈ જાય, માટે આટલી સંક્ષિપ્ત દલીલથી પણ આપની વિવેકબુદ્ધિ સત્ય વસ્તુ તારવી લેશે એવા વિશ્વાસની સાથે એક શ્લોક બોલી મારૂં કથન સમાપ્ત કરીશ.

**कंटकस्य च तीक्ष्णत्वं । मयूरस्य विचित्रता ॥**
**वर्णाश्च ताम्रचूडानां । स्वभावेन भवन्ति हि ॥ १ ॥**

અર્થાત્ કાંટાની તીક્ષ્ણતા, મોરનાં પીંછાંની વિચિત્રતા, કુકડાના રંગબેરંગી વર્ણો એ બધું તે તે જાતિના **સ્વભાવથીજ** બને છે. જો તેમાં તે સ્વભાવ ન હોય તો શું કોઇ સુતાર કે ચિતારાના પુરૂષાર્થનું સામર્થ્ય છે કે કાંટાની અણી અને મોરના પીંછાંની વિચિત્ર રચના તેનાથી બની શકે ?

કર્મચંદ્ર—નામદાર મહારાજાધિરાજ અને સજ્જનો! સ્વભાવચંદ્રનાં વચનો અભિમાનભર્યાં છે; તેમજ બન્ધુ કાલચંદ્ર પણ ભ્રમજનક આત્મશ્લાઘા સિવાય બીજું કાંઇ રજુ કરી શક્યા નથી. ખરી વાત તો એછે કે, કાલ અને સ્વભાવ બન્ને મારી પાછળ ચાલનારા છે. સ્વભાવને ઘડનાર અને કાળને નિયમિત કરનાર પણ હું જ છું. એક ઉદરમાંથી એકજ વેળાએ બે બાળક જન્મે છે, તેમાં એક સુરૂપ અને બીજું કુરૂપ. એક બુદ્ધિમાન અને બીજું મૂર્ખ, એક મંદ અને બીજું ચાલાક, એક સૌભાગી અને બીજું દુર્ભાગી બને છે, તે શું કાળ કે સ્વભાવથી? કદાપિ નહિ. જન્મકાલ બન્નેનો સમાન છે, તેમજ બંને એકજ માબાપના શુક્ર અને શોણિતથી ઉત્પન્ન થયાં છે-એકજ ઉદરમાં સાથે રહ્યાં છે, એકજ વાતાવરણમાં ઉછર્યાં છે તેથી સ્વભાવની અસર પણ બંને ઉપર સમાનજ થઇ છે, છતાં જે તફાવત નજરે જોવામાં આવે છે તેને માટે ખુલાસો મારા સિવાય કોણ આપી શકનાર છે? હું કહીશ કે એ પરિણામ મનેજ આભારી છે. જેણે પૂર્વ ભવમાં સારાં કર્મો કર્યાં છે તેને અનુકૂલ સંયોગો પ્રાપ્ત થયા અને જેણે ખરાબ કર્મો કર્યાં તેને પ્રતિકૂલ સંયોગો મળ્યા. ખરૂં જ કહ્યું છે કે:-

કર્મ પ્રતાપ તુરંગ ખીલાવત, કર્મસેં છત્રપતિ પન હોઇ;
કર્મસેં પુત્ર સુપુત્ર કહાવત, કર્મસેં ઓર બડો નહીં કોઇ.
કર્મ ફર્યો જબ રાવનકો, તબ સોનકી લંક છિનું મેં હિ ખોઇ;
આપ બડાઈ કરો કહાં મૂરખ! કર્મ કરે સો કરે નહિ કોઇ. ૧

એક રાજા, એક રંક; એક રોગી, એક નીરોગી; એક ધનાઢ્ય, એક દરિદ્રી; એક મ્યાનામાં બેસનાર, એક મ્યાનો ઉપાડનાર, એક

હુકમ ચલાવનાર, એક હુકમ ઉઠાવનાર; એક મનની ઇચ્છા પ્રમાણે વસ્તુ મેળવનાર, એક ઇચ્છાથી વિપરીત પામનાર, એક સરદાર, એક તાબેદાર, એક દાતાર, એક કંજુસ; એક કદાવર; એક ઠિંગણો; એક બલવાન, એક દુર્બલ:—આ બધી વિચિત્રતા બતાવનાર મારા વિના બીજું કોણ છે? એક ઉચ્ચ કુલમાં જન્મે છે, એક નીચ કુલમાં જન્મે છે; એક તીક્ષ્ણ સ્મરણ શકિત પામે છે, એક વિસ્મરણશીલ બને છે; એક થોડી મહેનતે પરીક્ષા પસાર કરે છે, એક ઘણી મહેનતે પણ નાપાસ થાય છે; એક નાલાયકને સુભાર્યા મળે છે, એક લાયકને કુભાર્યા મળે છે; એક પાપીને સપુત મળે છે, એક ધર્મીને કપુત મળે છે; એકને અનેક પુત્રો હોય છે, એક બળવાન અપુત્ર–વાંઝીયો રહે છે; એકને વ્યાપારમાં ધાર્યા ઉપરાંત લાભ મળે છે, એકને લાભ મળવાની આશા છતાં ખોટ જાય છે; એકને સેહજે સારા નોકરો કે ભાગીદારો મળે છે, એકને ગમે તેટલી કોશીશ કરવા છતાં ખરાબજ નોકરો કે ભાગીદાર મળે છે; એક લાંબું આયુષ્ય ભોગવે છે, એક ભર જુવાનીમાં મરણ પામે છે:–આ સર્વ ચમત્કાર કરનાર મારા સિવાય બીજો કોણ છે? હું જેના ઉપર તુષ્ટમાન હોઉં તેને દરેક ઇષ્ટ પદાર્થો મળે છે મારી વક્ર દૃષ્ટિ જેના પર પડે તેની પાસે જે કંઇ હોય તે પણ જતું રહે છે. રાજાને રંક બનાવનાર અને રંકને રાજા બનાવનાર પણ હુંજ છું. પ્રાણીઓને સ્વર્ગે લઇ જનાર હું છું અને નરકના ખાડામાં નાખનાર પણ હુંજ છું ઇંદ્રિય અને પ્રાણ સંપત્તિ આપનાર હું છું અને મળેલ ઇંદ્રિયશકિત તથા પ્રાણસંપત્તિ લૂટી લેનાર પણ હુંજ છું. એકેદ્રિયમાંથી પંચેંદ્રિયમાં લાવનાર હું છું અને પંચેંદ્રિયમાંથી એકેંદ્રિયમાં ફેંકી દેનાર પણ હુંજ છું.

શરીરસ્વાસ્થ્ય, મનોબળ અને બુદ્ધિવિકાસ કરાવનાર હું છું અને તેને રદ કરી નાખનાર પણ હું જ છું. મેં ઘણા ડાહ્યા માણસોને વખતસર ભૂલથાપ ખવરાવી દીધી છે, અને મૂર્ખ માણસોનો દાવ વખત પર સિદ્ધો કરી આપ્યો છે.—આટલું છતાં પણ મેં કોઈને અન્યાય-ગેરઈન્સાફ આપ્યો નથી. જેની જે પ્રમાણે કૃતિ હોય છે તેને તે પ્રમાણે ફળ આપ્યું છે, આપું છું અને આપીશ. મને છેતરવાની શક્તિ કોઈમાં પણ નથી. મારા કરજદારોને લાખ કે ક્રોડ વર્ષે પણ હું ભૂલનાર નથી, અને બદલો આપ્યા વિના રહેનાર નથી. સાંભળો—

नाभुक्तं क्षीयते कर्म । कल्पकोटि शतैरपि ॥
अवश्यमेव भोक्तव्यं । कृतं कर्म शुभाऽशुभम् ॥ १॥

કરોડો કલ્પો વીત્યા છતાં પણ કર્મનું કરજ આપ્યા વિના છૂટકબારો થવાનો નથી. શુભ યા અશુભ જે પ્રકારનાં કર્મો કર્યાં છે તે પ્રકારે અવશ્ય ભોગવવાં પડશેજ. કર્મનું કરજ કદી પણ નહિ ભુંસાય. રાજ્યશાસન બદલાશે, જમાનો બદલી જશે, રીતિ-રીવાજો ફરી જશે, યોનિ અને જાતિનું પરાવર્તન થઇ જશે, તોપણ હું મારા લેણદારોને ગમે ત્યાંથી શોધી લઇ લેણું વસુલ કરવાનોજ. અમલદાર, દિવાન, રાવબહાદુર, બૅરોનેટ, રાજા, બાદશાહ, શહેનશાહ, ચક્રવર્તી કે ઇંદ્ર મહેંદ્રની શરમ હું નહિ રાખું. કોઇની પણ સ્હેમાં હું દબાઉં તેમ નથી. હું સ્વતંત્ર છું.

પુરૂષાર્થસિંહ—ઓ કર્મવાદી કર્મચંદ્ર! હવે બસ કર, બસ કર; ઘણું થયું. તારી આટલી બધી આપબડાઇ મારાથી કે બીજા

કોઇથી હવે સાંભળી જતી નથી. તને હદ ઓળંગી ગયેલો જોઇ મારૂં લોહી તપી જાય છે. આજે ભાંગ પીધી છે કે સન્નિપાત થઇ આવ્યો છે કે થયું છે શું ? એક દિશા લઇને ચાલ્યોજ જાય છે, બોલ્યોજ જાય છે: કોઇને દેખતોયે નથી ! જરા મારા સામે નજર કર અને કહે કે તને ઉત્પન્ન કરનાર કોણ છે? તારૂં સામર્થ્ય વધારનાર કોણ છે? તને ઉદયમાં લાવનાર કોણ છે? કેમ બધાને ભૂલી ગયો કે શું ? અરે ઉદ્ધત ! શું તારી નજર આગળ ઉભેલા તારા બાપને પણ તું પિછાનતો નથી ? મેં તને ઉત્પન્ન કર્યો, મેં તારો સંચય કર્યો, મેં જ તારૂં શુભ કે અશુભ બળ વધાર્યું, હું તને ઉદયમા લાવું છું અને ફ્લાભિમુખ કરૂં છું ત્યારે જ તું અને તારો સ્વભાવ બન્ને મળીને તમો પ્રાણીઓને શુભાશુભ ફ્લ ચખાડો છો. તેમાં પણ મારા મનમાં આવે તો હું ઉલટપાલટ કરી શકું છું, એટલે કે શુભનું અશુભ અને અશુભનુ શુભ કરી શકું છું. તું મારો તાબેદાર છે; હું તારો શિરદાર છું. તારી પહેલાં પણ હું હતો અને પછી પણ કાયમ રહીશ એટલુંજ નહિ પણ જયાં તારી ગતિ નથી–તારી શકિત નથી, ત્યાં પણ હું મારૂં પરાક્રમ ચલાવું છું. સંસારમાં પરિભ્રમણ કરાવવામાં તારૂં ગાડું ચાલે છે, પણ મનુષ્યોને સંસારથી મુકત કરાવવામાં તારૂં કંઇ સામર્થ્ય છે કે ? ત્યાં તો માત્ર મારીજ સત્તા ચાલે છે; અને તે પણ તારો ધ્વંસ કરવાને માટેજ. જો તેમાં મારૂં બળ બરાબર જામે છે તો તારો સદંતર સમૂલગો નાશ કરીને મનુષ્યોને મોક્ષનાં સુખો હું આપી શકું છું. પૂર્ણ જ્ઞાન હું પ્રગટાવી શકું છું, અને તને ત્યાંથી ઉચાળા ભરીને ભાગવુંજ પડે છે. ત્યાં તારો બીજો કંઇ પણ ઉપાય નથી. હું શું વધારે કહું ? તું મારી પાસે તદ્દન નાદાન છે સદ્‌ગૃહસ્થો !

આ પૂર્વ કર્મના તંત્રમાં ફસાશો અને તેના એકપક્ષી કથન ઉપર આધાર રાખી બેસી રહેશો તો તમો ફલથી વંચિત થશો. અને ભાગ્યે દુર્ભાગી બનશો અને તેમ થતાં કુલ પ્રમાદ તમને પકડી પાડશે. અને આલસ્ય પોતાનો અમલ તમારા ઉપર ચલાવી તમારા પગ ભાંગી નાખશે. પૂર્વના સારા ઉદ્યોગથી કદાચ સારાં કર્મો સંચિત કર્યાં હશે, તોપણ યાદ રાખજો કે વર્તમાનના સદુદ્યોગ વગર અને સારા સંયોગો મેળવવાની કોશીશ કર્યા વગર સંચિતમાં રહેલાં શુભ કર્મો પણ ફલાભિમુખ થઇ ઇષ્ટ ફલ નહિ આપી શકે. વ્હાણ ચલાવવાની સુકાન વગેરે સર્વ સામગ્રીઓ છતાં પણ એક ચાલાક ખલાસી વિના જેમ તે આમતેમ ભટકયા કરે છે, વરાળ વગેરેની પૂર્ણતા હોવા છતાં એક ડ્રાઇવર વિના જેમ ઍન્જીન ધારેલી દિશા કે સ્થાને પહોંચી શકતું નથી, તેમ શુભ કર્મોનો જથ્થો તૈયાર હોવા છતાં પણ એક યોજક પુરૂષાર્થ વિના તેની ઘટતી રીતે યોજના થઇ શકતી નથી. લોટ પાણી અગ્નિ વગેરે તૈયાર હોય, પણ પ્રયત્ન વગર રસોઇ બનતી નથી. રોટલી થાળીમાં પડેલી હોય પણ હાથ હલાવ્યા વિના મુખમાં પડતી નથી. મુખમાં લીધેલ કોળીયો ચાવ્યા વગર એક રસ થતો નથી; અને એક રસ થઇ પેટમાં પડેલું ભોજન પણ પ્રયત્ન વિના પચીને પોષણ આપતું નથી. નસીબ કે કર્મ ઉપર આધાર રાખી બેઠેલા સો માણસોના મુખમાં કર્મ કેટલાને કોળી ભરાવે છે અને કેટલાને તૃપ્ત કરે છે? બુદ્ધિ ગમે તેટલી તીક્ષ્ણ હોય, પણ ઉદ્યમ વગર વિદ્યાર્થી કદી પણ પરીક્ષા પસાર કરી શકશે નહિ. થોડી બુદ્ધિવાળો વિદ્યાર્થી પણ પુરૂષાર્થ—ઉદ્યમના બળથી, તીક્ષ્ણ બુદ્ધિવાળા નિરૂદ્યમીને હઠાડી આગળ વધી જાય છે. ઉદ્યોગથીજ માણસ અનેક ભાષાઓનું જ્ઞાન મેળવી શાસ્ત્રવેત્તા થઇ શકે છે.

ઉદ્યોગથીજ નવા નવા તર્કો, કલ્પનાઓ, સંવાદો, નિબંધો, ગ્રંથો કરી શકાય છે. ઉદ્યોગથીજ હુન્નરકળામાં પ્રવીણતા મેળવી શકાય છે. ઉદ્યમથીજ દેશ દેશાન્તરોનો અનુભવ મેળવી વ્યાપાર–હુન્નરની ખીલવણી કરી દ્રવ્ય ઉપાર્જન કરી શકાય છે. સતત ઉદ્યમી માણસોએજ ટેલીગ્રાફ, વાયરલેસટેલીગ્રાફ (દોરડા વગરના તાર), ફોનોગ્રાફ, રેલ્વે, મોટર ગાડી, બલુન–વિમાન, વિવિધ હથીઆરો અને વિવિધ કારખાનાંઓની શોધો કરી છે. તેઓ જો કર્મ ઉપર આધાર રાખી બેસી રહ્યા હોત તો કદી પણ–કેવળ કર્મની સહાયતાથી–ઉકત ફળ મેળવી શકત ખરા કે? ખરુંજ કહ્યું છે કે "उद्यमे नास्ति दारिद्र्य અર્થાત્ ઉદ્યમ હોય છે ત્યાં દરિદ્રતા રહેતી નથી. ભર્તૃહરી કહે છે કે 'ઉદ્યોગની સાથેજ લક્ષ્મીનો મેળાપ છે.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी—
दैवं प्रधानमिति कापुरुषा वदन्ति ॥
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या ।
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥ १ ॥

સિંહના જેવા પરાક્રમી માણસનેજ લક્ષ્મી—આ લોક તથા પરલોકની સંપત્તિ–પ્રાપ્ત થાય છે. દૈવ આપશે ત્યારેજ મળશે, એમ તો કાયર–આળસુ માણસોજ બોલે છે. હે ભાઇ! જેટલી તારામાં શક્તિ હોય તે પ્રમાણે દૈવની સામે થઇ પુરૂષાર્થ કર. પુરૂષાર્થ કરવાથી અવશ્ય સિદ્ધિ મળશે, કદાચ કોઇ વખત પુરૂષાર્થનું ફળ ન મળે તો તેમાં હજી ખામી છે એમ સમજી તે ખામીઓ દૂર કરી બીજી વાર ત્રીજી વાર પણ પ્રયત્ન કરીશ તો ફળ મળશે. ઉદ્યમી એક માણસ

અનેક માણસોની સહાય મેળવી વિજય પ્રાપ્ત કરે છે; ત્યારે અનુદ્યમી સેનાપતિ અનેક માણસોનો અધિપતિ હોવા છતાં પરાજય પામેછે.

૨ રામચંદ્રજીનો દાખલો લ્યો. સીતાજીનું અપહરણ થતાં રામચંદ્રજી અને લક્ષ્મણજી બે ભાઇ લશ્કરની સહાય અને સાધન વગરના હુતા તથાપિ સતત ઉદ્યમથી તેઓ શું શું કરી શકયા હુતા તે એક સુભાષિતકારના પદ્યથી સંભળાવું છું.

विजेतव्या लंका चरणतरणीयो जलनिधि—
र्विपक्षः पौलस्त्यो रणभुविसहायाश्च कपयः ॥
तथाप्येको रामः सकलमजयद्राक्षसकुलं ।
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥ १ ॥

સીતાજીની શોધ કરતાં જ્યારે પત્તો લાગ્યો કે સીતાજીને રાવણ લંકામાં ઉપાડી ગયો છે, ત્યારે રામચંદ્રજીને કેટલી મુશ્કેલીએ ત્યાં પ્હોચવાનું હુતું ? પ્રથમ તો લંકાદ્વીપ, સમુદ્રની પેલી પાર આવેલો છે. સમુદ્ર ઉલ્લંઘીને ત્યાં જવાનું હતું. સમુદ્ર ઉલ્લંઘવાને પણ પોતાની પાસે નાવા કે વહાણ જેવું કંઇ સાધન ન હુતું; કિન્તુ ભુજાથી સમુદ્ર તરવાનો હતો. ત્યા જઇને પણ લડાઇ કરવાની હતી. તે પણ જેવા તેવાની સાથે નહિ પણ પૌલસ્ત્ય જેવા એક જબરજસ્ત રાક્ષસની સાથે લડાઇમાં ઉતરવાનું હતું. તેમાં પણ લશ્કરનું બલ હોય તો હજુયે પહોંચી શકાય; પણ આ તો તે પણ નહિ. લશ્કરમાં માત્ર વાંદરાઓની સહાયતા ! આટલી પ્રતિકૂલતા છતાં પણ રામચંદ્રજી અને લક્ષ્મણજીમાં હિમ્મત અને સત્ત્વ હતું તો પોતાના બલ ઉપર ઝુઝી સકલ કાર્ય સિદ્ધ કર્યું. લંકાએ પહોંચ્યા, દુશ્મનને માર્યા

અને સીતાજી સાથે લંકાનું રાજ્ય પણ મેળવ્યું. આ બધું શા વડે બન્યું ? બીજાના ઉપર આધાર રાખી કે બીજાની રાહ જોઇ બેસી રહેવાથી નહિ, પણ પોતાના ઉપર વિશ્વાસ રાખી પ્રયત્ન—પુરૂષાર્થ કરવાથીજ.

પ્રધાનજી! હું મારા હરીફોને હલકા પાડવા કે મારી બડાઇ કરવા ગર્વથી વધારે પડતું બોલું છું એમ કદાચ આપને લાગતું હશે; પણ વસ્તુતઃ તેમ નથી. હું મારૂં સામર્થ્ય છે તેટલુંજ બોલું છું. તે પણ મારી કપોલકલ્પનાથી નહિ, પણ શાસ્ત્રાધારપૂર્વક બોલું છું. જૈનના તીર્થંકર મહાવીરસ્વામી કે જે સર્વત્ર સમદૃષ્ટિ રાખનારા યથાર્થવાદી વીતરાગ પુરૂષ હતા, તેમણે નિષ્પક્ષપાતપણે મારી સત્તાજ સ્વીકારી છે, તે હું બતાવી આપીશ —

(૧) ઉપાસકદશા સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં કુંડકોલિક શ્રાવક અને એક દેવતાનો સંવાદ ચાલ્યો છે. દેવતાએ કુંડકોલિકને કહ્યું કે, સર્વ પદાર્થો ભાવીભાવ હોય તેમ બને છે, આપણું કર્યું કંઇ થતું નથી, એવો જે ગોશાલાનો સિદ્ધાંત છે તે ઠીક લાગે છે. ઉત્થાન-કર્મ-બલ-વીર્ય-પુરૂષાકાર-પરાક્રમથી કાર્ય થાય એમ જે મહાવીર સ્વામીનું મત છે તે બરાબર ઠીક લાગતું નથી. આ સાંભળી કુંડકોલિક બોલ્યો કે, હે દેવ! જો સર્વ પદાર્થો નિયતિથીજ થતા હોય તો તને જે આ રિદ્ધિ, સંપદા, દિવ્ય શકિત વગેરે મળ્યું છે તે વગર પુરૂપાર્થે મળ્યું છે કે? જો તેમ હોય તો જેઓ શુભ કૃત્ય રૂપ પુરૂષાર્થ કરતા નથી તે સર્વને દિવ્ય શકિત-દિવ્ય રિદ્ધિ મળવી જોઇતી હતી. પણ તેમ તો કાંઇ દેખાતું નથી; માટે પુરૂષાર્થ

માન્યા સિવાય ચાલવાનું નથી. આ વચનથી તે દેવ નિરૂત્તર થઇ પરાજય પામ્યો. ત્યાર પછી કુંડકોલિક શ્રાવક જ્યારે મહાવીર પ્રભુના દર્શન કરવાને ગયા ત્યારે મહાવીર સ્વામીએ સાધુ-સાધ્વીઓની સમક્ષ, કુંડકોલિક શ્રાવકે જે પુરૂષાર્થનો સિદ્ધાંત દેવતાને સમજાવ્યો હતો તેને માટે ઘણો સંતોષ જાહેર કર્યો અને તેની પ્રશંસા કરી.

(૨) પુરૂષાર્થનો વધારે ઉંડો પાયો નાખવાને પુનઃ ઉપાસકદશાના સાતમા અધ્યયનમાં પણ શ્રીમન્મહાવીરે પુરૂષાર્થનોજ પ્રસ્તાવ દર્શાવ્યો છે. ગોશાલાનો અનુયાયી શકદાલ કુંભાર કે જે નિયતિ (ભાવીભાવ) ને માનનારો હતો, તેને શ્રીમન્મહાવીરે એકદા પૂછ્યું કે હે શકદાલ! આ વાસણો કે જે તારી દુકાનમાં પડયાં છે તે શી રીતે બન્યાં છે?

શકદાલે તેનું વર્ણન કર્યું કે, પ્રથમ માટી હતી, તેનો ભુકો કર્યો......વગેરે, વગેરે. પુનઃ મહાવીરે પૂછ્યું કે, તે વાસણો તારા પુરુષાર્થથી બન્યા કે વિના પુરૂષાર્થે? શકદાલે કહ્યું કે, સર્વ પદાર્થો નિયતિ આધીન છે, બનવાના હતા તે બન્યા. શ્રીમન્મહાવીરે કહ્યું કે, જો એમજ છે તો પછી કોઇ માણસ તારાં વાસણો એક લાકડીથી ફોડી નાખે તેના પ્રત્યે તું રોસ કરે ખરો કે? શકદાલે કહ્યું, કેમ નહિ? તેણે વાસણો ફોડી નુકશાન કર્યું તો રોસ તો થાયજ મહાવીરે કહ્યું, તારા મત પ્રમાણે તેમ કરવું ઘટે નહિ; કેમકે તે વાસણો કુટવાનાં હતાં તે કુટયાં, નિયતિવશે કુટયાં, તો ફોડનારનો શો દોષ? શકદાલ બોલ્યોઃ તે માણસે લાકડીથી ફોડી નાખ્યાં માટે તેણે ગુન્હો કર્યો. મહાવીરે કહ્યુંઃ ત્યારે તો પુરૂષાર્થની સિદ્ધિ થઈ

ચુકી! જો તે માણસે લાકડી મારી તો વાસણો ફુટયાં; લાકડી મારી ન હોત તો ન ફુટત. માટે હે શકડાલ! તું માન કે ઉત્થાન* -કર્મ-બલ-વીર્ય-પુરૂષાકાર-પરાક્રમ "છે" અને આપણે કરવા ધારીએ તો થઇ શકે છે. મહાવીરસ્વામીનો આ સિદ્ધાંત શકડાલને ઠીક લાગ્યો અને તેણે તે સ્વીકાર્યો. ત્યારથી શકડાલ શ્રીમન્મહાવીરનો પરમ ભકત બન્યો.

(૩) ભગવતી સૂત્રના પ્રથમ શતકના તૃતીય ઉદ્દેશામાં પણ કર્મનો ઉદય, ઉપશમ, ઉદીરણા, પ્રભૃતિ આપણું કર્યું થાય છે એમ જણાવીને ઉત્થાન, કર્મ, બલ, વીર્ય, પુરુષાર્થની સ્થાપના કરી છે.

હે પ્રધાનજી! એમ અનેક સ્થળે ધર્મશાસ્ત્રોમાં પણ મારો સિદ્ધાંત સિદ્ધ થયેલ છે. વિસ્તારના ભયથી વધારે લંબાવતો નથી. મેં આપેલ પ્રમાણો ઉપરથી સહજ સમજી શકાશે કે મારો પક્ષ કેટલો મજબુત છે. મને ખાત્રી છે કે આપની વિવેકબુદ્ધિ જરૂર મારા લાભમાંજ ચુકાદો અપાવશે

નિયતિવિજય—ઓ પુરૂષાર્થવાદી! તું ત્હારો કકકો કયાં સુધી ઘુંટયા કરીશ? કર્મને ઘડનાર તું છે તેનો આટલો બધો અહંકાર તને આવી ગયો છે? વધારે અભિમાન કર નહિ. "બહુરત્ના વસુંધરા" છે. શેરને માથે સવા શેર પણ મળી જાય છે. તું

* ઉત્થાન=કોઇ પણ કાર્ય કરવાને ઉદ્યત થવું-ઉઠવું તે કર્મ=ઉત્ક્ષેપણ-અપક્ષેપણ આદિ ક્રિયા બલ=શરીરનું સામર્થ્ય. વીર્ય=જીવનું સામર્થ્ય. પુરૂષાકાર=મનુષ્યનો તેવો પ્રયત્ન પરાક્રમ=જે પ્રયત્ને ફલ સિદ્ધ કર્યું તે

જરી મારી તરફ તો જો; મારી શક્તિનો તો વિચાર કર; પછી બોલવું હોય તે બોલજે. જો મારી સત્તા કેવી ચોક્કસ છે! છે કોઇ માઇનો પૂત તેને ફેરવનાર? અરે—

उदयति यदि भानुः पश्चिमायां दिशायां ।
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः ॥
विकसति यदि पद्मं पर्वताग्रे शीलायां ।
तदपि न चलतीयं भाविनी कर्मरेखा ॥ १ ॥

સૂર્ય કદાચ પશ્ચિમ દિશામાં ઉગે, મેરૂ પર્વત ચલાયમાન થાય, અગ્નિ શીતલ બની જાય, પર્વતની શિલા ઉપર પદ્મ-કમલ ઉગે, એટલી વસ્તુઓ ન બનવાની પણ કદાચ દૈવયોગે બની જાય તો ભલે બને, પણ ભાવીભાવની જે કર્મરેખા તે તો કદી પણ ચલિત-અન્યથા થવાની નથી.

હે પુરૂષાર્થસિંહ! તે ભાવીભાવ હું પંડે છું. મારી રેખાને અન્યથા કરવા કોઇ શક્તિમાન નથી. માણસની ધારણા ગમે તેવી હોય, માણસનો પ્રયત્ન પણ ગમે તેવો હોય, હું તેના ઉપર આધાર ન રાખતાં સ્વતંત્રપણે મારી ધારણા પ્રમાણેજ ફલ આપું છું. એકના દેખીતા પ્રયત્નનું ફલ મારા ધાર્યા પ્રમાણે બીજાને પણ અપાવી શકું. વાદીના કરંડીયામાંના સર્પ અને ઉંદરભાઇના પ્રયત્નનું દૃષ્ટાંત તો પ્રસિદ્ધ છે. ઉંદરે બિચારે મેવાનો કરંડીયો માની ખાવાની આશાએ ઘડી બે ઘડી મહેનત લઇ છિદ્ર પાડ્યું, તો તેનું ફલ વિપરીત જ આવ્યું! ક્ષુધાતુર અને કેદ પકડાયેલા સર્પને વગર મહેનતે ભક્ષ મળ્યું અને વળી બહાર નીકળવાનો માર્ગ પણ ખુલ્લો થયો. કહે,

આમાં પુરૂષાર્થ શું કામ આવ્યું ? સાંભળો મારી સત્તાને સાબીત કરનાર એક પદ્ય સંભળાવું:—

कान्तं वक्ति कपोतिका कुलतया नाथान्तकालोऽधुना ।
व्याधोऽधो धृतचापसज्जितशरः श्येनः परिभ्राम्यति ॥
इत्थं चिन्तयतोः सदष्ट इषुणा श्येनोऽपि तेनाहत—
स्तूर्णं तौ तु यमालयं प्रतिगतौ दैवी विचित्रा गतिः ॥ १ ॥

નીચેથી એક શિકારીની ઘાતક દૃષ્ટિમર્યાદામાં આવેલી અને ઉપરથી સિંચાણાના સપાટામાં સપડાયેલી એક પારેવી, પોતાના કાન્ત પારેવાને કહે છે કે: હે નાથ ! હવે આપણો અંતકાલ આવ્યો છે; આ ખેવડા સંકટમાંથી આપણે બચવાના નથી, કેમકે નીચે શિકારી ધનુષ પર બાણ ચડાવી ઉભો છે, ઉપર સિંચાણો આપણને પકડવા આંટા મારે છે. પારેવો અને પારેવી આવી પડેલી આફતની ચિંતા કરે છે, તેટલામાં તો શિકારીના પગ પાસે એક સર્પનો રાફડો હતો તેમાંથી ઝેરી સર્પ નિકળ્યો, જેણે શિકારીને પગે ડંશ માર્યો, તેની સાથેજ શિકારીનો હાથ ડગ્યો, જેથી ધનુષ ઉપર ચડાવેલ બાણ પારેવા–પારેવીને ન વાગતાં ઉપર ભમતા સિંચાણાને વાગ્યું, જેથી એક તરફ શિકારી બેહોસ થઈ પડયો અને બીજી તરફ સિંચાણો તરફડાટ કરતો પડયો; થોડીવારમાં બન્ને યમધામમાં પહોંચ્યા અને પારેવો–પારેવી બચી ગયાં

હે પુરૂષાર્થવાદી! આ ઉપરથી તું એ નિશ્ચય ઉપર આવ કે, ભાવીભાવ હોય તેમજ બને છે. પુરૂષપ્રયત્ન કે માણસની ધારણા કંઇ કામ આવતી નથી. "दैवी विचित्रा गतिः" "दैवेच्छा वलीयसी" એમ માન. માણસો અનાજ વગેરેનો પાક આબાદ કરવાને ગમે

તેટલી કોશીશ કરે પણ તેનું ફળ આપવાની મારી ઇચ્છા ન હોય તો હું ગમે તે અકસ્માત કરૂં—હિમ પાડી પાકને બાળી નાખું, તીડનાં ઝુંડ લાવી પાક ખવરાવી દઉં, જોઇએ ત્યારે વરસાદને ખેંચી જાઉં, ન જોઇએ ત્યારે બમણું-ત્રણ ગણું વરસાવું, રોગ ફેલાવું, ગમે તે પ્રકારે પાકને નષ્ટ કરીદઉં. એક માણસ હુન્નર ખીલવવાને કે કોઇ શોધ કરવાને અવનવા અખતરા કરતો હોય, પુરતી રીતે પ્રયત્ન કરી રહ્યા હોય, પણ મારે જો તેને ફલ આપવું નજ હોય તો હું ગમે તે વિઘ્ન નાખી દઉં—કાં તો તેને બિમાર કરૂં, કાંતો ઉત્તેજન આપનારના મનમાં અવિશ્વાસ કે ઉલટો ભાવ ઉત્પન્ન કરૂં, કાંતો કાંઇ ઉત્પાત જગાડું, કોઈ પણ રીતે તેની ધારણા રદ કરી નાખું. મારે જેને ફલ આપવુંજ હોય તેને વગર પરિશ્રમે પણ અણુધાર્યું ફલ આપું—લૉટરી, શરત કે સટ્ટામાં સવળો દાવ અપાવું કે, મકાનનો પાયો ખોદતાં સોનામ્હોરનો ચરૂ દેખાડી દઉં. હું ચાહું તે કરવાને સમર્થ છું. મારો વાદ બીજાથી નહિ જ થઇ શકે. ૬ કાલ, સ્વભાવ પૂર્વકર્મ અને પુરૂષાર્થ એ બધા બદલી જાય, પણ હું તો એનો એજ કાયમ રહેવાનો.

ઈનસાફ ખાતર હું કબુલ કરીશ કે, મને ઘડનાર પૂર્વનો પુરૂષાર્થજ છે; પણ ઘડાયા પછી તો હું તદ્દન સ્વતંત્ર છું; પછી એક રંચ માત્ર પણ પુરૂષાર્થની સત્તા મારા ઉપર ચાલી શકતી નથી. માટે પાંચમાં શ્રેષ્ઠ પદ મને જ મળવું જોઇએ.

પાંચે પક્ષકારો પોતપોતાના દાવા રજુ કરી રહ્યા એટલે પ્રધાને પંડિતજી સાથે વિચાર ચલાવવા માંડયો.

આમાં પુરૂષાર્થ શું કામ આવ્યું? સાંભળો મારી સત્તાને સાબીત કરનાર એક પદ્ય સંભળાવું:—

कान्तं वक्ति कपोतिका कुलतया नाथान्तकालोऽधुना।
व्याधोऽधो धृतचापसज्जितशरः श्येनः परिभ्राम्यति॥
इत्थं चिन्तयतोः सदष्ट इषुणा श्येनोऽपि तेनाहत—
स्तूर्णं तौ तु यमालयं प्रतिगतौ दैवी विचित्रा गतिः॥ १॥

નીચેથી એક શિકારીની ઘાતક દૃષ્ટિમર્યાદામાં આવેલી અને ઉપરથી સિંચાણાના સપાટામાં સપડાયેલી એક પારેવી, પોતાના કાન્ત પારેવાને કહે છે કેઃ હે નાથ! હવે આપણો અંતકાલ આવ્યો છે; આ ખેવડા સંકટમાંથી આપણે બચવાના નથી, કેમકે નીચે શિકારી ધનુષ પર બાણ ચડાવી ઉભો છે, ઉપર સિંચાણો આપણને પકડવા આંટા મારે છે. પારેવો અને પારેવી આવી પડેલી આફતની ચિંતા કરે છે, તેટલામાં તો શિકારીના પગ પાસે એક સર્પનો રાફડો હતો તેમાંથી ઝેરી સર્પ નિકળ્યો, જેણે શિકારીને પગે ડંશ માર્યો, તેની સાથેજ શિકારીનો હાથ ડગ્યો, જેથી ધનુષ ઉપર ચડાવેલ બાણ પારેવા—પારેવીને ન વાગતાં ઉપર ભમતા સિંચાણાને વાગ્યું, જેથી એક તરફ શિકારી બેહોસ થઈ પડયો અને બીજી તરફ સિંચાણો તરફડાટ કરતો પડયો; થોડોવારમાં બન્ને યમધામમાં પહોંચ્યા અને પારેવો—પારેવી બચી ગયાં

હે પુરૂષાર્થવાદી! આ ઉપરથી તું એ નિશ્ચય ઉપર આવ કે, ભાવીભાવ હોય તેમજ બને છે. પુરૂષપ્રયત્ન કે માણસની ધારણા કંઇ કામ આવતી નથી. "दैवी विचित्रा गतिः" "दैवेच्छा वलीयसी" એમ માન. માણસો અનાજ વગેરેનો પાક આબાદ કરવાને ગમે

તેટલી કોશીશ કરે પણ તેનું ફળ આપવાની મારી ઇચ્છા ન હોય તો હું ગમે તે અકસ્માત કરૂં—હિમ પાડી પાકને બાળી નાખું, તીડનાં ઝુંડ લાવી પાક ખવરાવી દઉં, જોઇએ ત્યારે વરસાદને ખેંચી જાઉં, ન જોઇએ ત્યારે બમણું-ત્રણ ગણું વરસાવું, રોગ ફેલાવું, ગમે તે પ્રકારે પાકને નષ્ટ કરીદઉં. એક માણસ હુન્નર ખીલવવાને કે કોઇ શોધ કરવાને અવનવા અખતરા કરતો હોય, પુરતી રીતે પ્રયત્ન કરી રહ્યો હોય, પણ મારે જો તેને ફલ આપવું નજ હોય તો હું ગમે તે વિઘ્ન નાખી દઉં—કાં તો તેને બિમાર કરૂં, કાંતો ઉત્તેજન આપનારના મનમાં અવિશ્વાસ કે ઉલટો ભાવ ઉત્પન્ન કરૂં, કાંતો કાંઇ ઉત્પાત જગાડું, કોઇ પણ રીતે તેની ધારણા રદ કરી નાખું. મારે જેને ફલ આપવુંજ હોય તેને વગર પરિશ્રમે પણ અણધાર્યું ફલ આપું—લૉટરી, શરત કે સટ્ટામાં સવળો દાવ અપાવું કે, મકાનનો પાયો ખોદતા સોનામ્હોરનો ચરૂ દેખાડી દઉં. હું ચાહું તે કરવાને સમર્થ છું. મારો વાદ બીજાથી નહિજ થઇ શકે. ૧ કાલ, સ્વભાવ પૂર્વકર્મ અને પુરૂષાર્થ એ બધા બદલી જાય, પણ હું તો એનો એજ કાયમ રહેવાનો.

ઈનસાફ ખાતર હું કબુલ કરીશ કે, મને ઘડનાર પૂર્વનો પુરૂષાર્થજ છે; પણ ઘડાયા પછી તો હુ તદ્દન સ્વતંત્ર છું; પછી એક રંચ માત્ર પણ પુરૂષાર્થની સત્તા મારા ઉપર ચાલી શકતી નથી. માટે પાંચમાં શ્રેષ્ટ પદ મને જ મળવું જોઇએ.

પાંચે પક્ષકારો પોતપોતાના દાવા રજુ કરી રહ્યા એટલે પ્રધાને પંડિતજી સાથે વિચાર ચલાવવા માંડયો.

પ્રધાન—કેમ પંડિતજી! આ પાંચે વાદીઓનું કથન બરાબર ધ્યાન રાખીને સાંભળ્યું કે ?

પંડિત—જી હા; સાભળ્યું.

પ્રધાન—કહો એમાંથી કેટલું સત્યાસત્ય તમે તમારી બુદ્ધિથી તારવી કાઢ્યું ?

પંડિત—પ્રધાનજી! એક રીતે પાંચેનું કથન સત્ય છે; બીજી રીતે અસત્ય છે.

પ્રધાન—તે કેવી રીતે ?

પંડિત—તેઓ પ્રત્યેક બીજાઓને ઉત્થાપીને માત્ર પોતાનીજ સત્તા સ્થાપે છે, તે રીતે તો પ્રત્યેકનું કથન અસત્ય છે બીજા વાદીઓની પણ જેટલી જેટલી સત્તા છે તેટલી તેટલી તેમની સત્તા સ્વીકારી પોતાનો અહંભાવ અને અધિક વાદ મુકી દઇ જો વાજબી રીતે પોતાની સત્તા સ્થાપે તો તેમનું કથન સત્ય થાય.

પ્રધાન—બરાબર છે. એકાંત વાદ તે મિથ્યા અને અનેકાંત વાદ તે સત્ય છે. વારૂ; પણ તે દરેકના કથનમાં વાજબી અને ગેરવાજબી શું શું છે તે વિસ્તારથી જણાવો.

પંડિત—કોઇ પણ કાર્યનું ફળ મેળવવું હોય તો અલબત આ પાંચે વાદિઓની ગૌણપણે કે મુખ્યપણે જરૂર પડે છે; પણ તેઓની જરૂરીઆત ક્યારે અને કેટલે અંશે પડે છે, તેનો વિચાર કરવાને અનેક દાખલાઓ ઉપસ્થિત થાય છે; પણ તે બધાનો વિચાર કરતાં બહુ લંબાણ થઇ જાય માટે એક ચોકકસ દાખલો લઇ તે ઉપર વિચાર કરીએ. ધારો કે એક વિદ્યાર્થી આજે મેટ્રીકનો

અભ્યાસ કરવાને મેટ્રિકના કલાસમાં દાખલ થાય છે. તેને મેટ્રિકની પરીક્ષા પસાર કરવા રૂપ ફલ મેળવવું છે. મેટ્રિકમાં દાખલ થતાં પહેલાં બીજી નિશાળો અને સ્કુલોમાં ઓછામાં ઓછાં આઠ નવ વર્ષ તેણે પસાર કરેલાં હોવાં જોઇએ. એટલે, પ્રથમ છ ધોરણ પસાર કરવામાં જેટલો વખત લાગ્યો તેટલા કાળનું બળ મળ્યા પછીજ મેટ્રિકમાં દાખલ થવાય છે, તે પહેલાં દાખલ થવાતું નથી. માટે પ્રથમ કાળની જરૂર પડે છે. જો કે આગલાં વર્ષોમાં છ ધોરણ પસાર કરવાને પ્રયત્ન–પુરૂષાર્થ પણ કરવો પડયો છે, પણ આંહિ કાળની ગણનામાં તેની ગૌણતા હોવાથી તે પ્રયત્ન કાલમાંજ ગણાયો છે.

એક પશુ જેવા, અભ્યાસની અરૂચિવાળા, જડભરત, મંદમતિને શાળા કે સ્કુલના અભ્યાસને માટે તેટલો કાળ મળ્યો હોય તો પણ તે મેટ્રિકમાં દાખલ થવાને યોગ્ય થઇ શકતો નથી, તે ઉપરથી સિદ્ધ થાય છે કે, કાળની સાથે અભ્યાસની રૂચિ, મનની સ્થિરતા, સભ્યતા વગેરે શિક્ષણયોગ્ય સ્વભાવની પણ જરૂર પડે છે. સ્વભાવ વિના કાળ વ્યર્થ જાય છે, કાર્ય સફળ થતું નથી; માટે કાળની પેઠે સ્વભાવ પણ યોગ્યતાસંપાદક છે.

સ્વભાવે સુશીલ, સ્થિર હોય પણ બુદ્ધિ ન હોય તો છ ધોરણ પસાર કરી મેટ્રિકમાં દાખલ થવાને લાયક થઇ શકે નહિ અને જેમતેમ દાખલ થાય તો મેટ્રિકમાં વિજય મેળવી શકે નહિ માટે બુદ્ધિ તથા આરોગ્ય વગેરેની પણ જરૂર પડે છે અને તે શકિત પૂર્વકર્મ પ્રાપ્ત છે. માટે ત્રીજે નંબરે પૂર્વકર્મની અપેક્ષા રહે છે.

આ ત્રણ કારણના યોગથી વિદ્યાર્થી મેટ્રિક કલાસમાં દાખલ થાય છે ત્યારથી પ્રકૃત કાર્ય માટે મુખ્યપણે પુરૂષાર્થની જરૂર પડે

છે નિયમસર શાળામાં જવું જોઇએ, શિક્ષક જે પાઠ આપે તે ધ્યાન રાખી ધારવો જોઇએ, આસન લગાડી સ્થિર બેસવું જોઈએ, રજા પડયા પછી પણ ઘેર જઇ પાઠ કરવો જોઈએ વગેરે, વગેરે. જો આવી રીતે પુરૂપાર્થ કરવામાં ન આવે તો પહેલાનાં ત્રણ કારણો પણ વ્યર્થ જાય છે. માટે ત્રણ કારણોની સાથે ચોથા પુરૂષાર્થની પણ જરૂર પડે છે. આ વખતે પહેલાં ત્રણ કારણો જ્યારે ગૌણપણે કાર્ય સાધે છે, ત્યારે પુરૂપાર્થ મુખ્યપણે કાર્ય સાધક બને છે.

પુરુષાર્થ કરતાં પણ વચ્ચેવચ્ચે વિઘ્નો આવે છે. તે વિઘ્નો બે પ્રકારનાં હોય છે, એક તો પુરૂપાર્થથી દૂર કરી શકાય તેવાં હોય છે, અને બીજા પ્રકારનાં વિઘ્નો પુરૂષાર્થથી દૂર કરી શકાતાં નથી. અભ્યાસ કરતા મંદવાડ થયો એટલે પાઠ બંધ રહ્યો. પુરૂષાર્થથી ડાકટર પાસે ગયા, દવા કરી, તો આરામ થઇ ગયો. તે નિરાધાર વિદ્યાર્થીને અભ્યાસ માટે કોઇના તરફથી સ્કૉલરશીપ કે પુસ્તકો અને ફીમાં મદદ મળતી હતી તે ગમે તે કારણથી બંધ થઇ અને અભ્યાસ મુકી દેવાનો વખત આવ્યો; પણ પુરૂપાર્થ કરતાં વળી બીજા કોઇ ગૃહસ્થ તરફથી મદદ મળી અને વિઘ્ન દૂર થઈ ગયું. આ પ્રકારનાં વિઘ્નો તો પૂર્વ કર્મમાં સમાઇ જાય છે પણ કેટલીકવાર એવાં અણધાર્યાં વિઘ્નો*-અકસ્માતો નડે છે કે જે કોઇ પણ પ્રયત્નથી દૂર થઇ શકે નહિ અને અભ્યાસ મુકી દેવાનોજ વખત આવી પુગે અથવા નાપાસજ થવું પડે; તેવાં વિઘ્નોને આપણે **નિયતિની**

* વિદ્યાર્થી પરીક્ષા આપતાંજ ઓચીંતિ ચકરી ખાઈ પડે, પરીક્ષાના દિવસે જ કોઈ અણધાર્યો અકસ્માત બને, ઇત્યાદિ દૃષ્ટાંત આપી શકાય.

કૃતિ તરીકે ગણીશું. કાર્યને સફલ કરવામાં અનુકુલ નિયતિની જરૂર પડે છે.

ઉપર કહેલાં પાંચે કારણો એકઠાં થાય ત્યારેજ મેટ્રિકમાં દાખલ થયેલો વિદ્યાર્થી પરીક્ષા પસાર કરવા રૂપ ફળ મેળવી શકે છે. એવી રીતે દરેક કાર્યમાં ફળાસિદ્ધિ મેળવવાને આ પાંચે કારણોની જરૂર પડે છે, જો કે કાર્ય પરત્વે પાંચેનું બલાબલ પૃથક્ પૃથક્ છે.કોઇ સ્થળે કોઈની પ્રધાનતા અને કોઈ સ્થળે કોઈની પ્રધાનતા હોય છે. આંહિ વિચારવાનું એ છે કે, કાળ એટલે સામાન્ય કાળ નહિ પણ ક્રિયાસિદ્ધિ કાળ, વસ્તુપરિપાક કાળ અથવા કર્મસ્થિતિરૂપ કાળ સમજવો. જે ક્રિયા જેટલા કાળમાં સિદ્ધ થાય તેટલા કાળને ક્રિયાસિદ્ધિ કાળ ગણી શકાય જેમ એક વસ્ત્ર બનાવતાં કે વાસણ બનાવતાં અમુક વખત લાગે તે ક્રિયાસિદ્ધિ કાળ કહેવાય. અન્નફળાદિને પાકતાં જે કાળ લાગે તે વસ્તુપરિપાક કાળ ગણાય. પણ કાળની આ મર્યાદા અનિયત છે. સ્વભાવ, કર્મ અને પુરુષાર્થથી તે મર્યાદા બદલી પણ શકાય છે. એક ઝાડનું ફળ એક દેશમાં પંદર દિવસે પાકે, તો બીજા દેશમાં તેજ ફળ દશ દિવસે પાકે છે. દેશસ્વભાવથી પણ કાળની મર્યાદામાં ફેરફાર થાય છે, તેમજ જાતિસ્વભાવથી પણ ફેરફાર થાય છે. અમુક જાતની કેરી અમુક વખતે પાકે છે, ત્યારે બીજી જાતની કેરી તેજ દેશમાં થોડે યા વધારે વખતે પાકે છે. પુરૂષાર્થથી જે કાળપરિવર્તન થાય છે તે સ્વભાવચંદ્રે પોતાના વિવાદમાં જણાવ્યું છે. શુભ અશુભ કર્મથી પણ કર્મસ્થિતિ લાંબી ટુંકી થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. આ ઉપરથી એટલું સમજાય છે કે, કાળ જે એવો ફાંકો રાખે છે કે

હું ફળ આપું ત્યારેજ મળે, મારી મર્યાદા અનુલ્લંઘનીય છે, એ એ વાત બરાબર નથી. કાળ, સ્વભાવ આદિ સંયોગોને આધિન હોવાથી પરતંત્ર છે. કોઇ વિદ્યાર્થી સાત વરસે મેટ્રિક થાય અને કોઇ ખાનગી રીતે અભ્યાસ કરી ત્રણ ચાર વરસમાં પણ મેટ્રિક જેટલું જ્ઞાન મેળવી શકે છે. તેનો આધાર ઉદ્યમ ઉપર છે. માટે કાળની મર્યાદા ઉલ્લંઘી પણ શકાય છે. એટલું ખરૂં કે કોઇ પણ ક્રિયા સાધ્ય કરતાં થોડા યા ઘણા કાળની જરૂર તો પડેજ છે. કાળની જડને મૂળથી ઉખેડી ફેંકી દેવાથી કાર્ય સિદ્ધ થાય નહિ બીજું એ કે, કાળની સાથે વસ્તુસ્વભાવ, પ્રારબ્ધ અને પુરૂષાર્થ હોય તોજ કાળ કાર્યસાધક બની શકે; પણ એકલા કાળથી કંઇ થઇ શકે નહિ.

અનિયત મર્યાદાવાળા કાળને પણ કારણ તરીકે ગણવાનો હેતુ એપણ છે કે તેથી માણસો ધીરજ રાખવાનો પાઠ શીખે. અન્યથા એક ક્ષણે ક્રિયા કરો તેનું ફળ બીજીજ ક્ષણે મળવાની આશા રાખી કામ કરવામાં આવે, પણ ફળ તો બીજે ક્ષણે મળતું નથી; તેથી અધીરજ આવતાં માણસ એમ સમજે કે આ ક્રિયા નિષ્ફળ છે. ફળ મળ્યું નહિ. એમ માની કાર્ય કરતાં અટકી જાય અને ફલથી વંચિત થાય, પણ કાળને કારણ તરીકે સમજે તો તેટલી અધીરજ ન રહે. એમ સમજાય કે કાળે કરી ફળ મળશે; માટે કાર્ય કરતાં રહેવું. એમ સમજી માણસ ધીરજ રાખી પુરૂષાર્થમાં મચ્યો રહે. માટે કાળની કારણતા નિરુપયોગી નથી.

સ્વભાવ શબ્દથી વસ્તુસ્વભાવ, દેશસ્વભાવ, ક્ષેત્રસ્વભાવ, કાળસ્વભાવ, સમાજના સંયોગો અને કુદરતના સંયોગોનું ગ્રહણ

થાય છે. કાળની પેઠે સ્વભાવની મર્યાદાનું ઉલ્લંઘન સહેલાઇથી થઇ શકતું નથી. એટલું જ નહિ પણ કેટલીકવાર પ્રારબ્ધ અને પુરૂષાર્થ પણ સ્વભાવને અનુસરી કામ કરે છે. જેમકે ગમે તેવો પ્રારબ્ધના બળવાળો પુણ્યશાળી માણસ હોય, તોપણ તે જે દેશમાં રહેતો હોય તે દેશની ઠંડી ગરમી કે અન્ય ઉપદ્રવોની પીડા તેને સહન કરવીજ પડે છે. તેમજ ઉદ્યોગ પણ તે દેશના રૂતુસ્વભાવ ને અનુસરીનેજ થઇ શકે છે. માટે સ્વભાવ એ પ્રબલ કારણ જણાય છે. તોપણ કેટલીક બાબતમાં પુરૂષાર્થથી સ્વભાવમાં ફેરફાર થઇ શકે છે. ક્રોધી સ્વભાવવાળો માણસ સત્સંગથી શાંતસ્વભાવી બનતો આપણે જોઇએ છીએ ગરમ સ્વભાવવાળી વસ્તુને ભિન્ન સ્વભાવવાળી ચીજ સાથે મિશ્રણ કરવાથી જૂદોજ સ્વભાવ ઉત્પન્ન થાય છે અને નવીન ફળ આપે છે. જો કે નિશ્ચય દૃષ્ટિથી તો જેનો જે સ્વભાવ છે તેજ રહે છે; માત્ર સંયોગ વશે આવિર્ભાવ-તિરોભાવ થાય છે; પણ વ્યવહાર દૃષ્ટિથી ફેરફાર થતો જણાય છે.

પ્રારબ્ધ-પૂર્વ કર્મનો વિષય ઘણે ભાગે સજીવ વસ્તુનેજ લાગુ પડે છે. નિર્જીવ વસ્તુના સંબંધમા તો તે વસ્તુના પૂર્વકાલીન સંયોગો તેજ તેનાં પૂર્વ કર્મો છે. સજીવ વસ્તુ-પ્રાણી વર્ગને યદ્યપિ ઇંદ્રિય, પ્રાણ, શરીર, અંગોપાંગ, ગતિ, જાતિ, સંઘયણ ( શરીરનો બાંધો ), સંસ્થાન ( આકૃતિ દેખાવ ), જીવન, મરણ વગેરે પૂર્વકર્માનુસારે મળે છે, તોપણ કર્માનુસારે મળેલી દરેક શક્તિનો વિકાસ કરવામાં પુરૂષાર્થની પૂર્ણ જરૂર પડે છે. શરીર કર્મ-યોગે મળ્યું, પણ ખાનપાન વગેરે સારસંભાળરૂપ પુરૂષાર્થ

કરવામાં ન આવે તો તેનો વિકાસ થઇ શકે નહિ. ઇંદ્રિયો મળી, પણ દરદ વગેરેથી તનું રક્ષણ કરવામાં ન આવે તો શકિતનો વિકાસ થવો તો દૂર રહ્યો પણ શકિતનો નાશ થઇ જાય. દરેક કર્મ એવું નિકાચિત ન હોય કે વગર પુરૂષાર્થે પણ તે અવશ્ય કરીને ફલ આપેજ. કેટલાંક કર્મોનો ઉદય સંયોગાધીન હોય છે, દેશકાળના સ્વાભાવાધીન હોય છે; અને કેટલેક સ્થળે પુરૂષાર્થથી પણ કર્મોનો ઉપશમ, સંક્રમણ, ઉદ્વર્તન, અપવર્તન થઇ શકે છે. માટે પૂર્વ કર્મની મર્યાદા પણ અનુલ્લંઘનીય કહી શકાય નહિ.

કેટલાએક લોકો કર્મમાં લખ્યું હશે તેમજ થશે, એમ કહી કર્મને સ્વતંત્ર કારણ માનવાની જે ભૂલ કરે છે તેથી ઘણીવાર અનર્થ થાય છે. કર્મને સ્વતંત્ર કારણ માનનારાઓ પુરૂષાર્થને પડતું મુકી આળસુ અને એદી બની જાય છે, તેથી ધર્મ અને કર્મ ઉભયથી ભ્રષ્ટ થાય છે, મળેલી શકિત અને સંપત્તિ તેઓ ગુમાવી બેસે છે. તેમજ જેઓ પૂર્વ કર્મને સદંતર ઉડાડી દે છે, કર્મની બીલકુલ સત્તા માનતા નથી, તેઓ પણ મોટી ભુલ કરે છે. પૂર્વકર્મ માનનારાઓ જેમ વિપત્તિના વખતમાં પોતાની પૂર્વકાલીન ભૂલનું પરિણામ માની સંતુષ્ટ રહે છે, સુખદુઃખમાં સમભાવી બને છે, તેમ પૂર્વકર્મને ન માનનારા રહી શકતા નથી. તેમને દિલાસો આપનાર કોઇ રહેતું નથી, તેથી હાયવોય કરી આર્તધ્યાન ધરે છે. માટે પૂર્વ-કર્મની કારણતા અતિ ઉપયોગી છે. પણ તે એટલે અંશે હોવી

જોઇએ કે જેથી માણસો અનુદ્યોગી-આળસુ ન બની જાય. પૂર્વકર્મની કારણતા પુરૂષાર્થ સહકૃત માનવાથી વધારે લાભ છે.

પુરૂષાર્થ માટે જોઇએ તેટલું પુરૂષાર્થવાદી તરફથી બોલાઇ ગયું છે, જેથી તેમાં વધારે વિચારવાનું રહેતું નથી. તોપણ તેમાં થોડો ખુલાસો કરવો પડશે. યદ્યપિ પુરૂષાર્થને સ્વભાવાદિ સંયોગોનું શરણું લેવું પડે છે, તોપણ તે વિજય આપનાર એકકો છે, નિકાચિત નહિ એવાં પૂર્વકર્મોને પણ ફેરવી શકે છે. રેલ્વે, તાર, ટેલીગ્રાફ, ફોનોગ્રાફ, વિવિધ સંચા અને કારખાનાંઓની શોધ પુરૂષાર્થને આભારી છે. પુરૂષાર્થેજ દરિયામાં અને પૃથ્વીના તળીયામાં માર્ગ કરી દીધો છે અને દૂરની વસ્તુ નજીક તથા સૂક્ષ્મ વસ્તુને સ્થૂલરૂપે દર્શાવવાની યુકિત શોધી કાઢી છે. જે પ્રજાએ પુરૂષાર્થને પ્રધાનપદ આપ્યું છે તે પ્રજા અર્થ, સામ્રાજ્ય અને સત્તા ભોગવે છે. જે પ્રજા પુરૂષાર્થને ધિક્કારે છે અથવા તેને દૂર હડેસે છે તે પ્રજા દુઃખ અને દરિદ્રતામાં ડુબતી જોવાઇ છે, કિંબહુના, પુરૂષાર્થવાદીએ પ્રમાણ તરીકે રજુ કરેલા મહાવીર સ્વામીનાં વચનોજ પુરૂષાર્થની પ્રધાનતા માનવા માટે પુરતાં છે. પુરૂષાર્થ માત્ર એક નિકાચિત કર્મોની આગળજ અટકે છે, તે સિવાય તે કેટલેક અંશે સ્વતંત્રપણે પણ કામ બજાવી શકે છે.

પાંચમું કારણ નિયતિ છે, કે જે નિકાચિત બંધવાળા કર્મરૂપ છે. જે કર્મ અવશ્ય ભોગવવુંજ પડે. જેની સ્થિતિમાં કે વિપાકમાં કંઇ પણ ફેરફાર થઇ શકે નહિં, તે કર્મના બંધને “ નિકાચિત બંધ ” કહેવામાં આવે છે. કાર્યમાં અને ફળ મેળ-

વવામાં વિઘ્ન પાડનાર કર્મ તે "અંતરાય કર્મ" ગણાય છે. આ અંતરાયના અનિવાર્ય વિપાકને અથવા અકસ્માત ફળ આપનાર કર્મને આપણે "નિયતિ" તરીકે ગણીશું. જે કાર્યનું ફળ પુરૂષાર્થથી ઉલટીજ દિશામાં ગતિ કરે, અને જે અણધાર્યું અકસ્માત પ્રાપ્ત થાય તે ફળને 'નિયતિ' નું કાર્ય ગણીશું. આ પ્રમાણે નિયતિનું ક્ષેત્ર ઘણું મર્યાદિત છે; કારણ કે પુરૂષાર્થ વિરૂદ્ધ ફળ આપનારાં કૃત્યો બહુ હોતાં નથી. કર્મના ખજાનામાં શિથિલ બંધવાળાં કર્મો કરતાં નિકાચિત બંધવાળાં કર્મો થોડાં હોય છે. નિયતિનું ક્ષેત્ર સ્વલ્પ, પણ સામર્થ્ય અધિક જણાય છે; કારણકે તે કોઇનાથી બદલી શકાતું નથી, તે સ્વભાવને પોતાનો તાબેદાર બનાવે છે; પુરૂષાર્થથી પણ ઉલટું ચાલે છે, પોતાનું ધારેલું ફળજ આપે છે, માટે તે સમર્થ ગણી શકાય ખરૂં. પણ કેટલીક વાર તેનું સામર્થ્ય માપવામાં મનુષ્યોની ભુલ થાય છે. પુરૂષાર્થ કરતાં કાર્યમાં થોડું પણ વિઘ્ન આવ્યું કે આળસુ અને સુસ્ત મનુષ્યો તે કાર્ય નિયતિ-ભાવી ભાવનું માની લઇ પુરૂષાર્થમાં આગળ વધતા અટકી જાય છે. વસ્તુતઃ તેમનું અટકવું અસ્થાને અને ભુલ ભરેલું હોય છે, ઘણે ભાગે તે વિઘ્નો પુરૂષાર્થ વડે દૂર થઇ શકે તેવાં હોય છે, તે વિઘ્નો નિયતિની હદમાં ગયેલાં હોતાં નથી. માટે ફલાભિલાષી પુરૂષોએ નિયતિની પરીક્ષા એકવારના ઉદ્યમથીજ નહિ કરતાં એકવાર ફલ ન મળ્યું તો બીજીવાર-ત્રીજીવાર-વારંવાર ઉદ્યમ કરવો તેમ કરતાં છેવટે કોઇ પણ રીતે ફળ પ્રાપ્ત ન થાય અથવા વિરૂદ્ધ ફળ મળે ત્યારે તે કાર્ય નિયતિ-ભાવી ભાવનું છે એમ માનવું; પણ પ્રથમથી

જ ખોટાં અનુમાનો કરી નિયતિની હદ વધારી આળસુ બની જવું નહિ. નિયતિની માન્યતા માણુસને નિરાશ દશામાં આશ્વાસન આપી શાંતિ ઉપજાવે છે. નિયતિનો સમાવેશ પૂર્વકર્મમાં થઇ શકત, પણ પૂર્વકર્મને જયારે પુરૂષાર્થની સત્તા નીચે રાખીએ છીએ ત્યારે નિયતિ પૂર્વકર્મની સાથે ભળી શકતું નથી; કારણકે તે પુરૂષાર્થની સત્તાથી બહાર સ્વતંત્ર રહે છે.

યદ્યપિ એક કાર્ય સાધવામાં અનેક વસ્તુઓની જરૂર પડે છે તે સર્વની ગણુના કરીએ તો અનેક કારણો ગણી શકાય, પણ ઉક્ત પાંચ કારણોમાં તે સર્વનો સમાવેશ થઇ જાય છે. આ પાંચ કારણોનો પણ 'સંગ્રહ નય'થી સંક્ષેપ કર્યો હોય તો, કાળ પુરૂષાર્થના સંયોગોમાં, નિયતિ પૂર્વકર્મમાં, અને પ્રારબ્ધ ભૂતકાલીન પુરૂષાર્થમાં ભળી જવાથી સ્વભાવ અને પુરૂષાર્થ એ બેજ મુખ્ય કારણ ગણી શકાય.

પ્રધાનજી! મારી બુદ્ધિ પ્રમાણે પાંચ કારણોનું યત્કિંચિત્ પૃથકકરણ કરી યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યો છે, તે ઉપરથી સત્યાસત્યનો નિર્ણય કરી આપ આ પાંચે વાદીઓને ઈન્સાફ આપશો એમ આશા રાખી હું મારૂં બોલવું બંધ કરૂં છું.

**પ્રધાન**—મહારાજાધિરાજ! પંડિતજીએ વિવેચન કર્યું છે તે મને યથાર્થ લાગે છે. હવે આ ઉપરાંત વધારે વિચાર કરવાનું કંઇ રહેતું નથી; માટે આ પાંચેને ન્યાય સંભળાવવા કૃપા કરશો.

**રાજા**—વાદીઓ અને સભાસદો! કાલ, સ્વભાવ, પૂર્વકર્મ, પુરૂષાર્થ અને નિયતિ એ પાંચનો સ્વતંત્ર કારણુતા માટે જે દાવો

છે તે મિથ્યા છે; નિયતિ સિવાય સ્વતંત્ર કારણતા એકેની ઘટતી નથી. નિયતિ બીજા કરતાં કંઇક સ્વતંત્ર છે, પણ તે સંપૂર્ણ નહિ; વસ્તુસ્વભાવની તેને પણ અપેક્ષા રહે છે. વળી તેનું કામ જોડવા કરતાં તોડવાનું વધારે છે. તેનો પ્રદેશ પ્રણ બહુ મર્યાદિત છે. માટે વાદીઓના કહેવા પ્રમાણે તેમની સ્વતંત્ર કારણતા સિદ્ધ થતી નથી; કિન્તુ સાપેક્ષ કારણતા સિદ્ધથાય છે. પાંચે વાદીઓ સાથે મળી સુખ—દુઃખ, લાભાલાભ, જીવન–મરણ વગેરેમાં કારણભૂત થઇ શકે છે; એટલે પાંચેનો સમવાય ( સમુદાય ) કારણ મનાય છે. પાંચેની સમાનકારણતા હોવા છતાં પણ ગૌણ—મુખ્ય ભાવ તો છેજ. ઋતુનો ફેરફાર વગેરે કેટલાંક કાર્યોમાં કાળની પ્રધાન કારણતા અને બીજાની ગૌણતા છે. સ્વભાવની લગભગ સર્વત્ર સમાન કારણતા છે. જીવન શકિતઓ, શરીર, અંગોપાંગ, ઇંદ્રિય, પ્રાણ વગેરે સંપત્તિમાં પૂર્વકર્મની પ્રધાનતા છે; પુરૂપાર્થ પ્રભૂતિની ગૌણતા છે. શક્તિઓનો વિકાસ કરવામાં, વિદ્યા–હુન્નર–કળા–વિજ્ઞાન—શોધો વગેરેમાં પુરૂપાર્થની પ્રધાનતા અને પૂર્વકર્મ આદિની ગૌણતા છે. અચાનક અકસ્માતોમાં નિયતિની પ્રધાનતા અને અન્યની ગૌણતા છે. બસ; આ પ્રમાણે દરેક વાદીએ પોતપોતાના વિષયમાં પ્રધાનતા અને બીજે સ્થળે પોતાની ગૌણતા સ્વીકારી ગર્વ અને અધિકવાદ તજી દેવો તથા એકબીજાના બળનો સ્વીકાર કરવો.

(કચેરી બારખાસ.)



# લેખ રજો.

## શ્રી.

## મહાવીરસ્વામિની છદ્મસ્થ—અવસ્થા.

કોન્ફરન્સ હેરલ્ડમાં પ્રગટ થયેલ.

" प्राणान्तेपि प्रकृति विंकृति र्जायते नोत्तमानाम्. "

" પ્રાણન્ત કષ્ટ લગી પણ ઉત્તમ પુરૂષોની પ્રકૃતિમાં કંઇ ફેરફાર થતો નથી. "

જગદ્વંદ્ય મહાપુરૂષોનું જીવનજ આત્મોદ્ધારની સાથે જગતૂનો ઉદ્ધાર કરવા માટે હોય છે. તેમને તે કાર્યમાં પ્રવૃત થવાને માટે કોઇ પ્રેરક પુરૂષ કે ઉપદેશકની જરૂર પડતી નથી; કિન્તુ તેમની પ્રકૃતિનું બંધારણજ એવું હોય છે, કે તેને લીધે તેઓ જગત્ જનોની દુઃખ ભરેલી સ્થિતિ જોઇ શકતા નથી. જો તેઓ કોઇ રોગી, શોગી, દીનદરિદ્ર, અંધ પંગુ કે જરા જીર્ણ મનુષ્યને જુએ છે કે તરતજ તેમના મનમાં ઉદાસીનતાની સાથે " તેવા દુઃખમાંથી કેમ છુટકારો થાય?" એવું દુઃખ શાથી થતુ હશે? તેનું મૂલ નિદાન શું હશે? એમ અનેક તર્કો ઉત્પન્ન થાય છે; અને તે તર્કો એમને એમ વિલય પ્રામી શાન્ત થઇ જતા નથી; પણ ગમે તે રીતે દુઃખ વેઠીને પણ દુ.ખવિનાશનાં કારણો શોધી જગતના જીવોને

સુખનો માર્ગ બતાવવો જોઇએ એવો પાઠ મનને શીખવતા જાય છે. શિક્ષિત અને ઉદાસીન થએલું મનજ મહાપુરૂષને જગદુદ્ધારના વિષમ માર્ગમાં ચાલવાને પ્રેરે છે. ત્યારથી તે મનને ખાનપાનમાં કે ગાનતાનમાં બીલકુલ ચેન પડતું નથી. રાજ્યસંપત્તિ તે વિપત્તિ બરાબર લાગે છે, ફુલની શય્યા શૂળની શય્યા જેવી જણાય છે, વિષય ભોગ રોગ સમાન ભાસે છે, સૂક્ષ્મ વસ્ત્રો પણ શસ્ત્ર સમાન અને શરીરનો શણગાર બળતા અંગાર સમાન પ્રતિત થાય છે.

મહાવીર સ્વામીનો અંતરાત્મા ક્યારથીએ ઉપર વર્ણવેલી દશાને અનુભવતો હતો; પણ ગર્ભાવસ્થામાં લીધેલી પ્રતિજ્ઞાએ તે દશાને બહાર પ્રગટ કરવાનો અમુક વખત માટે પ્રતિબંધ કર્યો હતો. સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા દેવી સ્વર્ગમાં સિધાવ્યા પછી તે પ્રતિબંધ દૂર થયો. યદ્યપિ તે વખતે પોતાની ૨૮ વરસની તરૂણાવસ્થા, લગભગ તેજ ઉમરવાળી સર્વાંગે સુંદર યશોદા નામે પ્રેમાળ પત્ની, પ્રિયદર્શના નામની એક નાની પુત્રી અને રાજ્યગાદીએ બેસાડવાનો મંત્રીઓનો આગ્રહ—આ બધા પ્રતિબંધો બીજા કોઇને સંસારમાં રોકવા માટે કદાચ પૂરતા હોઇ શકે; પણ મહાવીરના જ્ઞાન ગર્ભિત ઉત્કૃષ્ટ વૈરાગ્યની આગળ તે પ્રતિબંધો અકિંચિત્કર—તુચ્છ માત્ર હતા. માત્ર માતૃપિતૃભક્તિ એ એક સદ્ગુણ ધારણ કરવો કેટલો જરૂરનો છે, તે પાઠ દુનિયાને શિખવવા સારૂજ આટલો વખત સંસારમાં રોકાયા હતા. માતા પિતા સદ્ગત થયા પછી રાજ્યની લગામ હાથમાં લેવાનું જ્યારે તેમને કહેવામાં આવ્યું ત્યારે તેમણે ખુલ્લો જવાબ આપ્યો કે "હું રાજ્ય

ગાદીએ બેસીશ તેથી શું દુનિયા દુઃખથી મુકત થઇ જશે ? અને મારો ઉદ્ધાર થઇ જશે ? નહીજ. જયારે જગત્‌માં અધર્મ–પાપ અને દુઃખ જોઉં છું ત્યારે તમારી રાજ્ય સંપત્તિ મને તુચ્છ જણાય છે, તેથી રાજયગાદીએ બેસવું મને બીલકુલ પસંદ નથી. પણ પાપની સામે પ્રહાર કરી ધર્મનું રાજ્ય સ્થાપવું અને સ્વપરનો ઉદ્ધાર કરવો એજ મારૂં કર્તવ્ય સમજું છું. ”

મહાવીરનાં આ વચન સાંભળતાં તેમના ભાઇ નંદીવર્ધનને ઘણું દુઃખ લાગ્યું. માબાપના વિરહથી ઘાયલ થએલા અંતઃકરણમાં આ બીજો ઘા અસહ્ય થઇ પડયો. ગદ્‌ગદ્‌ કંઠે નદિવર્ધને ભાઇને સંસારમાં રોકવા વિજ્ઞપ્તિ કરી. આ પ્રસંગે વિરકત બનેલા મનને અધિક સમય સંસારમાં રહેવું અસત્ય જેવું હતું, તથાપિ ભાઇને નિરાશ કરતાં તેને ઘણુંજ દુઃખ લાગતું જાણી ભાઇના આગ્રહને માન આપી બે વરસ વધારે રહેવાનું માન્ય કર્યું.

## વૈરાગ્ય દશા.

મહાવીર નંદિવર્ધન ભાઇના આગ્રહથી સંસારમાં રહ્યા તો ખરા, પણ તેમનું મન હવે કોઇ વસ્તુમાં ટકતું નથી. મુખ ઉપર પ્રસન્નતા મિશ્રિત ઉદાસીનતા છવાઇ રહી છે. ખાનપાન કે ભોગ વિલાસના પદાર્થો નજરે જોયા પણ ગમતા નથી સુવાને પલંગો છતાં ભૂમિ ઉપર એકાદ વસ્ત્ર પાથરી શયન કરે છે, સચિત વસ્તુ વાપરવાનો ત્યાગ કર્યો છે, અત્તર, તેલ, ફુલ વગેરે શોખનાં સાધનો સર્વથા દૂર કર્યાં છે, અબ્રહ્મનો સર્વથા ત્યાગ કરી બ્રહ્મચર્યવૃત્તિ ધારણ કરી છે. જો કે સ્વામીશ્રી સંયમ

પાળવાના અભ્યાસ તરીકે આટલા નિયમો ન પાળત તોપણ તેઓ સંયમ લીધા પછી તેના પાલનમાં કોઇ રીતે શિથિલ બને તેમ ન હતું; તથાપિ પાછળના લોકોને માટે સંયમ પાળવાના અભ્યાસ તરીકે દીક્ષા લીધા અગાઉ અમુક વખત સુધી આચારમાં મૂકવા નિયમો પાળવાજ જોઇએ, તે સૂચવવાને મહાવીરે ઉક્ત નિયમોનું પાલન કર્યું જણાય છે. આ ઉપરથી વર્તમાનમાં પણ દીક્ષાના ઉમેદવારે એટલું શીખવું જોઈએ કે એકદમ દીક્ષા લેવાની ઉતાવળ ન કરતાં પ્રથમ સંસારમાં રહીને સાધુઓને પાળવાના ઘણાખરા નિયમો પાળવા જોઈએ. બ્રહ્મચર્ય પાળવું, શીત તાપ સહન કરવાં, પગે મુસાફરી કરવી, પ્રતિજ્ઞા પાળવામાં મનની દૃઢતા સાધવી, ભોજન વગેરે જેવું મળે તેના ઉપર સંતુષ્ટ રહેવું, અને મનની વૈષયિક ઇચ્છાને મારવી. આવો અભ્યાસ અગાઉથી કરવામાં આવે તો પાછળથી સંયમ માર્ગ મૂકી પોબારા ગણી જવાનો વખત ન આવે. કિન્તુ જીવન પર્યન્ત ચડતા ભાવથી સંયમ પાળી શકાય. મહાવીર જેવા એક સમર્થ પુરૂષે પણ બે વરસ સુધી લગભગ સંયમ જેવાજ નિયમો પાળવાનું ચાલુ રાખ્યું.

## વાર્ષિક દાન.

જૈન શાસ્ત્રની એવી માન્યતા છે કે અદ્યાપિ જેજે તીર્થંકરો થયા તેઓએ દીક્ષા લીધા અગાઉ એક વરસ સુધી છુટે હાથે યાચકોને દાન આપ્યું છે. કેટલાએક એમ માને છે કે તે દાન આપવાની પદ્ધતિ ખાસ હેતુ વગરની પરંપરાથી પ્રચલિત છે. આ માન્યતા બરાબર નથી. મહાપુરૂષોની તે પ્રવૃત્તિ હેતુ વગરની

હોવી સંભવિત નથી. તેના મુખ્ય હેતુઓ આ હોવા જોઈએ કે ધર્મના અંગોમાં દાન, એ પણ એક મુખ્ય અંગ છે જેથી તેનો પાઠ જનસમાજને શીખવવો જોઈએ. સંસાર ત્યાગવાને ઇચ્છનાર "**असमर्थो** भवेत् साधुः" ન હોવો જોઈએ, કિન્તુ (૧) ભોગનાં સાધનો-સંપત્તિ વગેરે તેની પાસે ઉપસ્થિત હોય છતાં તેમાં લોભાઇ ન રહેતાં તે બીજાને આપી નિષ્કંચનતા પ્રગટ કરનાર હોવો જોઈએ.

(૨) દીન, નિરાધાર, અંધ, અપંગ અને ધનાર્થી દરિદ્ર જનોને તેની ઇચ્છિત વસ્તુ આપી સંતોષ ઉપજાવવો જોઈએ.

આવા હેતુઓથી સંસાર છોડતી વખતે તીર્થંકરો એક વરસ લગી અખંડપણે દાન આપે છે. તે પ્રમાણે મહાવીરપ્રભુ પણ એક વરસ સુધી વરસીદાન આપી નંદિવર્ધન ભાઇની સંમતિ લઇ દીક્ષા લેવા તૈયાર થયા.

## મહાવીર સ્વામીની દીક્ષા.

વિક્રમ સંવત પૂર્વે ૫૧૨ અને ઇસ્વીસન પૂર્વે ૫૬૮ વર્ષે માગશર વદી ૧૦ ને રોજ ચંદ્રમાનો હસ્તોત્તરા નક્ષત્રની સાથે યોગ થતાં દિવસને છેલ્લે પહોરે છઠ તપ કરીને ક્ષત્રિયકુંડ નગરની બહાર જ્ઞાતખંડ નામે વનમાં ત્રીશ વરસની ઉમરે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી મહાવીરે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા મહોત્સવ નંદિવર્ધન રાજાએ ઘણી ધામધૂમથી કર્યો હતો. તે મહોત્સવમાં ઇંદ્રાદિક દેવોએ પણ ભાગ લીધો હતો. જ્યારે બીજા લોકોની ચિત્તવૃત્તિ મહોત્સવની ધામધૂમમાં વાદ્યગીત અને નૃત્યમાં રમતી હતી, ત્યારે પણ મહાવીરની ચિત્તવૃત્તિ માત્ર

એકજ ધ્યાનમાં લાગી હતી. ચ્હેરા ઉપર વૈરાગ્યની છાયા પ્રસરેલી હતી, અને દૃષ્ટિ સમાન ભાવનારૂપ સુધાથી ભરેલી હોયની! તેમ શત્રુમિત્ર સર્વ તરફ એક રૂપે સૌમ્ય સુધા વરસાવતી જણાતી હતી. દીક્ષાનો પાઠ ભણ્યા પહેલાં ઇંદ્રના હુકમથી વાદ્યગીત તમામ બંધ કરવામાં આવ્યાં, સર્વત્ર ચુપકી-શાન્તિ પથરાઇ રહી. તે વખતે મહાવીરે તમામ વસ્ત્રો અને અલંકારોનો ત્યાગ કરી પોતાના હાથે પંચ મુષ્ટિ વડે કેશનું લુચન કરી "**नमो सिद्धाणं**" એ પદથી સિદ્ધ ભગવાનને નમસ્કાર કરી "**करेमि सामाइयं सावज्जं जोगं पच्चखामि जावज्जीवाए**" ઇત્યાદિ શબ્દનો ઉચ્ચાર કરી સર્વથા સાવદ્યયોગ-દોષવાળી પ્રવૃત્તિના નિષેધની પ્રતિજ્ઞા કરી સામાયિક ચારિત્ર સ્વીકાર્યું. અને તે સ્વીકારવાની સાથે ચોથું મનઃપર્યવજ્ઞાન કે જે જ્ઞાનથી બીજાના મનની વાત જાણી શકાય છે, તે જ્ઞાન ઉત્પન્ન થયું. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન-એ ત્રણ જ્ઞાન તો મહાવીરને મૂળથીજ હતાં: પરભવથી ગર્ભમાં આવ્યા ત્યારેજ સાથે લઇ આવ્યા હતા.

### સામાયક ચારિત્ર્ય એટલે શું?

સામાન્ય રીતે ચારિત્ર્ય શબ્દ સદ્વર્તન યા સદાચારના અર્થમાં પ્રસિદ્ધ છે. પણ જૈન દૃષ્ટિએ તે શબ્દનો અર્થ ચોકસ રૂપમાં છે, એટલે ચારિત્ર્ય બે પ્રકારે છે:—

(૧) ગૃહસ્થનું ચારિત્ર્ય (૨) યતિનું ચારિત્ર્ય. યતિનું ચારિત્ર્ય સંપૂર્ણ છે, અને ગૃહસ્થનું અપૂર્ણ અને યતિ ચારિત્ર્યના એક દેશરૂપ છે.

યતિ ચારિત્ર્ય પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, અને ત્રણ ગુપ્તિમાં પર્યવસિત થાય છે, અર્થાત્ મન, વચન અને કાયાએ કરી હિંસા,

અસત્ય, અદત્તવસ્તુગ્રહણ, મૈથુન અને પરિગ્રહનું સેવન ન કરવું નક-રાવવું અને કોઇ સેવન કરતો હોય તેમાં અનુમોદન–સંમતિ ન આ-પવી, તે પાંચ મહાવ્રત કહેવાય છે. તેના રક્ષણને માટે સમિતિ અને ગુપ્તિની યોજના છે. સમિતિ અને ગુપ્તિ વિશિષ્ટ આ પાંચ મહા-વ્રતમાં ચારિત્ર્ય શબ્દ યોજાય છે. બીજા તીર્થંકરથી માંડી ત્રેવીશમા પાર્શ્વનાથના શાસન સુધી મહાવ્રતો ચાર હતાં. ચોથું અને પાંચમું મળીને એકજ મહાવ્રત ગણાતું હતું. મહાવીર સ્વામીએ ભવિષ્યના વક્ર અને જડ જીવો સંખ્યાના ભ્રમમાં પડી છૂટ ન લઈ લે, તેટલા માટે ચોથા અને પાંચમા મહાવ્રતને પૃથક્ પૃથક્ ગણી પાંચ મહાવ્રતો કહ્યાં. આ પાંચ મહાવ્રત રૂપ ચારિત્ર્યને સામાયિક તરીકે એટલા માટે ઓળખવામાં આવે છે કે—તેનો પાયો સમભાવ ઉપર રચાએલો છે. જગત્‌ના સર્વ જીવોને પોતાના સમાન ગણીને પોતાને જેમ જીવન ઇષ્ટ છે તેમ "सव्वेसिं जीविय पियं" સર્વ જીવોને જીવન ઇષ્ટ છે માટે કોઇ જીવને મારવો નહિં. એમ સમભાવથી પ્રથમ મહાવ્રતની ઘટના થઇ–તેવીજ રીતે અસત્ય કપટ વૃત્તિથી જેની સાથે કપટ કરવામાં આવ તેને નુકસાન થતાં દુઃખ લાગે તેથી; સમભાવની ક્ષતિ થાય માટે અસત્ય બોલવું નહિં. કોઇની વસ્તુ તેની રજા વગર લઇ લેવાથી તેને વસ્તુ વિના હરકત વેઠવી પડે અને વિષમ ભાવ પેદા થાય, માટે કોઇ પણ વસ્તુ તેના માલિકની રજા વિના લેવી નહિ. સ્ત્રી અને પરિગ્રહને વિશે અનેક અનર્થો ઉત્પન્ન થાય છે, તેથી કલેશ અને વિષમ ભાવ પેદા થતાં સમભાવની હાનિ થાય, માટે મૈથુન અને પરિગ્રહની નિવૃત્તિ રૂપ ચોથા અને પાંચમાં મહાવ્રતની ઘટના થઇ. એમ પાંચે મહાવ્રતનું મૂલ સમભાવ છે. માટે પાંચ મહાવ્રત રૂપ ચારિત્ર્ય સામાયિક રૂપે ગણાય છે,

અને મહાવીર સ્વામીએ ઉપરની પ્રતિજ્ઞા કરતાં આ પાંચ મહાવ્રતો સ્વીકાર્યાં.

## મહાવીરનો ત્યાગ અને સ્વાશ્રય વૃત્તિ.

મહાવીરે રાજ્ય સંપત્તિ છોડવાની સાથે શરીરના સુખ માત્રને તજવાનો નિશ્ચય કર્યો. ઘોડાગાડી કે પાલખીમાં બેસીને ફરનારે આજથી કોઇપણ વાહન ઉપર બેસવું નહીં, પગમાં પગરખાં કે મસ્તક ઉપર છત્ર ધારણ કરવું નહીં એવી પ્રતિજ્ઞા લીધી. કિંમતિ જરિયાન વસ્ત્ર અને આભૂષણના પહેરનારે આજથી કોઇપણ વસ્ત્ર કે આભુષણ ધારણ નહિ કરવાનો નિશ્ચય કર્યો. જો તેઓ બેસવાને બે ચાર વાહન કે બે ચાર કામ કરનારા નોકર ચાકર અને થોડીક મૂડી સાથે રાખવા ધારત તો મળી શકત, પણ તેમણે સર્વનો ત્યાગ કર્યો. પહેરવાને એક વસ્ત્ર કે ખાવાને એક પાત્ર સરખું પણ કંઇ રાખ્યું નહિ. તેમ કાલે ખાવાનું કે રહેવાનું કયાં મળશે, શું મળશે, યા મળશે કે નહિ મળે, તેની પણ દરકાર રાખી નહિ. કોઇનો આશ્રય પણ ઇચ્છયો નહિ. ઇંદ્રે ખાસ માગણી કરી કે છદ્મસ્થ કાળમાં પરિષહ અને દુઃખથી બચાવ કરવા હું આપની સાથે રહું. મહાવીરે જવાબ આપ્યો કે—"નહીં જો હું શારીરિક દુઃખથી બચવાને અને સુખ લેવાને બીજાનો આશ્રય લઉં તો પછી મારે આ રાજ્યસંપત્તિ તજવાની શું જરૂર હતી? શારીરિક સુખ અહીં કયાં નહોતું મળતું? હે ઇંદ્ર! સુખની જો હું આકાંક્ષા રાખું તો કદી પણ ઇષ્ટ વસ્તુ સાધી શકુ નહિ. માટે જે દુઃખો આવનારા હોય તે ભલે આવે તેને વધાવી લઇને હું મારૂં કરજ ચૂકવીશ. અને તેના માટે મારે કોઇનો પણ આશ્રય જોઇતો નથી. સ્વાશ્રયી રહેવું અને આત્મિક કાર્ય સાધવું એજ હવે મારૂં કાર્ય છે.

## જ્ઞાતખંડ વનથી વિદાયગીરી.

નંદિવર્ધન પ્રભૃતિ મહાવીરના શરીરની વસ્ત્રાભૂષણ વગરની સ્થિતિ જોઇ દિલગીર થતા હતા અને સુકોમલ સુવર્ણવર્ણ સુંદર શરીર કેવી રીતે દુઃખો સહન કરી શકશે તેનો વિચાર કરતા હતા, તેટલામાં મહાવીરે ત્યાંથી વિહાર કરવાનું દુરસ્ત ધારી એકાએક વિદાય થયા. સ્નેહને લીધે જેઓ તેમની સાથે આવવાનું કરતા હતા તેમને ના પાડી કે કોઇને પણ મારી સાથે આવવાની જરૂર નથી. ખરૂંજ છે કે સિંહને વળાવાની જરૂર હોતી નથી. અગર ભર્તૃહરિએ કહ્યુ છે તે પ્રમાણે યોગી જનોની સાથે હંમેશ આટલા કુટુંબીઓ સાથે રહે છેઃ—

धैर्यं यस्य पिता क्षमा च जननी शान्ति श्चिरं गेहिनी
सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनःसंयमः ।
शय्या भूमितलं दिशोपि वसनं ज्ञानामृतं भोजनम्
एते यस्य कुटुंबिनो वद सखे कस्माद् भयं योगिनः ?

અર્થઃ—ધીરજ જેને પિતાને સ્થાને છે, ક્ષમા એજ જેની માતા છે, મનઃસંયમ જેનો ભાઇ છે, સત્ય એજ જેનો પુત્ર છે, દયા એજ જેને બ્હેન છે, શાન્તિ એજ જેની સ્ત્રી છે, પૃથ્વીનું તળીયું એજ જેને શય્યા છે, દિશા એજ જેનાં વસ્ત્ર છે, અને જ્ઞાનરૂપી અમૃત જેનું ભોજન છે, એવા ઉત્તમ કુટુંબમાં રહેનાર યોગીને આ દુનિયામાં કોનાથી ભય હોય ? કોઇથી પણ નહીં.

મહાવીર સ્વામી પણ બધા કુટુંબીઓથી છુટા પડી નિર્ભયપણે ત્યાંથી વિહાર કરી આગળ ચાલ્યા.

પોતાની પાસે એક દોરડી હતી તે દોરડીવડે મહાવીરને જોરથી પ્રહાર મારવાને ઉદ્યંત થયો એટલામાં તો કોઇની પ્રેરણાથી કે સ્વતઃએવું તેને ભાન થયું કે જેને હું મારૂં છું તે ચોર નહી પણ કોઇ સમર્થ પુરૂષ છે. અરે રે મેં તેને માર માર્યો એ બહુ ખોટું કર્યું, એમ પશ્ચાત્તાપ કરતો અને તે પોતાના અપરાધ માટે ક્ષમા માગતો ગોવાળ પોતાના બળદો લઇ ચાલતો થયો.

### છઠનું પ્રથમ પારણું.

મહાવીર પ્રભુ બીજે દિવસે કુર્માર ગામથી વિહાર કરી કોલાક ગામે આવ્યા. છઠ તપ પૂર્ણ થયું એટલે પારણું કરવાને ગામમાં પધાર્યા. બહુલ નામના બ્રાહ્મણને ઘેર પ્રભુએ ખીરનું પારણું કર્યું. મહાવીરે કંઇપણ પાત્ર રાખ્યું નહોતું. તીર્થંકર માત્ર પાણિપાત્ર હોય છે-અર્થાત હાથ એજ તેને પાત્ર હોય છે. બે હાથનો સંપુટ કરે તેમાં દાતાર જે શુદ્ધ વસ્તુ ભાવથી આપે તે આરોગે છે. મહાવીરે પણ તે પ્રમાણે છઠનું પારણું કર્યું.

### ભમરાઓનો ત્રાસ અને ક્ષમા.

દીક્ષા સમયે મહાવીરના શરીરે દિવ્ય ચંદનાદિકનું વિલેપન કરવામાં આવેલું, તેની સુગંધી ચાર માસ સુધી રહી. સુગંધીને લીધે ભમરાઓ શરીર ઉપર નિવાસ કરીને રહ્યા. ભમરાઓ પોતાની તિક્ષ્ણ દાઢથી ડંસતા હતા, તો પણ મહાવીર કાઉસગ્ગ કે ધ્યાનથી એક લેશ માત્ર પણ પ્રચલિત થતા નહિ, ભમરાની પેઠે ડાંસ, મચ્છર વગેરે ક્ષુદ્ર જંતુઓ ખુલ્લા શરીર ઉપર બેસી યથેચ્છપણે મહાવીરના શરીરનું લોહી ચૂસી તૃપ્ત થઇ પોતાની મેળે ઉડી જાય તો ભલે પણ

મહાવીર તેઓને ઉડાડતા નહિ; તેમ તેઓના ઉપર જરા દ્વેષભાવ લાવતા નહિ. અપરિમિત ક્ષમાની આ નિશાની છે.

મહાવીરના છદ્મસ્થ કાળના સકળ પરિષહોની નોંધ લઈએ તો એક મોટું પુસ્તક ભરાય. તે પરિષહોનું વર્ણન સાંભળતાં પણ સામાન્ય માણસની છાતી થરથરી જાય. તેવા ઘોર અને અસહ્ય પરિષહો કે જેમાંનાં કેટલાએક મનુષ્યો તરફથી, કેટલાંક તિર્યંચો તરફથી અને કેટલાંકએક દેવો તરફથી પડયાં; પણ મહાવીરે સર્વત્ર એટલી બધી સહનશીલતા-ક્ષમા દર્શાવી છે કે જેની તુલના થઈ શકે નહિ. ખરૂંજ કહ્યુ છે કે " खमासूरा अरिहंता " અર્થાત્ બીજા ગમે તેટલી ક્ષમાવાળા હોય પણ અરિહંતના જેટલી ક્ષમા રાખવામાં શૂરાતનવાળા માત્ર અરિહંતોજ હોય છે, મહાવીરે છેવટ સુધી ચઢતી અને ચઢતીજ ક્ષમા રાખી છે એ તેમના અંતઃકરણની બલિહારી છે.

**પ્રથમ ચાતુર્માસ્ય.**

ગ્રીષ્મકાળમાં વિહાર કરતાં કરતાં વર્ષા કાળના પ્રારંભ પહેલાં મહાવીર સ્વામી મોરાક ગામની પાસે સિદ્ધાર્થ રાજાના મિત્ર એક તાપસ કુલપતિનો આશ્રમ હતો. તેના આગ્રહથી ત્યાં ચાતુર્માસ્ય ગાળવાને રહ્યા પણ ત્યાં બીજા તાપસોને દ્વેષ થવાનું કારણ જણાતાં ત્યાં ન રોકાતાં અસ્થિક ગામે પધાર્યા. આ અસ્થિક ગામનું પ્રથમ નામ વર્દ્ધમાન હતું, તેની પાસે વેગવતી નામની નદી હતી.

કરીયાણાં ભરી પરદેશ જતા ધનદેવ નામના એક વણઝારાનો બળદ તે નદીમાં થાકયો. ધનદેવ ગામના મહાજનને અમુક રકમ આપી

બળદની સંભાળ લેવાની ભલામણ કરી ચાલ્યો ગયો. મહાજને બળદની જોઇએ તેવી સંભાળ ન લીધી તેથી દુઃખી થઇ મરણ પામતાં તે બળદ શુભલેશ્યાને યોગે શૂલપાણી નામે યક્ષ દેવતા થયો. વર્દ્ધમાન શહેરના લોકોની નિર્દયતા જોઇ તેના ઉપર ગુસ્સે થઇ તેણે મારીનો (મરકીનો) રોગ મૂકયો તેમાં ઘણાં માણસો મરી જવાથી ગામ બહાર અસ્થિ—હાડકાંનો ઢગલો થયો. તેથી તે શહેર અસ્થિક નામથી પ્રસિદ્ધ થયું. છેવટ ગામ બહાર શૂલપાણિ યક્ષનું મંદિર બંધાવામાં આવ્યું, ત્યારે ગામમાં શાન્તિ થઇ. પણ તેના દેવળમાં રહેવાની કોઇ માણસની હિંમત ચાલતી નહિ; મહાવીર સ્વામી તેજ દેવળમાં પૂજારીની સંમતિ લઇ રહ્યા. જોકે લોકોએ તે ભૂમિની ભયંકરતાનું વર્ણન કરી ત્યાં રહેવા મના કરી તોપણ મહાવીર તેથી ભયભીત થયા નહિ તે તો નિડરપણે કાર્યોત્સર્ગ કરી ત્યાં એકાકી રહ્યા. રાત્રે શૂલપાણિ યક્ષે સામાન્ય માણસથી સહન ન થઇ શકે તેવા અઘોર પરિષહો આપ્યા. પણ મહાવીર તેથી લેશપણ ચલિત થયા નહિ. ત્યારે તે વિચારમાં પડયો કે આ પુરૂષ તે કોણ? તેટલામાં સિદ્ધાર્થ નામનો દેવ ત્યાં આવ્યો તેણે તેને મહાવીરની ઓળખાણ પડાવી સમજાવ્યું ત્યારે તે શૂલપાણિ સમજીને પ્રતિબોધ પામ્યો, મિથ્યાત્વ મૂકીને સમદૃષ્ટિ બન્યો અને મહાવીરની સેવામાં તત્પર થયો.

મહાવીરે તે ચાતુર્માસ્ય તપ અને ધ્યાનમાં ત્યાંજ પસાર કર્યું. આંહી પંદર દિવસના ઉપવાસ કરી એક દિવસ આહાર લેવાનો નિયમ મહાવીરે રાખ્યો હતો, અને તે નિયમ ચાતુર્માસ્યના અંત લગી લંબાવ્યો હતો ઉપવાસ કરવાનો મુખ્યહેતુ સહનશીલતા અને

મનોબળ વધારવાની સાથે કર્મને નિર્જરવાનો છે. ગૌણહેતુ ખાવાપીવાની ખટપટમાં ખરચાતા વખતને બચાવવાની સાથે શરીર ઉપરની આસકિત-મમતા ઘટાડવાનો છે, જેઓ ઉપવાસના સમયમાં ગ્લાનિ કે ખેદ પામ્યા વગર ઉત્સાહપૂર્વક જ્ઞાનધ્યાનાદિ કાર્ય સાધી શકે છે, ભૂખના દુઃખની જેના ચહેરા ઉપર બિલકુલ અસર થઇ જણાતી નથી, તેઓના ઉપવાસોજ ઉપર કહેલા હેતુ સાધી શકે છે. પણ જેઓ ઉપવાસ કર્યા પછી લાંબા થઇ સૂઇ જાય છે, કયારે પ્રભાત થાય ને ખાવાનું મળે તેવા વિચારોમાં કલાકો અને મિનિટો ગણ્યા કરે છે, જેના હૃદયમાં ઉત્સાહ અને આનંદ બંને અદ્રશ્ય થઇ જાય છે, ગ્લાનિ અને દીનતા જેના ચ્હેરા ઉપર પસરી રહે છે, તેવા માણસોના ઉપવાસો ઐહિક અને આમુષ્મિક એકે પ્રકારનો લાભ આપી શકતા નથી. મહાવીર સ્વામીના ચ્હેરા ઉપર ઉપવાસાદિકની બીલકુલ અસર જણાતી નહી. ઉપવાસો કરીને તેઓ સૂઇ જતા નહીં; પણ વીરાસનાદિ આસન લગાડી કાઉસગ્ગ કે ધ્યાનમાં ઉત્સાહ અને આનંદથી વખત પસાર કરતા હતા.

## અપકાર સામે ઉપકાર.

એક ગાળ આપનાર માણસને લાકડીના પ્રહાર મારનાર માણસો તો જગત્‌માં જોઇએ તેટલા મળી આવે છે; પણ એક લાકડી મારનાર બીજી લાકડી પણ ભલે મારી લે એમ ધારી પોતાની ભૂજા તેની સામે ધરી રાખે તેવા માણસો કેટલા નીકળશે? ખરેખર! મહાપુરૂષોની એજ ખુબી છે કે તેઓ એકંદર દરેક માણસને ઉપકારજ કર્યા કરે છે. પછી સામો માણસ ભલેને

તેમનો અપકાર કરનાર હોય, કે ભલેને તે પ્રાણ લુંટવા સુધીની ક્રૂરતા ધરાવતો હોય, તો પણ તેમનું ભલું કરવા મહાપુરૂષો ચૂકતા નથી. મહાવીર સ્વામીના સંબંધમાં તો તેવા અનેક દાખલાઓ બન્યા છે; તેમાંનો એકજ દાખલો આ સ્થળે લઇએ.

સ્વામીશ્રી જ્યારે શ્વેતાંબિકા નગરી તરફ જવાને વિહાર કરતાં કનકખલ નામના સ્થાનની સમીપના એક ગામ પાસે આવ્યા ત્યારે ત્યાંના લોકોએ મહાવીર પ્રભુને ચેતવ્યું કે 'હે મહારાજ ! તમે જે માર્ગે જવાને ધારો છો, તે માર્ગ હાલ એટલો બધો ભયંકર થઇ પડયો છે કે તેમાં માણસ તો શું પણ કોઇ પશુપક્ષી પણ જઇ શકતાં નથી. જે કોઇ જાય છે તે પોતાના પ્રાણ ગુમાવે છે. માટે સરલ છતાં ઉજ્જડ થઇ ગએલ તે માર્ગને છોડી આ બીજે માર્ગે જાઓ. જો કે તે માર્ગ ફેરનો છે પણ તેમાં ભય નથી.' મહાવીર આ ભયવાળી ચેતવણીથી ભયભીત થાય તેવા નહોતા. તેમજ પોતાના ઉપર આવી પડનારા દુઃખથી કે મરણાન્ત કષ્ટથી પણ કંપિત થઇ જાય તેવા નહોતા. જ્યાં લોકોને સુખ અને કોઇનો પણ ઉદ્ધાર થવાનો સંભવ હોય, ત્યાં ભલેને પોતાને ગમે તેવું દુઃખ આવી પડતું હોય તો પણ ત્યાં જતાં પાછા હઠવું નહીં એવી અડગ અચળ વૃત્તિવાળા સિદ્ધાર્થપુત્ર, લોકોના કથન ઉપર લક્ષ ન આપતાં ભયંકર માર્ગેજ આગળ વધ્યા. જે માર્ગે એક વખત હજારો માણુસોની આવજાવ થતી હતી, તે માર્ગમાં આજે એકે મનુષ્ય પણ ફરકતો દેખાતો નથી. જળાશયમાંથી વહેતી નીકો પાણી વિનાની સૂકી થઇ ગઇ છે. જીર્ણ થએલાં વૃક્ષો સૂકાઇને જમીન ઉપર સુઇ ગયાં છે. જીર્ણ પાંદડાંના સમૂહથી પૃથ્વીનો મોટો

ભાગ ઢંકાઇ ગએલો છે. માણુસને રહેવાની ઝુંપડીઓ અને તાપસોના આશ્રમો માણુસોના અભાવે ભૂમિશરણ થઇ ગયા છે. તેવા ઉજડ વનના મધ્ય ભાગમાં ચંડકૌશિક નામે દૃષ્ટિવિષ સર્પના રાફડા ઉપર મહાવીર નાસિકા ઉપર દૃષ્ટિ સ્થાપી નિશ્ચલપણે ધ્યાન ધરી ત્યાં ઉભા રહ્યા. માણસની ગંધ આવવાથી ચંડકૌશિક કાળરાત્રી જેવી જીભને કહાડતો રાફડાથી બહાર આવ્યો. માણસને જોઇ તે ક્રોધથી ધમધમવા લાગ્યો. પુંફાડા મારતો તે, લતા વૃક્ષોને બાળી નાંખે તેવી જ્વાળાવાળી દૃષ્ટિ મહાવીર તરફ ફેંકવા લાગ્યો. પણ તેની કઇ અસર થઇ નહિ. ત્યારે તેણે વિશેષ ક્રોધાયમાન થઇ સૂર્ય તરફ જોઇ વિશેષ જ્વાળાઓ છોડવા માંડી તે પણ વ્યર્થ ગઇ. ત્યારે તે આગળ ચાલીને મહાવીરના શરીર ઉપર ચઢયો, અને સ્થળે સ્થળે ડંશવા માંડયો. એ વખતે મહાવીર તો ક્રોધને વશે જીવ કેવી દશા પામે છે તેનોજ વિચાર કરતા હતા. કયાં તેના મનુષ્યના ભવમાં મળેલી ચારીત્ર્ય સામગ્રી? અને કયાં આ સર્પના ભવની ભયંકરતાવાળી ક્રોધ દશા? અરેરે! તેના પૂર્વના ક્રોધનુંજ આ પરીણામ આવ્યું, પણ અજ્ઞપણાથી તેને તેની કયાં ખબર છે? આ પરિણામચિંતનમાં મહાવીર અડગ ઉભા હતા. તેને ડંશવાથી પણ જ્યારે ઝેર ચઢયું નહિ, ત્યારે ચંડકૌશિકને કંઈક વિચાર થયો કે આ પુરૂષ તે કોણ? નિર્નિમેષ તે મહાવીરની સામે જોઇ રહ્યો. મહાવીરના ક્રોધાદિ પરિણામ ચિંતવવાનો તેના ઉપર પડઘો પડયો. તેની અસરથી તે પોતાનો ભૂતકાળ સંભારવા તરફ એકાગ્ર થયો. થોડો વખતજ ગયો તેટલામાં તો તેનું જ્ઞાનઆવરણ કંઇ દૂર થયું, જાગૃત થયો અને તેને

જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પૂર્વભવની ચારીત્ર્ય સંપત્તિ અને ક્રોધની પરવશતાનું ભાન થયું. તેટલામાં તો મહાવીરે ટકોર્યો કે હે મૂર્ખ ! સમજ, સમજ. ખાલી પાપનાં પોટલાં બાંધી ભવભ્રમણ કર નહિ. બસ. એટલો ટકોરો તેને ઠેકાણે લાવવાને પુરતો હતો. તે સમજ્યો, સમદૃષ્ટિ બન્યો અને આજથી કોઇનો અપકાર ન કરવો એવી પ્રતિજ્ઞા લઇ અનશન કર્યું. લોકોના પ્રહાર અને કીડીઓના ચટકાને સમભાવે સહન કરતો તે સર્પ આઠમે દેવલોક ગયો. આ પ્રતાપ મહાવીર પ્રભુનો કે જેમણે દુઃખ વ્હોરી લઇને પણ તે ભયંકર માર્ગમાં વિહાર કર્યો અને સર્પને પ્રતિબોધ્યો. આસપાસના લોકોનું દુઃખ દૂર થયું અને પાતકી જીવનો ઉદ્ધાર થયો. ખરેખર ! મહાવીર જેવા પરમાર્થી પુરૂષ જગતમાં ન હોત તો પાતકી અને ઘાતકી જીવો ક્યાથી સંસારનો પાર પામત ?

## ધ્યાનની દૃઢતા અને દયાળુતા.

મહાવીર જ્યારે કાઉસગ્ગ કે ધ્યાનમા પ્રવેશ કરતા ત્યારે તેમાં એવી તો દૃઢતા રાખતા કે તે વખતે ગમે તેટલું કષ્ટ પડે તો પણ એક લેશ માત્ર પણ તેથી ચલિત થતા નહીં. તેને માટે નીચેનો એક દાખલો પૂરતો છે.

દીક્ષાથી દશમા ચોમાસા પછી મહાવીર જ્યારે પેઢાળ ગામ બહાર પોલાસ નામના ચૈત્યમાં આવી રહ્યા, ત્યારે તેમને અષ્ટમ તપ હતું. અઠમની છેલ્લી રાત્રિએ એક રાત્રિની ભિખુપડિમા સ્વીકારી એક નિરવદ્ય શિલા ઉપર સ્થિર ઉભા રહી ભુજા પસારી નાસિકા પર દૃષ્ટિ લગાડી. ધ્યાનમુદ્રામાં પ્રવેશ કર્યો તે વખતે

સંગમ નામનો એક દુષ્ટ દેવ પ્રચંડ રૂપ ધારણ કરી પ્રભુને ધ્યાનથી ડગાવવાને સતાવવા લાગ્યો. પ્રથમ તેણે રજોવૃષ્ટિ કરી જેથી મહાવીરના શરીરના સર્વ દ્વારો રજથી પૂરાઇ ગયાં, શ્વાસ પણ લઇ શકાય નહિ એટલે સુધી રજોવૃષ્ટિ ફેલાવી, પણ તેથી મહાવીર ચલ્યા નહિ ત્યારે તેણે વજ્રમુખી કીડીઓ ઉત્પન્ન કરી ચટકા ભરાવ્યા. તેમાં પણ ન ફાવ્યો ત્યારે ઘીમેલ, ડાંશ વીંછી, સર્પ, સિંહ, પિશાચ, દૈત્ય અને રાક્ષસ વગેરેના રૂપ બનાવી દરેક પ્રકારે અસહ્ય દુઃખ દેવા લાગ્યો. તેમાં ન ફાવ્યો ત્યારે હાથીનું રૂપ બનાવી સૂંઢ વડે મહાવીરને પકડી આકાશમાં ઉછાળી નીચે પડતાં હાથી પોતાના દંતુશળમાં ધરી લઇ જમીન સાથે ઘઉના લોટની કણેકની પેઠે મશળવા લાગ્યો. તથાપિ મહાવીર ધ્યાનથી ચલિત થયા નહિ કે પડતાં દુઃખ તરફ લક્ષ આપ્યું નહિ. ત્યારે સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા દેવીનું રૂપ બનાવી તેની મારફત તે દેવ કહેવરાવવા લાગ્યો કે 'હે પુત્ર! તારૂં દુઃખ જોઈ અમારૂં હૃદય બળે છે. માટે તું ઘેર આવ; આ ચારીત્ર્ય માર્ગને છોડી દે.' એમ અનેક અનુકૂળ અને પ્રતિકૂળ બનાવો ઉભા કર્યા. એક રાત્રિમાં નાના મોટા વીસ પરિષહો આપ્યા પણ છેવટ સુધી મહાવીર તો તેને તે સ્થિતિએ અડગ રહ્યા. રંજમાત્ર પણ ચલિત થયા નહિ. રાત્રિ પૂરી થઇ તો પણ સંગમે મહાવીરનો સંગ છોડયો નહિ. 'આજે નહિ તો કાલે' કાલ નહિ તો પરમ દિવસે, પણ અવશ્ય મહાવીરને તેના કાર્યથી ચલિત કરીશ, એવી આશાએ સંગમ દેવ છ માસ સુધી સાથે રહ્યો. અનુકૂળ અને પ્રતિકૂળ પરિષહો આપવાં ચાલુજ રાખ્યા, આખરે છ મહીને થાકી નિરાશ થયો.

મેરૂ પર્વત કદાચ ચલિત થાય પણ આ પુરૂષ ચલિત થાય એમ લાગતું નથી એમ તેને જણાયું. ત્યારે નિરાશ થતો તે પાછો વળ્યો. તે જોઇને મહાવીરના મનમાં જરી લાગી આવ્યું કે જેણે છ છ માસ સુધી મારી સેવા કરી મારે સંગે રહ્યો, પણ આખરે બિચારો નિરાશ થઇ ખાલી હાથે જાય છે, આટલા વખતમાં તે કંઇપણ લાભ લઇ શક્યો નહિ. આવા વિચારમાં મહાવીરનું કરૂણામય હૃદય દ્રવીભૂત થયું, અને અશ્રુદ્વારા વહેવા લાગ્યું. ધન્ય છે તે કરૂણા-સિંધુને કે જેઓ લાકડીઓ અને દોરડીઓના માર તેમ સર્પાદિના ડંશને પણ સેવા રૂપ ગણી અપકારી દુશ્મન જેવાના ઉપર પણ અનુકંપામય અનુગ્રહ બુદ્ધિથી, સુધા દૃષ્ટિમાંથી સૌમ્યામૃત વરસાવવા લાગ્યા.

## મહાવીરના ચોમાસા અને તપસ્યાની સંક્ષિપ્ત નોંધ.

(૧) મહાવીરે પ્રથમ ચોમાસું અસ્થિક ગામ બહાર શૂલપાણિ યક્ષના દેવળમાં કર્યું. ત્યાં પાક્ષિક (પંદર દિવસના ઉપવાસ) તપ કર્યું. એકંદર ચોમાસામાં આઠ પખા થયાં. તે ઉપરાંત શૂલપાણિ યક્ષના પરીષહો સહન કર્યાં.

(૨) બીજું ચોમાસું રાજગૃહના નાલંદા પાડામાં કર્યું. માસ ખમણની તપસ્યા કરી અહીં મંખલિપુત્ર ગોશાળો મહાવીરને મળ્યો અને સાથે રહ્યો.

(૩) ત્રીજું ચોમાસું ચંપા નગરીમાં બબ્બે માસની તપસ્યામાં પસાર કર્યું.

( ૪ ) ચોથું ચોમાસું પૃષ્ટચંપામાં ચોમાસી તપમાં પૂરૂં કર્યું.

( ૫-૬) પાંચમું અને છઠ્ઠું ચોમાસું ભદ્રિકા નગરીમાં ચોમાસી તપમાં પસાર કર્યું.

( ૭ ) સાતમું ચોમાસું મગધ દેશમાં આલંભિકામાં ચોમાસી તપ કરી પસાર કર્યું.

(૮) આઠમું ચોમાસું પુનઃ રાજગૃહમાં કર્યું. ચારે માસના ઉપવાસ કરીનેજ ત્યાં રહ્યા.

( ૯ ) નવમું ચોમાસું અનાર્ય દેશમાં ગયા હતા ત્યાંજ ચોમાસી તપ કરી પસાર કર્યું. ચોમાસું ઉતર્યાં પછી પણ બે માસ અનાર્ય દેશમાં રહી આર્ય દેશમાં આવ્યા. ત્યાં સિદ્ધાર્થ ગામથી કૂમ ગામે આવ્યા ત્યારે ગોશાળાએ વૈશિકાયન તપસ્વીની છેડ કરવાથી ગોશાળા ઉપર વૈશિકાયને તેજુલેશ્યા મુકી ત્યારે મહાવીરે અનુકમ્પાબુદ્ધિથી ગોશાળાને શીતલ લેશ્યાથી બચાવી લીધો. ગોશાળો તેજુલેશ્યાનો વિધિ મહાવીર પાસેથી શીખ્યો, અને મહાવીરથી જુદો પડયો.

( ૧૦ ) દશમું ચોમાસું શ્રાવસ્તી નગરીમાં ચોમાસી તપમાં પૂરૂં કર્યું. ચોમાસા પછી પેઢાળ ગામ બહાર સંગમ દેવ તરફથી છ માસ સુધી પરિષહો પડયાં તે સહન કર્યાં.

( ૧૧ ) અગીઆરમું ચોમાસું વિશાળા નગરીમાં ચોમાસી તપ કરી પસાર કર્યું. ચોમાસા પછી સુસુમારપુરે ભીખુની પડિમાં તપ આદરી રહ્યા. ત્યાં ચમરેંદ્ર મહાવીરનું શરણું લઇ શક્રેન્દ્રની સાથે લડવા ગયો. ત્યાર પછી માગશર મહીનાને છેડે

કોશાંબી નગરીમાં મહાવીર આવ્યા. ત્યાં તેર બોલનો અભિગ્રહ ધાર્યો, જે અભિગ્રહ પાંચ મહિના અને પચીસ દિવસે ચંદનબાળાને હાથે પૂરો કર્યો.

(૧૨) બારમું ચોમાસું ચંપાનગરીમાં સ્વાતિદત્ત બ્રાહ્મણની અગ્નિહોત્ર શાળામાં ચોમાસી તપ કરી પસાર કર્યું. સાડાબાર વરસમાં મહાવીરે માત્ર ૩૪૯ દિવસ આહાર કર્યો. જયારે ૪૧૬૫ દિવસો તો ઉપવાસમાંજ વ્યતીત કર્યાં. એકંદર નવ ચોમાસી તપ, એક છ માસિક તપ, એક પાંચ માસ અને પચીશ દિવસનો અભિગ્રહ તપ, છ દ્વિમાસિક, બાર માસિક, બહુતેર (૭૨) અર્ધ માસિક, બે ત્રિમાસિક, બે દોઢ માસિક, ઇત્યાદિ તપ કર્યું. બાર વાર ભીખુપડિમાં વહી ૨૨૯ છઠ કર્યાં. રાત અને દિવસ જાગતાજ કાઉસગ્ગ ધ્યાનમાં રહ્યા પણ કયાંએ નિદ્રા ન લીધી. દીક્ષા લીધા પછી એકંદર સાડાબાર વર્ષ અને પંદર દિવસ સુધી છદમસ્થ અવસ્થામાં રહ્યા.

## કેવળ જ્ઞાન.

વિક્રમ સંવત્ પૂર્વે ૫૦૦ વર્ષ અને ઇસ્વીસન પૂર્વે ૫૫૬ વર્ષે વૈશાખ શુકલ દશમીને દિવસે ચંદ્રમાનો ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર સાથે યોગ હતો. આજનો દિવસ દેવોને પણ આનંદમય અને માંગલિક દેખાતો હતો. ચારે તરફ હર્ષ અને ખુશાલીની રેલમછેલ થઇ રહી હતી; તેનું કારણ એટલુંજ હતું કે આજે મહાવીર સ્વામી જૃંભિક ગામની બહાર ઋજુપાલિકા નદીના ઉત્તર તટે શામાક નામના કોઇ ગૃહસ્થના ક્ષેત્રમાં વૈયાવર્ત યક્ષના ( ગુપ્ત

અસ્પષ્ટ રહેલા ) મંદિર પાસે શાલ નામના વૃક્ષની નીચે છઠ તપ કરી ઉત્કટિક આસને બિરાજતા હતા. વિજય મુહૂર્ત વર્તતું હતું. ક્ષપક શ્રેણીયે આરૂઢ થઇ શુકલ ધ્યાનની ધૂનમાં મહાવીર મગ્ન હતા. ત્યારે મહાવીરના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અને અંતરાયરૂપ ચાર ઘાતિ કર્મ સર્વથા ક્ષીણ થયાં અને કેવલ જ્ઞાનરૂપ આત્માનો પૂર્ણ પ્રકાશ પ્રગટ થયો. જે વસ્તુની શોધ માટે મહાવીર નીકળ્યા હતા તે વસ્તુ પ્રાપ્ત થઇ. હવે તે પ્રકાશથી દુનિયાને સત્યનો માર્ગ બતાવવાનું કામજ માત્ર અવશેષ રહ્યું.

ॐ शान्तिः शान्तिः शान्तिः



# લેખ ૩જો.

## દીવાળીનાં પ્રકાશિત કિરણો.

( જૈન સમાચારના તા. ૧૩-૧૧-૯ ના અંકમાં પ્રકટ થયેલ. )

એ વીર પુત્રો ! નિદ્રાનો ત્યાગ કરી જરા આંખ ઉઘાડી આ તરફ નજર કરો. રાત્રિનો સમય નિદ્રા લેવાનો છે એમ ધારી સુસ્તિમાં પડયા રહોમાં ! આજની રાત્રિ બીજી રાત્રિઓના જેવી સાધારણ નથી, પણ અસાધારણ છે. કૃષ્ણ પક્ષની છતાં પ્રકાશિત છે. અમાવાસ્યાનો અંધકાર આજે દૂર જતો રહ્યો છે. પ્રકાશનાં કિરણો ચારે તરફ ફેલાઇ રહ્યાં છે. આવા અમૂલ્ય સમયનો લાભ શું આળસ યા જૂઠ પ્રવૃત્તિમાં પડયા ગુમાવી નાખશો ? નહિ! નહિ!

પતાસાંની પ્રભાવનાના પ્રેમીલા, સાકરના સ્વાદમાં સંતોષ માનનારા અને કર્તવ્યમાં બેદરકાર રહેનારાઓ ભલે આંખો બંધ કરી ઉંઘમાં આળોટે, પરંતુ એ શાસનના સરદારો ! વીરના પ્રેમીલા પુત્રો ! તમને તેમ કરવું પાલવશે નહિ. તમારે હજી લાંબો પંથ કાપવાનો છે. નિઃસરણી વગર ગુણની ઉંચી શ્રેણીમાં વિહાર કરવાનો છે. સમાજમાં ફેલાયલાં દુષ્ટ દર્દોને દૂર કરવા, પ્રત્યેકની

નાડી તપાસી ચિકિત્સા કરવાની છે. વિઘ્નોના વિષમ વમળો વચ્ચે પસાર થઇ, કર્તવ્યની સપાટી ઉપર ભુજાબળે તરવાનું છે; માટે જાગો અને સાવધાન થાઓ. બાહ્ય ચક્ષુને નહિ પણ આંતર ચક્ષુને પેલા કિરણોની કક્ષામાં ધરો, કે જેથી તે કિરણો અંતઃકરણની પ્લેટ ઉપર સીધી લીટીએ આવી શકે, અને તેમાં ઉતરી શકે.

# ( विद्युत्प्रकाश. )

## पेहेलुं किरण—समभाव.

જુઓ ! જુઓ ! આ સામે વિજળીક લાઇટ કેવો પ્રકાશ આપે છે? તેના પ્રકાશમાંજ ચર્મચક્ષુ તો અંજાઇ જાય છે, પણ અંતરચક્ષુ તેને સ્થિરતાથી જોઈ શકે છે, અને ત્હેમાં લખાયેલા સૂક્ષ્મ અક્ષરો પણ વાંચી શકે છે. જુઓ ! આ સૌથી લંબાયમાન અને વિશેષ પ્રકાશિત કિરણમાં શું લખેલું છે.

अयं निजः परोवेति, गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु । जगदेव कुटुंबकम् ॥

આ કિરણ તમને એમ ચેતવે છે કે—“ આ પુત્ર મારો અને આ પુત્ર પડોશીનો; એની સાથે મારે શું સંબંધ ? તે દુઃખી થાય કે મરી જાય તેમાં મારે શું ? આવી ગણના, જેની બુદ્ધિ સંકુચિત છે, વિચારો તુચ્છ છે, મગજ ચકલી જેવડું નાનું છે, તેને—હા, તેનેજ કરવા દો. ઉદાત્ત ચરિત્રવાળા મનસ્વી પુરૂષોનું તો જગત્ આખું કુટુંબ છે. સમગ્ર જગત્નાં પ્રાણીઓ તેને રક્ષણીય છે.

ઓ વીર સેવકો! મહાવીર પ્રભુ, ગૌતમ સ્વામી વગેરે વીર પુરૂષોના અંતરાત્મામાં આ કિરણે ઘણા વખત સુધી નિવાસ કર્યો છે. હમણાં તેનો પહેલો છેડો મુકતાત્માના પરમાત્મભાવમાં 'જોઇન્ટ' થયો છે; ઉપરના છેડામાંથી નીચે અનેક ફણગા ફુટયા છે; કેટલાક ફણગા મહાવિદેહ તરફ ઢળેલા છે; આ તરફના ફણગાના નીચલા છેડા અહીંની પ્રપંચી હવાથી ઉંચે અધર રહેલા છે. તેનો એક છેડો પણ જો આપણે અંતરાત્માની સાથે 'જોઇંટ' કરી શકીએ તો તે કિરણ દ્વારા, સામ્ય અને સંતોષ સુખના સંદેશા સિદ્ધાત્માની સાથે ઘણી સહેલાઇથી ચલાવી શકીએ.

ઓ ઉમંગી યુવાનો! વીરના નિર્વાણની આજની રાત્રિએ, પ્રકાશના બળથી તે કિરણ ટંઇક નીચે આવ્યું છે. માટે કુટુંબના, ન્યાતના અને ધર્મના વેરઝેરને ઠેર કરી, તદ્દન ભૂલી જઇ, પરમાર્થનો દીવો પ્રગટાવી, ભ્રાતૃભાવનો ગ્યાસ ઉત્પન્ન કરી, 'સમભાવના' 'બલુન' માં બેસી, ઉંચે ચડવાનો પ્રયત્ન કરો, કે જેથી તે કિરણના આનંદનો કાંઇક લાભ મેળવી શકાય.

## बीजुं किरण—भ्रातृभाव.

તેટલે ઉંચે જવાની તમારી શકિત ન હોય તો યથાધિકાર પ્રમાણે, બીજા, ત્રીજા, ચોથા નંબરના કિરણો તરફ તમારી દ્રષ્ટિ સ્થાપો. એનો પ્રકાશ પણ કાંઇ થોડો નથી. તેમાં રહેલા અક્ષરો ચર્મચક્ષુ તો નહિ વાંચી શકે પણ અંતર્ચક્ષુથી વાંચી શકાશે. જુઓ! તે ત્રણે કિરણમાં પહેલાં ત્રણ પદ તો પહેલા નંબરના કિરણ સરખાંજ છે. ચોથા પદમાંજ માત્ર ફેર છે. બીજા નંબરના કિરણમાં

वसुधैव कुटुंवकं, ત્રીજા નંબરના કિરણમાં ' देशएव कुटुंवकं અને ચોથા નંબરના કિરણમાં'साधर्म्येव कुटुंबकं' એમ માત્ર એકેક શબ્દનો તફાવત છે. બીજા નંબરના કિરણનો છેડો પૃથ્વી ઉપર વસનાર પ્રાણીઓને બંધુસમાન ગણનારા મહાત્માઓના કરૂણાર્દ્ર, સ્ફટિકસમ, સ્વચ્છ અંતઃકરણની સાથે સંધાએલો છે. આ કિરણની કક્ષામાં જેઓ પોતાના અંતઃકરણને મૂકે છે, તેમને ઉપર કહેલ મહાત્માઓની કલ્યાણકારક કૃપાનો લાભ મળવા ઉપરાંત જ્ઞાનના અખુટ ખજાનામાંથી નિકલતો માર્ગદર્શક પ્રકાશ પણ તે કિરણો દ્વારા મળે છે.

## त्रीजुं किरण—देशदाझ.

ત્રીજા નંબરના કિરણનો છેડો સ્વદેશના મનુષ્યોને પોતાના કુટુંબી માનનારા, દેશના ઉદય માટે સર્વસ્વ અર્પનારા, દેશોદ્ધારક વીરનરોના આંતરિક વિચારોમાં મળે છે. આ કિરણના બળથી ગેરીબાલ્ડી અને મેઝિનીએ ઇટાલીનાં દુઃખનો નાશ કર્યો છે.

પશ્ચિમ તરફના દેશોમાં આ કિરણે પોતાનો પ્રકાશ વિશેષ નાખ્યો છે, અને તેથી પાશ્ચિમાત્યો દરેક કાર્યમાં અને દરેક વસ્તુના ઉપભોગમાં દેશના હિતની લાગણીને પ્રાધાન્ય પદ આપે છે, એમ ધારીને કે, દેશની હવા, દેશનું પાણી, અને દેશની ચીજો, પરદેશના હવા પાણી કરતાં આપણા જીવનને વિશેષ સાનુકુળ થાય છે. ત્યારે જે દેશ આપણા જીવનને વધારે ઉપયોગી યા ઉપકારક થાય છે તે દેશના ભલાને માટે કંઇ પણ ન કરવું એ ઉપકારીનો દ્રોહ

કરવા બરાબર છે. આ 'ભાવના'નું બળ તેઓએ ત્રીજા નંબરના કિરણમાંથી યા તેના અક્ષરોમાંથી મેળવેલ છે. તે કિરણના કેટલા એક કણગા આ તરફ પણ ઉતરવા લાગ્યા છે. ધર્મ, વ્યવહાર અને નીતિના રક્ષણ માટે, દેશના રક્ષણની યા આબાદીની આવશ્યકતા સ્વિકારનારાઓએ તે કિરણના અણુઓને હૃદયમાં ઉતારવા, અંતઃકરણની પ્લેટની સીધી લીટીએ મુકવામાંજ માંગલિક ઉત્સવ માનવો જોઇએ.

## चोथुं किरण—साधर्मिवात्सल्य.

આ કિરણના દરેક અણુમાં ધર્મ પ્રેમ ઉભરાઇ જાય છે. મહાવીર પ્રભુએ ચતુર્વિધસંઘની સ્થાપના કરી તે વખતે, ચતુર્વિધ સંઘના અંતઃકરણરૂપી થાંભલાઓને એક લાઇનમાં ગોઠવી, સમરસી ભાવરૂપ તારના દોરડાથી તેઓને પરસ્પર જોડી, ત્હેમાં સાધર્મિવાત્સલ્યથી ભરપૂર ચોથા નંબરના કિરણને ઉતાર્યું હતું, કે જે કિરણે પહેલા દોરડા દ્વારા તમામ અંતઃકરણોમાં આરપાર ઉતરી જઇ, વિચાર, વચન અને કર્તવ્યમાં ઐક્ય પ્રવર્તાવ્યું હતું, અને પ્રેમભાવ યા બન્ધુભાવને પોષણ આપ્યું હતું. તે કિરણેજ શાસનની અખંડતા ટકાવી રાખી હતી.

•

ઓ વીરના પવિત્ર પુત્રો ? થોડા એક વખતથી હૃદયની વંકાશને લીધે યા આસપાસના વિક્ષેપક સંયોગોને લીધે, તે કિરણનો પ્રકાશ વધારે દૂર જતો રહ્યો છે, અને ત્હેના અસાન્નિધ્યથીજ આજે શાસનના અનેક ખંડ થઇ ગયા છે અને એક વર્તુળમાં ચારે બાજુ

લીટીઓ દોરતા તે લીટીઓના આરંભક છેડા વર્તુલના મધ્યબિંદુમાં એક પ્રદેશમાં રહેવા છતાં પણ આગળ ચાલતા તે લીટીઓમાં જેમ વધારે વધારે આંતરૂં પડતું જાય છે; તેવી રીતે મૂલ સિદ્ધાંતો એક છતાં કાળનિર્ગમન સાથે વ્યવહાર અને બાહ્ય ધર્માચારની લીટીઓ (પાસે પાસે હોવા છતાં) એટલી દૂર દૂર મનાઇ ગઇ છે કે "આ લાંબી અને આ ટુંકી, આ સાચી અને આ ખોટી, આ મ્હારી અને આ ત્હારી!" આવી ગણના કરવાની કડાકુટમાંજ લોકોનો મ્હોટો ભાગ રોકાઇ જવાથી, સાધવાનું લક્ષ્ય બિંદુ, લક્ષ્ય બહારજ રહી જાય છે અને સિદ્ધાન્તોની સત્ય બાજુને અનુયાયિના ઝઘડાની ઝાંખપ લાગતી જાય છે. પ્રતિદિન વિરોધ વધતો જાય છે અને લીટીઓમાં લીટીઓ દોરાતી જાય છે! તેથી સાધર્મિવાત્સલ્યની હદ સંકોચાતી જાય છે. અરે? ત્હેની જગ્યાએ વિરોધ રૂપી રાક્ષસ સવાર થઇ, વાત્સલ્યભાવને ચાબુકના સખ્ત પ્રહાર મારતો જાય છે.

ઓ ઉત્સાહી યુવકો! ત્હમારે તે લીટીઓની કુડાકુટમાં પડવાનું નથી. ત્હમે ત્હમારી આંખને એવી ટેવ પાડતાં શીખવો કે જેથી તે વર્તુળના મધ્યબિંદુને લક્ષ્ય કરીનેજ દરેક વસ્તુનું નિરીક્ષણ કરે. ત્હમારા હાથને એવી કોઇ પીંછી સોંપો કે જેથી તે કાં તો વર્તુળને વિશાળ બનાવે કે જેમાં બધી લીટીઓ સમાઇ જાય, અથવા તો લીટીઓના આંતરાને રંગથી ભરી ભિન્નતા ન ભાસે તેવી રીતે પુરી નાખે. વકતાના પ્લૅટફૉર્મ ઉપરથી કે ઉપદેશકની પાટ ઉપરથી વિરોધ વધારનારા કે ભેદ પાડનારાં વચનો ઉતરે કે તરત ત્હમે ત્હમારા કર્ણપુટને બંધ કરી દો, અને શકિત હોય તો તેવી પ્રવૃત્તિ અટકાવવાનું કામ હૃદયની શુદ્ધતાથી

અંકિત થયેલી જીહ્વાને સોંપી દ્યો. ત્હમારી આવી પ્રવૃત્તિથી દૂર ગયેલ ચોથા નંબરના કિરણનો પ્રકાશ ત્હમારી તરફ પાછો આકર્ષાશે અને ત્હમારા નિખાલસ હૃદયમાં સહેલાઈથી તે ઉતરી આવશે. ત્હેના એક અણુમાં પણ વિરોધ અંધકારને વિખેરી નાંખવાની શક્તિ રહેલી છે તો સંગ્રહાયેલા ઘણા અણુઓ તો શું નહિ કરી શકે? તે અણુઓ ત્હમારી બુદ્ધિ અને હૃદય ક્ષેત્રફળને વિસ્તારવાળું બનાવી સાધર્મીઓને સ્વબન્ધુતુલ્ય માનવાનું, તેઓના ગરીબ છોકરાઓને કેળવવામાં સાહાય્ય આપવાનું, નિરાધાર અપંગ વૃદ્ધો અને નિરાશ્રિત સીદાતી વિધવાઓનાં અશ્રુઓ લુંછવાનું કામ શિખવશે અને એવી પ્રેરણા કરશે. તેથી સાધર્મીઓની સ્થિતિ સુધરતાં ધર્મની ઉજ્વલતા વધશે, કેમકે ધર્મ અને ધર્મીનો જૈન શાસ્ત્રમાં એક અપેક્ષાએ અભેદ માનેલ છે. માટે ધર્મીઓની હીનપત અને ગરીબાઈમાં ધર્મની હીનપત અને ગરિબાઈ, તથા ધર્મીઓની ચ્હડતીમાં ધર્મની ચ્હડતી સમાયલી છે.

ચોથા કિરણના સંબંધમાં હજી એક સૂચના કરવાની બાકી રહી છે. તે એ કે પ્રથમ અજમાયશ કરતી વખતે, પોતાની આર્થિક, શારીરિક અને માનસિક શક્તિની તુલના કરી પોતે જે સંપ્રદાયમાં કે સમાજમાં હોય તેમાંથી અમુક ભાગની એક કક્ષા બાંધી, તે કક્ષામાં પોતાની શક્તિના પ્રમાણમાં, કિરણનો પ્રકાશ નાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. આટલામાં એવો કોઈ સંપ્રદાય કે સંઘાડો નથી કે--જેમાં થોડા યા વધતા અંશે વિરોધ યા કુસંપ રૂપી રાક્ષસ પોતાનું સામ્રાજ્ય ન ચલાવતો હોય, ત્યારે પ્રથમ તો તે તે સંપ્રદાયમાં ભેદ પાડનાર રાક્ષસનેજ દુર કરવો જોઇએ પણ એટલું યાદ રાખવું જોઈશે

કે સંપ્રદાય માંહેની કેટલીક ખટપટી વ્યકિતઓ રાક્ષસની પધરામણીમાંજ પોતાની મહત્તા માને છે અને આનંદ સમજે છે. તે વ્યકિતઓ કદાચ કિરણના પ્રકાશને અટકાવવાની પણ ખટપટ ચલાવે, પણ ત્હમારે તેથી ડરવાનું નથી. ત્હમારે તો તેવાઓના સંગથી દૂર રહીનેજ ભાવનાના કિરણનો પ્રકાશ ફેંકવાનો છે. તે પ્રકાશ સ્થાયી અને ઘટ્ટ થશે એટલે સૂર્યના પ્રકાશથી ઘુવડનાં ચક્ષુની પેઠે ત્હેમની ખટપટી આંખો પોતાની મેળે બન્ધ થઇ જશે આમ સ્વસંપ્રદાયમાં ફત્તેહ મેળવ્યા પછી નજીકના સંપ્રદાયોમાં અજમાયશ કરતાં કરતાં શકિતના પ્રમાણને આગળ વધારતા જશો તો ચોથા નંબરમાંથી ત્રીજા, બીજા અને છેવટે પહેલા નંબરના કિરણનું સામર્થ્ય ક્રમે કરી મેળવી શકશો. માટે હમણા થોડી શકિત હોય તો ચોથા નંબરના કિરણને સંગ્રહવા સીધી લીટીમાં આવી જાઓ વિલંબ કરોમાં ! માંગલિક રાત્રિનો સમય ચાલ્યો જાય છે!

## पांचमुं अने छठुं किरण.

(अधिकारी कोण)

ઓ વિવેકી બંધુઓ ! પહેલા ચાર કિરણનો અધિકાર કોને છે અને કોને નથી ત્હેનો નિર્ણય પાંચમું અને છઠું કિરણ કરે છે. જુઓ ! તે દરેકમાં શ્લોકનાં બબ્બે ચરણ પ્રતીત થાય છે.

गृहः कुटुम्बकं येषां । स्युस्तेऽत्रानधिकारिणः ॥
पुत्रयोरपि वैषम्यं । नूनं ते नर राक्षसाः ॥ १ ॥

જેણે ઘરની અંદરજ પોતાના કુટુમ્બની હદ બાંધી છે, ઘરની બહારનું માણસ ગમે તેવી રીતે સીદાતું હોય, દુઃખી થતું હોય કે મરી જતું હોય, તો પણ જ્હેની વૃત્તિ આર્દ્ર થતી નથી અને

ત્હેના દુઃખમાં ભાગ પડાવતી નથી, તેવા સ્વાર્થપરાયણ રે તેવા અધમ મનુષ્યોને ત્હમે દૂરજ રહેવા દ્યો. તેઓની છાયા પણ કુમલા છોડ ઉપર પડતી હજારો મણની શિલા જેવી છે. ત્હેમનો એકજ સ્વાર્થી ઉષ્ણ શ્વાસોશ્વાસ દાવાનલ અગ્નિ જેવો છે. ત્હેમનો એક કઠોર ઉદ્‌ગાર સદ્વિચાર પુષ્પોને મ્લાન કરી નાંખે છે. જેથી તેઓનો નિરૂકત કર્તવ્યમાં બિલકુલ અધિકાર નથી ત્યહારે જેઓ પુત્ર અને પુત્રી કે જેઓ બન્ને એકજ ઉદરમાંથી અને એકજ વીર્યમાંથી ઉત્પન્ન થયા છે ત્હેમને પણ એક સરખી દૃષ્ટિથી જોતાં નથી. અર્થાત્ પુત્રને લાડ લડાવવા, પુત્રીના ગળા ઉપર છરી ફેરવે છે—પુત્રને પરણાવવા પુત્રીને વેંચે છે અને પુત્રને ધનવાન બનાવવા પુત્રીને મસાણીયા ડોસાને અર્પણ કરી દુઃખના ખાડામાં ઉતારે છે. તેવા નર રાક્ષસો ( મનુષ્ય છતાં રાક્ષસ જેવા ) ના અધિકારની તો વાતજ શું કરવી ? તેઓના અસ્પૃશ્ય વિચારોનો સ્પર્શ કરવો તે ચાંડાલના સ્પર્શ કરતાં વધારે હાનિકારક છે. જેથી એ વીર પુત્રો ! પ્રકાશના અધિકારિઓ ! તેવા માણસોના વિચારો જે પ્રદેશમાં અફલાતા હોય તે પ્રદેશમાં કદાચ ત્હમે જઇ ચ્હડો તો ત્યહાં ત્હમારા અન્તઃકરણને ચાવી લગાડી મજબૂત રીતે બંધ કરી દેજો. એક પણ મલિન વિચાર અન્તઃકરણની સ્વચ્છ ભૂમિને દૂષિત કરી નાખશે. પ્રકાશિત કિરણના અધિકારથી ભ્રષ્ટ કરાવશે. આમ સાવચેતી રાખવાની ભલામણ સાથે અધિકારી અને અનધિકારીનો નિર્ણય પાંચમું ને છઠ્ઠું કિરણ કરાવે છે.

### ઉપસંહાર.

પ્રિય મિત્રો ! આજે દિવાળીની રાત્રિ હોવાથી અપરિમિત કિરણો ચારે તરફ ફેલાયેલા છે. ત્હેમાંથી કેટલા કિરણોનું નિરી-

ક્ષણુ ત્હમારી આંખો કરી શકશે ઉપરના છ કિરણોનું જે યત્કિં-ચિત્ નિરીક્ષણ કર્યું છે તેમાં તો હજારો લાખો નહિ બલ્કે કરોડો કિરણો પ્રસરેલા છે. તે પણ એકલી વીજળીનાજ નહિ પણ કોઇ ગ્યાસની લાઇટના, કોઇ સાધારણ દીવાના, એમ જુદા જુદા પ્રકારનાં છે. દરેકમાં ભિન્ન ભિન્ન અણુઓ અને અણુ અણુનો ભિન્ન સ્વભાવ છે. ત્હેમાંથી આપણી કલમ, જીંહ્વા યા બુદ્ધિ કેટલો અનુભવ લઇ શકે ? સામાજીક ભાવનારૂપ વિદ્યુત્પ્રકાશના થોડાએક કિરણોમાંથી, મ્હારી બુદ્ધિએ જે કાંઇ અનુભવ્યું છે ત્હેનો કેટલોએક ભાગ, અમુક વ્યકિતની પ્રેરણાથી ત્હમારી આગળ રજુ કરવામાં આવેલ છે કે જે, કર્તવ્યાભિલાષી મહાશયોને ખાસ ઉપયોગી અને ક્રિયામાં મુકવા યોગ્ય છે. આલસ્ય અને સુસ્તિ છોડી, અંતર્ચક્ષુ ઉઘાડી, હૃદયની નિખાલસ સપાટી ઉપર સામાજીક ભાવનાનાં કિરણોનો સંગ્રહ કરવા ઉદ્યત થાઓ ! કર્તવ્યની ધુનમાં મચો અને ધર્મની વિજય ધ્વજા ફરકાવો !

ૐ શાંતિઃ ? શાંતિઃ ? શાંતિઃ ?



# લેખ ૪ થો.

## ક્ષયોપશમ એટલે શું ?

( જૈન હિતેચ્છુમાં પ્રગટ થએલ. )

સાન્તિલાલ—કેમ ભાઇ રતીલાલ ! આજે ત્હમને શું જાણ-વાની ઇચ્છા છે ?

રતિલાલ—પ્રિય મિત્ર શાન્તિલાલ ! ઘણા વખતના સહ-વાસથી મ્હારો સ્વભાવ અને મ્હારી રૂચિ ત્હમારા લક્ષ્ય બહાર નહિ હોય; તોપણ ત્હમે પૂછ્યું ત્ય્હારે કહેવું જોઇએ કે, હાલમાં આપણી જૈનશાળાઓમાં ગોખણપટીની જે શિક્ષણ પદ્ધતિ ચાલે છે તે મ્હને બિલકુલ પસંદ નથી. ઘણાં વરસથી અભ્યાસ કરતા કેટલાક વિદ્યા-ર્થીઓ પોપટની પેઠે સંખ્યાબંધ થોકડા મુખપાઠ કરી જાય છે, પણ ત્હેમાંથી એકાદ સાંકેતિક શબ્દનો અર્થ ત્હેમને પૂછવામાં આવે તો યોગ્ય જવાબ આપી શકતા નથી. અર્થશૂન્ય આવા અભ્યાસથી જોઇએ તેવો ફાયદો થઇ શકતો નથી જો કે હું પોતે પણ વડિલની આજ્ઞાથી જૈનશાળામાં હાજરી આપી ચાલતી શિક્ષણ પદ્ધતિ પ્રમાણે અભ્યાસ કરૂં છું, પણ તેથી મ્હારા મનને બિલકુલ સંતોષ ઉપજતો નથી. શિક્ષક સાહેબ પણ તેવીજ શિક્ષણપદ્ધતિમાં પાસ થયેલા છે, તેથી વચ્ચે પૂછવામાં આવે કે-"આ શબ્દનો અર્થ સમજાવો, તો એમ ઉત્તર આપી સમાધાન કર-

વામાં આવે છે કે, આગળ પોતાની મેળે સમજાશે.' આથી અભ્યસ્ત પાઠનો ઘણો ભાગ સમજ્યા વગરનો બાકી રહ્યો છે તે સમજવા ઇચ્છા છે.

**શાન્તિલાલ**—ઘણી ખુશીથી તે ભાગ હું ત્હમને સમજાવીશ; પણ બધું એકી સાથે સમજી શકાશે નહિ, જેથી એક પછી એક પ્રશ્ન પુછતા આવો.

**રતિલાલ**—હાલ હું ગુણસ્થાન શિખું છું અને ત્હેમાં આજે ક્ષાયોપશમિક સમકિતના સંબંધમાં, 'ક્ષયોપશમ' શબ્દ આવેલ છે, તે મ્હારાથી અત્યારે સમજી શકાશે ?

**શાન્તિલાલ**—શું કામ ન સમજી શકાય ? સમજાવનાર પોતે ખરેખર સમજતો હોય તો ગમે તેવી કઠિન બાબત જીજ્ઞાસુના મનમાં ઉતારી શકે. અલબત, આગળ પાછળનો સંબંધ જો જીજ્ઞાસુ જાણતો હોય તો સમજાવનારને વધારે વિસ્તાર કરવાનો શ્રમ લેવો ન પડે અને ન જાણતો હોય તો આગળ પાછળના સંબંધનું અનુસંધાન કરવાની કાંઈક તકલીફ લેવી પડે.

**રતિલાલ**—ત્યહારે તો મ્હને સમજાવવામાં આપને તકલીફ ઉઠાવવી પડશે.

**શાન્તિલાલ**—ત્હેની કાંઇ હરકત નહિ. જ્ઞાનને માટે લેવાતી તકલીફને હું તકલીફ માનતો નથી પણ આનંદ માનું છું.

**રતિલાલ**—ધન્ય છે ત્હમારી ઉદાર વૃત્તિને ! ખરૂંજ કહ્યું છે કે '**परोपकाराय सतां विभूतयः**' આ વખતે મ્હારી દૃષ્ટિ આપને એક મિત્ર તરીકે નહિ પણ મહાત્મા તરીકે જુએ છે.

શાન્તિલાલ—પ્રિય મિત્ર! અનુચિત પ્રશંસા કરવાની કાંઇ જરૂર નથી. બીજું બધું મુકી દઇ સ્વસ્થ થઇ ક્ષયોપશમ શબ્દની વ્યાખ્યા સાંભળો.

રતિલાલ—જી, બહુ સારૂં.

શાન્તિલાલ—મિત્ર! ક્ષયોપશમ શબ્દ, ક્ષય અને ઉપશમ, એ બે શબ્દના સમાસથી બનેલો છે. ક્ષય એટલે મૂળથી નાશ અને ઉપશમ એટલે નાશ નહિ પણ દબાઇ જવું—અદૃશ્ય થવું.

રતિલાલ—એકાદ દૃષ્ટાંત આપી સમજાવશો?

શાન્તિલાલ—હા. अ અને व નામના છોકરાની પાસે અગ્નિના બે ખોટારા પડયા છે. अ એ એક ખોટારા ઉપર પાણી રેડી બુઝાવી નાખ્યો. व એ બીજા ઉપર ધુળ કે રાખ નાખી. આ દાખલામાં જ્યહારે अ એ અગ્નિનો ક્ષય કર્યો ત્યહારે व એ ત્હેનો ઉપશમ કર્યો. બીજું દૃષ્ટાન્ત લઇએ. એક ડૉકટરે ગુમડાના બે દરદીની ચિકિત્સા કરી; એકનું ઑપરેશન (કાપકૂપ) કરી મૂળથી દર્દ કાઢી નાખ્યું અને બીજાના ગુમડા ઉપર મલમપટ્ટી લગાડી દબાવી દીધું (પણ અંદર રોગની સત્તા રહી ગઇ.) તે ડૉકટરે પેહેલાના દર્દનો ક્ષય કર્યો અને બીજાનો ઉપશમ કર્યો. સમજાયા હવે ક્ષય અને ઉપશમ શબ્દના અર્થ?

રતિલાલ—જી હા; પણ અહિં અગ્નિ અથવા ગુમડાને ઠેકાણે શું સમજવું? અર્થાત્ ક્ષય અને ઉપશમ કોનો સમજવો?

શાન્તિલાલ—અહિં અગ્નિને ઠેકાણે કર્મની પ્રકૃતિઓ સમજવી. તમે કહેશો કે કર્મની પ્રકૃતિઓ તો ૧૪૮ અથવા ૧૫૮ છે,

તેમાં કઇ પ્રકૃતિઓ લેવી ? તો તે સંબંધમાં મ્હારે ત્હમને પૂછવું પડશે કે, 'ઘાતિ' અને 'અઘાતિ' કર્મ વિષે ત્હમે કંઇ જાણો છો ?

રતિલાલ—જી હા; જીવના ગુણને હણે—દબાવે તે 'ઘાતિ' કર્મ ચાર છે. (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) મોહનીય, અને (૪) અંતરાય. જીવના ગુણને ન હણે તે 'અઘાતિ' પણ ચાર છે: (૧) વેદનીય, (૨) આયુષ્ય, (૩) નામ અને (૪) ગોત્ર.

શાન્તિલાલ—ત્હેની ઉત્તર પ્રકૃતિ કેટલી ?

રતિલાલ—જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, મોહનીયની ૨૬ અને અંતરાયની ૫; એ ૪૫ 'ઘાતિકર્મ'ની. અને વેદનીયની ૨, આયુષ્યની ૪, નામની ૯૩ અને ગોત્રની ૨ એ ૧૦૧ 'અઘાતિ' કર્મની.

શાન્તિલાલ—બરાબર. 'અઘાતિ' કર્મની જે ૧૦૧ પ્રકૃતિ ગણાવી ત્હેનો ક્ષયોપશમ થતો નથી, પણ 'ઘાતિ કર્મની પ્રકૃતિનો ક્ષયોપશમ થાય છે. તેમાં પણ સર્વઘાતિ અને દેશઘાતિ પ્રકૃતિઓનો વિભાગ કરવો પડશે, તે ત્હમે કરી શકશો ?

રતિલાલ—ના જી; પ્રથમ તો સર્વઘાતિ અને દેશઘાતિ એટલે શું, તે પણ હું સમજતો નથી. મ્હેરબાની કરી તે સમજાવો અને વિભાગ કરી બતાવો.

શાન્તિલાલ—બહુ સારૂં. ક્ષયોપશમના સંબંધમાં ત્હેનું સ્વરૂપ સમજવું વધારે અગત્યનું છે, જેથી વિસ્તારથી સમજાવું છું. 'स्वविषयं कात्स्न्येंन घ्नन्ति यास्ताः सर्वघातिन्यः' જે પ્રકૃતિઓ

પોતાના વિષયને (જીવ ગુણને) સર્વથા હણે તે સર્વઘાતિ અને તેવી પ્રકૃતિઓ કેવલજ્ઞાનાવરણ ૧, કેવલદર્શનાવરણ ૨, અનંતાનુબંધિની ચોકડી ૪, અપ્રત્યાખ્યાનીની ચોકડી ૪, પ્રત્યાખ્યાનીની ચોકડી ૪, મિથ્યાત્વ એક અને નિદ્રાની ૫, એમ વીસ છે; એ વીસ વિના શેષ ૨૫ ઘાતિપ્રકૃતિ દેશઘાતિ છે. **स्वविषयमेकदेशेन घ्नन्ति यास्ता देश घातिन्यः** જે પ્રકૃતિઓ પોતાના વિષયને એક દેશથી હણે છે તે દેશઘાતિ. કેમ હવે સમજાયું ?

રતિલાલ—જી હા. વિભાગ તો સમજ્યો; પણ સ્વરૂપ હજી બરાબર બંધ બેઠું નથી. દૃષ્ટાન્તપૂર્વક કાંઇક વિસ્તારથી સમજાવશો તો સમજી શકાશે.

શાન્તિલાલ—તે મ્હારા ધ્યાનમાં જ છે. ઘાતિ અઘાતિ પ્રકૃતિઓ અને ત્હેના વિભાગ પરત્વે સમજવાનુંજ માત્ર મ્હેં ત્હમને પૂછયું હતું.

રતિલાલ—જી. ત્હેમાં પણ એક શંકા છે કે, ઘાતિ પ્રકૃતિ ૪૭ મ્હારા ધારવામાં છે અને દેશઘાતિ સર્વઘાતિની સર્વ મળી ૪૫ પ્રકૃતિ આપે ગણાવી, તો બે પ્રકૃતિ કઇ નીકળી ગઇ તે હું સમજી શક્યો નથી.

શાન્તિલાલ—સમ્યકત્વમોહનીય અને મિશ્રમોહનીય, એ બે દર્શનમોહનીયની પ્રકૃતિ નીકળી ગઇ. તે બેનો જૂદો બંધ પડતો નથી, જેથી બંધ આશ્રી મોહનીયની ૨૬ પ્રકૃતિજ ગણાયેલી છે. ને હિસાબે ઘાતિ પ્રકૃતિ ૪૫ થાય છે. તે બે પ્રકૃતિનો બંધ કેમ થતો નથી તે વળી અવકાશે સમજાવીશું.

રતિલાલ—બહુ સારૂ. ત્ય્હારે હવે સર્વઘાતિ અને દેશઘાતિનું સ્વરૂપ અને બન્નેમાં શું શું તફાવત છે તે સમજાવશો?

શાન્તિલાલ—પ્રકૃતિના અણુઓમાં રહેલ જે રસસ્પર્ધક (રસનો જથ્થો,) ત્રાંબાના વાસણની પેઠે છિદ્ર વગરનો, ઘીની માફક અતિ ચીકણો, અને દ્રાક્ષની પેઠે સૂક્ષ્મ પ્રદેશોપચિત હોય તે રસ સર્વઘાતિ સમજવો. તે રસ અધ્યવસાયની તીવ્ર તીવ્રતરતા પ્રમાણે ચઉઠાણીયો, ત્રિઠાણીયો, યા દુઠાણીયો બંધાય. આ હકીકત દૃષ્ટાન્ત શિવાય નહિ સમજી શકાય. ધારો કે, એક વાસણમાં એક શેર કરિયાતું પડયું છે. તેમાં કોઇએ ચાર શેર પાણી નાખી ઉકાળવા માંડયું. એક શેર પાણી બાકી રહ્યું ત્ય્હાં સુધી ઉકાળ્યું, ત્ય્હારે ત્હેમાં જે રસનું સત્ત્વ બંધાણું ત્હેને આપણે ચઉઠાણીઆ રસની ઉપમાં આપી શકીએ. બશેર પાણી રહે ત્ય્હારે ત્રિઠાણીઆ, ત્રણ શેર પાણી રહે ત્ય્હારે દ્વિઠાણીઆ અને ચાર શેર પાણી પડયું છે તે વખતે કરીઆતાની જે સ્વાભાવિક કડવાસ છે, ત્હેને એકઠાણીઆ રસની ઉપમા આપી શકાય. તેવી રીતે કર્મ બંધાતી વખતે અધ્યવસાયોની જેવી તીવ્રતા, તીવ્રતરતા, મંદતા, મંદતરતા હોય તે પ્રમાણે કર્મ પુદ્ગલની અંદર રસનો જથ્થો એકઠો થાય છે. સર્વઘાતિ પ્રકૃતિઓના સર્વ રસસ્પર્ધકો, પછી તે ચઉઠાણીઆ, ત્રિઠાણીયા કે દ્વિઠાણીઆ હોય, પણ બધા સર્વઘાતિજ સમજવા, જેથી તેનું આવરણ ઘટ્ટ થાય છે અને ગુણને પ્રાયઃ સર્વથા દબાવે છે. પ્રાયઃ કહેવાનો હેતુ એટલોજ છે કે, જેમ વર્ષા ઋતુમાં વાદળાની ઘટ્ટ ઘટા, સૂર્યની પ્રભાને ચારે તરફ આવરે છે, તોપણ કાંઇક પ્રભા

બહાર નીકળી આવે છે, કે જેથી દિવસ રાત્રીનો વિભાગ જાણી શકાય છે; તેમ કેવલજ્ઞાનાવરણ રૂપ સર્વઘાતિપ્રકૃતિ, આત્માની પ્રભાને ચારે તરફથી આવરે છે, તોપણ કેટલાંક કિરણો સૂક્ષ્મરૂપે બહાર નીકળી આવે છે. તે કિરણોરૂપી જ્ઞાનનો એક દેશ યદ્યપિ મનઃપર્યવજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ વગેરે દેશઘાતિ પ્રકૃતિઓથી દબાય છે તથાપિ દેશઘાતિ પ્રકૃતિનો રસસમૂહ છાબડીની પેઠે શિથિળ, કંબળની પેઠે સછિદ્ર અને સ્થૂળ પ્રદેશોપચિત હોવાથી એકદેશી કિરણોને પણ સર્વથા દબાવી શકતો નથી. (એટલા માટે તે પ્રકૃતિઓ દેશઘાતિ કહેવાય છે.) જેથી તેમાંથી પણ ઉક્ત કિરણોનો કેટલોક ભાગ બહાર નીકળી આવે છે તે પ્રભાને આપણા શાસ્ત્રો મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન-એવાં નામથી ઓળખાવે છે, અને તે જ્ઞાન ' ક્ષાયોપશમિક ' કહેવાય છે, કેમ ક્ષાયોપશમિક કહેવાય છે, તે બીના ક્ષયોપશમની સર્વ વ્યાખ્યા સમજ્યા પછી સમજાશે.

રતિલાલ—આ ઉપરથી એમ સમજાય છે કે, સર્વઘાતિના રસસ્પર્ધક ચઉઠાણીયા, ત્રિઠાણીયા અને દ્વિઠાણીયા બધા સર્વઘાતિ જ હોય. દેશઘાતિના રસસ્પર્ધક ત્રિઠાણીયા, દ્વિઠાણીયા અને એકઠાણીયા દેશઘાતિ હોય સર્વઘાતિનું આવરણ ઘટ્ટ, અતિ સ્નિગ્ધ, નિશ્છિદ્ર અને દેશઘાતિનું આવરણ સછિદ્ર અને શિથિળ છે. સર્વઘાતિ મૂળ પ્રભાને સર્વથા રોકે છે અને દેશઘાતિ તેમાંથી નીકળી આવેલ તેના એક દેશને રોકે છે કેમ મિત્ર ! હું કહું છું તે બરાબર છે કે ?

શાન્તિલાલ—હા; બીજું બધું બરાબર છે; પણ જરાક ફેર રહે છે, તે એ કે દેશઘાતિના રસસ્પર્ધક ચઉઠાણીયા પણ છે.

એટલે કે સર્વઘાતિના રસસ્પર્ધક બધા સર્વઘાતિજ છે, તેમ દેશઘાતિના રસસ્પર્ધક કેટલાક ચઉઠાણીયા, કેટલાક ત્રિઠાણીયા, કેટલાક દ્વિઠાણીયા અને કેટલાક એકઠાણીયા છે. તેમાં દેશઘાતિના ચઉઠાણીયા તથા ત્રિઠાણીયા રસસ્પર્ધક સર્વઘાતિજ છે. અને બેઠાણીયામાં કેટલાએક સર્વઘાતિ અને કેટલાક દેશઘાતિ છે અને એકઠાણીયા સર્વ દેશઘાતિ જ છે. સર્વઘાતિના રસસ્પર્ધક એકઠાણીયા હોયજ નહિ. કેમ દેશઘાતિ તથા સર્વ ઘાતિનું સ્વરૂપ હવે સમજ્યા ?

રતિલાલ—જી હા, સમજ્યો. પણ એક શંકા હજી રહે છે.

શાન્તિલાલ—શું શંકા છે ? બોલો.

રતિલાલ—કેવલજ્ઞાનાવરણ સર્વથા કેવળજ્ઞાનને, કેવળદર્શનાવરણ સર્વથા કેવલદર્શનને, મિથ્યાત્વ સર્વથા સમ્યકત્વને—તે તે કષાયો તે તે ચારિત્ર ગુણને સર્વથા અટકાવે છે, જેથી તેઓનું સર્વઘાતિપણું યથાર્થ છે; પણ પાંચ નિદ્રા જીવના કયા ગુણને સર્વથા અટકાવે છે, કે જેથી તેની ગણના સર્વઘાતિ પ્રકૃતિમાં ઠરી ?

શાન્તિલાલ—ત્હમારી શંકા ખરા મુદ્દાની છે. ત્હેનો ખુલાસો સાંભળો. કેવળદર્શનાવરણ રૂપ સર્વઘાતિ આવરણમાંથી, જે કાંઇક સામાન્ય બોધરૂપ કિરણો બહાર નીકળે છે, જે ચક્ષુદર્શનાવરણાદિ રૂપ દેશઘાતિ પ્રકૃતિમાંથી પણ જાગૃત અવસ્થામાં કંઇક અંશે બહાર આવી ચક્ષુદર્શન વગેરે સંજ્ઞા પામે છે, તે કિરણો પણ નિદ્રાદિના આવરણથી સર્વથા દબાઇ જાય છે; કારણ કે નિદ્રાઘવસ્થામાં ચક્ષુદર્શનાદિક થતા નથી. માટે ત્હેમાં પણ સર્વઘાતિપણું યથાર્થ જ છે.

**રતિલાલ**—પ્યારા મિત્ર ! ત્હમારા આ ખુલાસાએ મ્હારા અંતરમાં ઘણીજ સ્પષ્ટતા કરી છે. દેશઘાતિ અને સર્વઘાતિના વિષયમાં હુવે બિલકુલ શંકા રહી નથી. હુવે ત્હેનો ક્ષયોપશમ કેવી રીતે થાય છે તે કૃપા કરી સમજાવો.

**શાન્તિલાલ**—સર્વઘાતિની કેટલીક પ્રકૃતિનો ક્ષયોપશમ થતો નથી; કિન્તુ, ક્ષય યા ઉપશમજ થાય; જેવી કે કેવળજ્ઞાનાવરણ, કેવળદર્શનાવરણ, નિદ્રા વગેરે.

**રતિલાલ**—ત્યહારે તો દેશઘાતિ પ્રકૃતિઓનોજ ક્ષયોપશમ થાય કે ?

**શાન્તિલાલ**—હાજી; દેશઘાતિ ઉપરાંત કેટલીક સર્વઘાતિ પ્રકૃતિઓનો પણ ક્ષયોપશમ થાય છે. દાખલા તરિકે એક પ્રકૃતિ લઈ ત્હેના ઉપર ક્ષયોપશમ યોજીએ. અવધિજ્ઞાનાવરણ રૂપ દેશઘાતિ પ્રકૃતિના સર્વઘાતિ અને દેશઘાતિ બન્ને પ્રકારના રસસ્પર્ધકનો ઉદય છે ત્યહાં અધ્યવસાયની વિશુદ્ધિથી સર્વઘાતિ ચઉઠાણીયા અને ત્રિઠાણીયા રસને વિખેરી, સર્વઘાતિને દેશઘાતિ-પણે પરિણમાવે એટલે ચઉઠાણીયા કે ત્રિઠાણીયા રસને દ્વિઠાણીયા કે એકઠાણીયાની સ્થિતિમાં લાવી મુકે. અને દેશઘાતિના દ્વિઠાણીયા એકઠાણીયા રસને, તુચ્છ નિર્બળ બનાવી ત્હેનો જે ભાગ ઉદયાવલિ માંહી આવેલ છે, ત્હેનો ક્ષય કરે. અને ઉદયાવલીમાં નથી આવ્યો ત્હેને એવી રીતે અટકાવે કે ત્હેનો વિપાકોદય યા રસોદય ન થઇ શકે આવી સ્થિતિમાં અવધિજ્ઞાનાવરણનો સર્વઘાતિ રસ જે પ્રભાને (જેને અવધિજ્ઞાનની સંજ્ઞા આપી શકાય તે પ્રભાને) સર્વથા

શુદ્ધ આશયથી અને શુદ્ધ ઉદ્દેશથી પરોપકારનું જે કાર્ય કરવામાં આવે તેમાં શાસ્ત્રનો બાધ હોય નહિ. ઉહાપોહ કરતાં નિશ્ચય થાય છે કે સંકુચિત બુદ્ધિથી ઉત્પન્ન થએલી રૂઢ માન્યતા આદર કરવા યોગ્ય નથી.

## બીજા કારણની મીમાંસા.

વ્યાવહારિક ઉન્નતિ જનસમાજના પારમાર્થિક શ્રેયનું એક અંગ હોવાથી તેની આવશ્યક્તા સ્વીકારતાં તેના ઉપદેશની પણ આવશ્યકતા છે, પણ તે ઉપદેશ કરનારાઓને દેશકાળનું જ્ઞાન મેળવવાની પૂરતી જરૂર છે. શાસ્ત્રકાર ભગવાને પણ શાસ્ત્રનો ઉપદેશ કરવામાં, વિહાર કરવામાં, સંયમાદિ અનુષ્ઠાન પાળવામાં, પણ દેશ કાળને અનુસરવાની જરૂરીઆત બતાવી છે. તેથી ઉપદેશકોએ વિચારવું જોઇએ કે બીજા દેશના લોકો અથવા સ્વદેશના પણ બીજા સમાજવાળા કેવી રીતે નૈતિક અને ધાર્મિક ઉન્નતિના પ્રાસાદ (મહેલ) ઉપર ચડયા અને ચડે છે? તેઓની પાસે એવી કઇ નીસરણી છે, અથવા પગની શકિત છે કે જેના બળથી થોડી મહેનતે તેઓ ઉન્નતિના શિખર તરફ પ્રયાણ કરે છે? કન્યાવિક્રય, બાળ લગ્ન, વિશ્વાસઘાત વગેરે શાસનની ઉન્નતિમાં પ્રતિબંધ કરનારા મહાદોષો આપણા સમાજમાં કેવી રીતે પ્રવેશ કરવા પામ્યા છે? બીજે કયાંઇ અવકાશ ન મળતાં તે દોષોને શું આપણા સમાજમાંજ અવકાશ છે? હવે તે મહાદોષો કેવી રીતે દૂર થાય? તેના શું શું ઉપાયો છે? નૈતિક અને ધાર્મિક ઉન્નતિની હવેલીથી પતિત થયેલ આપણા સમાજનું કેવી રીતે પુનર્જીવન થાય? ભાંગી ગએલા નૈતિક સદ્ગુણરૂપ હાડકાનું કેવી રીતે ફરી જોડાણ થાય? અંદર અંદરની

મારામારી કે જેથી બીજા દોષોનું પોષણ થાય છે, તે કેવી રીતે દૂર થાય? શાસ્ત્રીય ઉચ્ચ તત્ત્વોનું સ્પષ્ટીકરણ કરવાને મુનિવર્ગમાં અને શ્રાવક વર્ગમાં કયે રસ્તે વિદ્યાવૃદ્ધિ થાય? વિદ્યાવૃદ્ધિ કરાવનાર પાઠશાળા, ગુરૂકુળ જેવી ઉંચી સંસ્થાઓ કે જેની ગણત્રી હજુ સુધી આપણા સમાજમાં શૂન્યથી થાય છે, તે શૂન્યને સ્થાને એક કરતાં વધારે આંકડા કેવી રીતે આવે? અને તેના માટે શ્રીમંત ગૃહસ્થોના મનમાં ઉદારતા દેવીનો કેવી રીતે નિવાસ થાય? આ બધા પ્રશ્નોનો ઉહાપોહ કરવો તે ઉપદેશકોને ઉપદેશ પદ્ધતિનો નિર્ણય કરવાનું આવશ્યક અંગ છે. તેથી ઉપદેશકોએ સૂક્ષ્મબુદ્ધિ અને દીર્ઘદૃષ્ટિથી ઉપરના પ્રશ્ને રૂપી શરીરની ચિકિત્સા કરી અવનતિરૂપ રોગનું નિદાન પારખી રોગનો વિનાશ થાય અને સમાજરૂપ દેહનું પોષણ થાય એવી દવાઓ શોધી કાઢી દેશ, કાળ, પુરૂષ અને જન સ્વભાવને અનુસારે સમાજને સત્ય ઉપદેશરૂપ ઔષધામૃતનું પાન કરાવવું જોઇએ. ઉપદેશકો જ્યારે આમ કરશે ત્યારેજ તેમનો ઉપદેશ સમાજના સડાને દૂર કરી નૈતિક અને ધાર્મિક ઉન્નતિનો સાધક બનશે.

## ત્રીજા કારણની મીમાંસા.

શ્રોતાઓની શ્રદ્ધાની સિથિલતા અને વકતાઓનું પરતંત્રપણું એ ત્રીજું કારણ જણાવવામાં આવ્યું છે તે પણ પ્રત્યક્ષ સિદ્ધજ છે. તુલનાદૃષ્ટિથી જોઇએ તો માલમ પડે છે કે ખોજા, વોરા, વગેરે યવન જાતિઓની પોતાના ધર્મગુરૂ કે જેમના આચાર વિચાર અને વૈભવ લગભગ ગૃહસ્થ જેવા હોય છે, છતાં તેમના પ્રત્યે કેટલી શ્રદ્ધા છે? બીજી તરફ સ્થાનકવાસી ભાઇઓની વિશિષ્ટા-

ચાર પાળનાર પોતાના ધર્મગુરૂ તરફ કેટલી શ્રદ્ધા છે? એની તુલના કરતાં મોટું અંતર માલમ પડે છે. ખોજા, વોરાઓને પોતાના ધર્મગુરૂના વચન ઉપર જેટલો વિશ્વાસ અને આગ્રહ છે, તેટલો વિશ્વાસ અને આગ્રહ સ્થાનકવાસી ભાઈઓનો શાસ્ત્રીય વચન ઉપર પણ નથી. તેમાં પણ જે કાંઇ થોડી ઘણી શ્રદ્ધા જોવામાં આવે છે (તેને અંધશ્રદ્ધા કહો કે રૂઢશ્રદ્ધા કહો) તે વૃદ્ધોમાં છે. ઉછરતી વયના જુવાનીઆઓ કે જેમના મગજમાં આધુનિક કેળવણીના જડવાદના સંસ્કારો પડયા છે, તેમનામાં તો તેટલી શ્રદ્ધા-પણ નથી. આ દોષ શ્રાવકોનો છે કે સાધુઓનો છે, એમ જો પૂછવામાં આવે, તો મારે જણાવવું જોઇએ કે આ દોષ કેવળ શ્રાવકોનો નથી, ઉપદેશકોનો પણ છે હાલમાં માનનીય ગણાતા કેટલાએક ઉપદેશકો માન મહત્તાના લોભી બનવાથી કે સ્વભાવે ઈર્ષાળુ હોવાથી ઉપદેશ દિશામાં જે કાંઇ કાર્ય કરે છે, તે શ્રોતાઓમાં પોતા તરફનો દૃષ્ટિ રાગ ઉત્પન્ન કરી પોતાના પક્ષમાં ભેળવવાને માટેજ. અને તેમ કરવામાં પોતા સિવાય બીજા ઉપદેશકોની નિન્દા કરવાનો માર્ગ લેવો પડે છે. એટલુંજ નહિ પણ બીજાઓને વગોવવા, તેમના ચારિત્ર્ય ઉપર દોષારોપણ કરવાની પ્રવૃત્તિમાં ગુંથાવું પડે છે, અને તેમ થતાં બીજાઓને પણ તેની નિંદા કરવાનો અવકાશ મળે છે. આવી રીતે મુનિ વર્ગમાં પરસ્પર નિન્દાની પ્રવૃત્તિ જ્યારે શ્રોતાઓના જાણવામાં આવે છે ત્યારે શ્રોતાઓની અને ખાસ કરીને અધુરી શ્રદ્ધાવાળા હાલના જુવાનીઆઓની શ્રદ્ધા બંને પક્ષના મુનિઓ તરફ ઓછી થાય અને પરિણામે ધર્મ ઉપરથી પણ શ્રદ્ધા ઉતરી જાય એ સ્વાભાવિક છે બીજો ગેરલાભ એ થાય છે કે બુદ્ધિમાન મુનિઓ શાસ્ત્રાભ્યાસ કરવાનો કિંમતી સમય નિન્દા

કરવામાં ખરચી નાંખે તેથી શાસ્ત્રીય તત્ત્વબોધની તેમનામાં ખોટ રહી જતાં આજના જિજ્ઞાસુ યુવકોને આકર્ષવા જેટલું બળ અને જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી. તેથી હાલના યુવકોની શંકાઓનું સમાધાન અને જીજ્ઞાસાની તૃપ્તિ ન થતાં તેઓનું ધર્મ તરફ વલણ થતું નથી, ધર્મ ઉપર શ્રદ્ધા બેસતી નથી અને સાધુઓનો પરિચય કરવા તેમની ઇચ્છા થતી નથી. પરિણામે સાધુ વર્ગ તરફ અભાવ ઉત્પન્ન થાય છે. તેથી કદાચ આકર્ષક વક્તાનો જોગ મળે છે ત્યારે પણ તેમની પાસે જવામાં રૂચિ થતી નથી, અને વચનમાં વિશ્વાસ કે ગ્રાહ્ય બુદ્ધિ રહેતી નથી અંદર અંદરના વાડાઓના મતાગ્રહથી પણ આજ પરિણામ આવે છે.

વક્તા કોઇ પણ સ્વાર્થને લીધે શ્રોતા વર્ગના દબાણમાં રહી પરતંત્ર બને તો તેનાથી યથાર્થ સત્ય ઉપદેશ નહિ આપી શકાય; કેમકે તેના મનમાં એવી ધાસ્તી રહેશે કે ખરૂં કહેતાં વખતે અમુક માણસને ખોટું લાગશે તો તેની પાસેથી મેળવવાની ચીજ મળી શકશે નહિ. આવી સ્થિતિમાં અવનતિ કેવી રીતે દૂર થાય, અને ઉપદેશની સફળતા કેમ થાય?

## ઉપસંહાર.

અહો મુનિવરો! જો તમારા ચાલુ ઉપદેશની પદ્ધતિ ન બદલાય તો તમારા આશ્રય હેઠળ રહેલ સમાજની સ્થિતિ ઘસાતાં ઘસાતાં ક્યાં સુધી પહોંચશે, તેનું અનુમાન પણ થઇ શકતું નથી. જો પરમાર્થને માટે તમારૂં જીવન હોય તો હવે આલસ્ય છોડી સમાજનું શ્રેય કેમ થાય તેના માર્ગનો વિચાર કરો. ભવિષ્ય તરફ દૃષ્ટિ ખોલો. ભાવી પ્રજા મંત્રતંત્રના પ્રયોગમાં મોહ પામી ધર્મ તરફ વળે તેમ નથી. તેમજ તપના માહાત્મ્યથી કે ક્રિયાના

આડંબરથી શ્રધાળુ બને તેમ નથી. તેમજ ભાગવતના પારાયણની પેઠે ભગવતી સૂત્રના પારાયણમાં દર્શાવેલ પુત્ર ધનની પ્રાપ્તિની લાલસામાં લુબ્ધ બને તેમ નથી. કિન્તુ સત્ય તત્વનો બોધ કરનારા શાસ્ત્રીય વચનોના ગૂઢ રહસ્ય સમજાવી તેમના મગજમાં ઉત્પન્ન થએલા કર્કશ તર્કોનું બરાબર રીતે સમાધાન કરવાથી ભાવી પ્રજા શ્રદ્ધાળુ બની શકશે. માટે આત્મશ્લાઘા, પરનિંદા જેવી કુટિલ પ્રવૃત્તિઓને છોડી ભવિષ્યની પ્રજાને સત્યધર્મનો આસ્વાદ ચખાડવા ઉચ્ચ તત્વભૂમિમાં વિહાર કરવાને સજ્જ થાઓ. ભણવું, ભણાવવું વગેરે વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં સર્વસ્વ અર્પણ કરો કે જેથી થોડે પ્રયાસે ઉપદેશનું પરિવર્તન થવાની સાથે જન સમાજનું કલ્યાણ કરી શકાશે.

## ક્ષમાયાચના.

જો કે પૂજ્ય મુનિવરોની આગળ કાંઇ પણ કહેવાને હું યોગ્ય નથી; તો પણ શુદ્ધ હૃદયને કાંઇક બોલવાનો અધિકાર છે. જે કાંઇ સ્વલ્પમતિથી ઉપર લખવામાં આવ્યું છે તે વર્તમાન સ્થિતિનું નિરીક્ષણ કરતાં થએલી હૃદયની લાગણી, અને શુદ્ધ આશયની પ્રેરણાથીજ લખવામાં આવ્યું છે. જો તે કથનમાં કાંઇ પણ અઘટિત કે ભૂલ ભરેલું હોય તો તેના માટે પ્રથમથીજ હું આપની ક્ષમા યાચું છું—અને માનું છું કે આપ ઉદાર દિલથી ક્ષમા આપી આ લેખ ઉપર ધ્યાન આપશો.

સુજ્ઞેષુ કિં બહુના ! ॥ ૐ ॥ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# લેખ ૭ મો.

## मुनिकर्त्तव्योपदेशाष्टकं

### शार्दूलविक्रीडितं

भो भो धर्मधुरन्धरा मुनिवरा आराधनातत्पराः ।
कर्त्तव्यं किमिहास्मदीयमधुना चिन्त्यं तदेकाग्रतः ॥
सिद्धं तत्र कियत्कियच्च सुलभं साध्यं कियद्दुर्लभं ।
किंवा तत्प्रतिबन्धकं तदखिलं ध्यात्वा समाचर्यताम् ॥१॥

ભાવાર્થ:—જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરવામાં તત્પર થયેલા હે મુનિવરો! આપ ધર્મધુરંધર એટલા માટે કહેવાઓ છો કે, શ્રુત અને ચારિત્ર ધર્મનું સ્વરૂપ યથાર્થ સમજી લોકોનું પ્રામાણિકતા તરફ વલણ કરવાને દાખલો બેસાડવા પ્રામાણિકપણેથી વર્તી યથાર્થ ઉપદેશ આપવાનો બોજો આપે ઉપાડેલો છે. ત્યારે તે સંબંધમાં હાલ અહીં આપણે શું શું કરવું જોઇએ તે એકાંતમાં બેસી ચિંતવવું જોઇએ. અને તે કર્ત્તવ્યમાં આપણે કેટલું સાધી શકયા છીએ અને કેટલે અંશે સાધવાનું છે, તેમાં શું સુલભ છે અને કેટલું દુર્લભ છે, તથા જે કષ્ટથી સાધ્ય છે તેમાં શું શું પ્રતિબંધો નડે છે તે સર્વ બાબતો બરાબર ચિંતવી તેને યોગ્યતા પ્રમાણે આચારમાં મૂકો.

जैनानामधमा स्थितिः प्रतिदिनं प्रामाणिकत्वे नये ।
विद्यायां सफलोद्यमे तनुबले धर्मेऽधुना दृश्यते ॥
तद्दूरीकरणे भवेच्च भवदायासो न किं सार्थकः ? ।
स्याच्चेन्नो क्रियते कथंच सहसा बद्धा कटिं शौर्यतः ॥ २ ॥

ભાવાર્થઃ—હે મુનિવરો ! જેને આપણે હુમેશ ઉપદેશ આપીએ છીએ તે સ્થાનકવાસી જૈનોની પ્રામાણિકપણામાં, નીતિમાં વિદ્યામાં, ફલદાયક ઉદ્યોગોમાં, શારીરિક સંપત્તિમાં અને ધાર્મિક અનુષ્ઠાનમાં વર્તમાન સમયે પ્રતિદિવસે અધમ સ્થિતિ જોવામાં આવે છે. તે સ્થિતિ દૂર કરવા માટે લગભગ નિરર્થક જેવી હાલની ચાલતી પદ્ધતિ બદલાવવાનો પ્રયાસ કરીએ તો શું સાર્થક ન થઇ શકે? જો થઇ શકે તો પછી ખરેખર સંયમનું શૌર્ય વાપરી ભેઠ બાંધી તત્કાળ કેમ પ્રયાસ કરતા નથી? આળસને મૂકો અને જાગૃત થાઓ.—૨

कीर्त्यर्थं नच केवलं जनमनोरागाय पक्षाय वा ।
नो शिष्यादिविवर्द्धनाय भवतां बोधच्छटा युज्यते ॥
किन्तु श्रोतृसमाजसंस्थितदुराचाराऽवबोधो भवे—
त्तच्छ्रेयोऽभ्युदयौ यथा च भवतस्तन्मार्गनिर्देशने ॥ ३ ॥

ભાવાર્થઃ—હે મુનિવરો ! આપના ઉપદેશની છટા કેવળ લુખી કીર્તિને વધારવાની ખાતરજ તેમજ સત્ય યા અસત્યનો ખ્યાલ ન રાખતાં કેવળ મનુષ્યોના મનને રંજન કરવા માટે અથવા પોતાનો પક્ષ જમાવવાની ખાતર અથવા શિષ્યાદિ પરિવાર વધારવા માટે ન હોવી જોઇએ. કિન્તુ શ્રોતાવર્ગમાં રહેલ દુરાચાર—દુષ્ટ રૂઢિઓનો અવરોધ થવાની સાથે તેમનો અભ્યુદય અને શ્રેય જે માર્ગે થાય તે માર્ગ સ્પષ્ટ રીતે બતાવવાની ખાતરજ હોવી જોઇએ, કે જેથી ભવ્ય જનોની શંકાનો સમ્યક્ પ્રકારે ઉચ્છેદ થતાં તેઓ કર્ત્તવ્ય માર્ગ સમજીને બરોબર ચાલી શકે; તેવી ઉપદેશની

શેલી બનાવવાની પુરતી જરૂર છે:—૩

यावत्तादृशबोधदानपटुता नोपार्जिताऽभ्यासत-
स्तावन्नो समयव्यय समुचितः सम्भावितानर्थकः ॥
किन्तु क्षेत्रजनस्वभावसमयज्ञानार्थ मुत्साहतः ।
सद्दृष्ट्या स्वपरोच्चशास्त्रनिकराभ्यासः पुनर्वर्द्धयताम् ॥ ४ ॥

ભાવાર્થ:—હે મુનિવરો ! જ્યાં સુધી અભ્યાસ કરી અથવા સ્વભાવથી તેવી રીતે બોધ આપવાની યોગ્યતા જેઓએ મેળવી ન હોય ત્યાં સુધી તેઓએ અપૂર્ણ રીતે ઉપદેશ આપવાનો ઝુંડો ઉપાડી સમયનો વ્યય કરવો તે ઉચિત નથી. કેમકે, વખતે તેમાં શ્રોતાઓને અવળે રસ્તે ચડાવી દેવાના અનર્થ પણ સંભવિત છે. જેથી નવ દીક્ષિત મુનિઓએ કહેવાતી લોકપ્રિયતાનો લાલચમાં લપટાઇ જઇ ઉપદેશ આપવાની ઉતાવળ ન કરતાં દેશ-કાળ-ક્ષેત્ર જનસ્વભાવાદિ જાણવાની કુશળતા મેળવવા ઉત્સાહપૂર્વક યત્ન કરી, સત્ય ઉપર દૃષ્ટિ રાખી સ્વમતના અને પરમતના ઉચામાં ઉંચા શાસ્ત્રોનો અભ્યાસ વધારવાનો પ્રયત્ન કરી વિશાલ દૃષ્ટિએ તેમાંથી તત્ત્વાતત્ત્વ ગ્રહણ કરી, ઉપદેશ સામગ્રી મેળવવી જોઇએ:—૪

यद्भाषा ग्रथिताऽधुनापि समये ग्रन्थावली लभ्यते—
यस्या विस्तृतिरार्यसर्वसमयोत्कर्षं विधातुं क्षमा ॥
तज्ज्ञानं यदि नो भवेत्कथमिव स्याच्छास्त्रतत्त्वोदयो ।
योग्यायोग्यविचारणा च तुलना धर्मप्रचार स्तथा ॥ ५ ॥

ભાવાર્થ:—હે મહાશયો ! ઉપદેશ સામગ્રી મેળવવાને જે શાસ્ત્રોની હાલ તમને જરૂર છે તે શાસ્ત્રો જે ભાષામા ગુંથાએલાં છે, તથા જે ભાષાના અભ્યાસનો પ્રચાર વધવાથી તમામ આર્ય

શાસ્ત્રનો ઉત્કર્ષ થઇ શકવાનો સંભવ છે તે સંસ્કૃતાદિ ભાષાનું સારી રીતે જ્ઞાન જ્યાં સુધી મેળવવામાં ન આવે ત્યાં સુધી શાસ્ત્રીય તત્ત્વોનું યથાર્થ જ્ઞાન ક્યાંથી થાય? કયો અર્થ વ્યાજબી છે અને કયો અર્થ ગેરવ્યાજબી છે તેની વિચારણા કે તુલના પણ ક્યાંથી થાય? તેના વિના ધર્મનો પ્રચાર પણ થઇ શકે નહીં. આ બધાનો વિચાર કરતાં આપના મનને શું ખેદ થતો નથી? જો ખેદ થતો હોય તો તેના ઉદ્ધાર માટે સ્થાનકવાસી જૈનોમાં બે ચાર પાઠશાળા સારા પાયા ઉપર સ્થાપવા તરફ લોકોનું વલણ કરવા સદ્‌વક્તા મુનિવરોએ પોતાની વક્તૃત્વ કલાનો ઉપયોગ કરવાની શું થોડી જરૂર છે?--૫

शिखरिणीवृत्तं

महात्मत्वं नूनं वचनपटुतायां न नितरा ।
मुदात्ते चारित्रे हृदयसरलत्वे च सुमतौ ॥
न पूज्यत्वं पट्टे न मुनिसमुदाये न वयसि ।
समाजस्योद्धारे भवजलधिपारेऽस्ति किल तत् ॥ ६ ॥

ભાવાર્થઃ—હે પૂજ્યપાદ મહાશયો! આપ જો મહાત્મા કહેવાતા હો તો સમજવું જોઇએ કે, મહાત્માપણું કેવળ બનાવટી બનાવટી વાતો કરવામાં નથી, પણ ઉદાર અને ઉત્તમોત્તમ ચારિત્ર (સદ્‌વર્તન) હૃદયની સરલતા અને વિશુદ્ધ બુદ્ધિમાં રહેલ છે, કે જેથી જનસમાજને સદ્‌વર્તનનું અનુકરણ કરવાનો પ્રસંગ મળે. અથવા આપ ગાદીધર પૂજ્ય કહેવાતા હો તો એમ સમજવું જોઇએ કે પૂજ્યપણું પૂજ્યની પાટે અથવા ગાદીએ બેસવામાં નથી સમાયું, તેમજ પ્રતિક્રમણ અથવા કક્કો શિખવાની શરૂઆત કરનારને દીક્ષિત બનાવી શિષ્યનો પરિવાર વધારવામાં અથવા

પરિપક્વ ઉમરમાં નથી સમાયું પણ સંપ્રદાયમાં ચાલતી દુર્નીતિનો અટકાવ કરી તેનો ઉદ્ધાર કરવામાં અને તેને સંસાર સમુદ્રમાંથી તારી પાર પહોંચાડવામાંજ પૂજ્યપણું રહેલ છે—૬.

न पाण्डित्यं वादे नच परमनाक्षेपकरणे ।
मुनीनामन्योन्यं त्रुटितमनसां भेदहरणे ॥
न वक्तृत्वं वाह्वेति पदघटनापर्यवसितं ।
पृथग्भूते संघे निपतितविरोधापहरणे ॥ ७ ॥

ભાવાર્થઃ—હે પંડિતવરો ! આપની પંડિતાઇ કેવળ શુષ્કવાદમા અથવા પરના મતો ઉપર આક્ષેપ મુકવામાંજ નથી સમાતી, પરન્તુ, ઉપદેશક ધર્મ ગુરૂઓનાં કોઇ પ્રસંગથી માંહોમાંહે ત્રુટી ગયેલાં મનનો ભેદ હરવામાં અર્થાત્ ત્રુટી ગયેલ મનને સમજુતી આપી સાંધી ઐકયતા કરવામાંજ પંડિતાઇનું પર્યવસાન છે. અથવા આપ સદ્વકતા કહેવાતા હો તો જાણવું જોઇએ કે કેવળ લોકોના મનને અનુકૂળ બોધ આપી તેના તરફથી "વાહ વાહ" ના શબ્દો બોલવામાંજ તમારી વકતૃત્વ શકિતનું પર્યવસાન ન હોવું જોઈએ. પણ જુદા પડેલા સાધુઓના સમુદાયમાં અથવા સંઘમાં કોઈ અમુક પ્રસંગને લઇને પડેલા વિરોધને દૂર કરવામાંજ તેનો સદુપયોગ છે, કારણ કે કુસંપ અને વિરોધજ અવનતિનાં દ્વાર છે, તે બંધ થયા શિવાય ઉન્નતિની આશા રાખી શકાય નહી. માટે પોતપોતાની શકિતનો સદુપગયોગ કરો.—૭

वयं सर्वे सन्तः प्रवरमतिमन्तः सहृदया ।
विहायानेकत्वं यदिच्च समुदित्यैक्ययत्नतः ॥
समुद्दिष्टं चैकं सरलमनसा साधितुमलं ।
भवेमः सज्ञाः किं न भवति तदा साध्यमखिलम् ॥ ८ ॥

**ભાવાર્થઃ**—હે મુનિવરો ! પરસ્પર વિરોધી સંસ્કારોનું ઉચ્છેદન કરી સમાન હૃદયવાળા તથા વિશાળ અને દીર્ઘ આશયવાળા બની, ભેદભાવનો ત્યાગ કરી આપણે બધા સાધુઓ ઐકયના બલથી, વિચારથી, વચનથી અને વર્તનથી એકઠા થઇ આપણે સરલ મનથી એકજ ઉચ્ચ ઉદ્દેશ સાધવાને નિરંતર ઉદ્યમવંત થઇએ તો સમાજની ઉન્નતિ કરનાર કયાં કયાં કાર્યો એવાં છે કે જે આપણે સાધી ન શકીએ ? અર્થાત્ દરેક ઉન્નતિનું કાર્ય કરવાને શકિતમાન થઇએ. માટે હે વીર પુત્રો ! હવે તો ઉંઘને દૂર કરી જાગો અને બહાર પડો; ઐકય વધારવામાં સર્વસ્વ અર્પણ કરો.—૮



# પંડિત મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજના વ્યાખ્યાનો.

## વ્યાખ્યાન ૧ લું.

## વિષય—પુનર્જન્મ.

(સ્વામીજીએ ડિશા કૅમ્પ મધ્યે તા. ૧૭-૧૧-૧૩ ને રોજ આપેલું વ્યાખ્યાન.)

મહાશયો ! હાલ આપણે જે જમાનામાં વર્તીએ છીએ, તે જમાનાનું વલણ વિશેષે કરીને તર્કબિંદુ પર રહેલું છે. આગલા જમાનાના લોકો જ્યારે શાસ્ત્ર, ગુરૂ વચનો, અને વૃધ્ધ વાક્યો ઉપર વિશ્વાસ રાખી પોતાના તર્કને અવકાશ આપતા હતા, ત્યારે ચાલુ જમાનામા અનુભવી પુરૂષોના બનાવેલા શાસ્ત્રીય વચનોને, એક કોરે મૂકી પોતાની મતિમાંથી ઉપજેલા સ્વતંત્ર તર્કોનેજ અગ્રપદ આપી, તેમાં સિદ્ધ થએલી માન્યતાનેજ ખરી માન્યતા માની લેનારાઓની સંખ્યા પ્રતિદિન વધતી જાય છે.

### કુતર્કો અને શાસ્ત્ર શંકા.

આવા સ્વચ્છંદ તર્કાનુસારીઓના તર્કો ખરા રસ્તા ઉપર સન્મતિરૂપ જંતરડામાંથી ખેંચેલા હોય, તો તે શાસ્ત્રીય અનુભવ સિદ્ધ માર્ગથી દૂર જતા નથી પરંતુ તે માગમાંજ પર્યવસાન

પામે છે. કેમકે પરિનિષ્ઠિત શાસ્ત્રીય માર્ગ ભાંગ્યા તૂટ્યા તર્ક વિચારો પરથી નહીં પણ લાંબા વખતના અનુભવ પછી ઉંડામાં ઉંડા તર્ક પરંપરાથી સિદ્ધ થએલ સર્વમાન્ય વિચારો ઉપરજ તેનું બંધારણ થએલું હોય છે. જેથી સદ્‌ભાગ્યે તર્કોની ભૂમિ સન્મતિ હોય તો, શાસ્ત્રીય વચનોને બાધ આવતો નથી; પણ કમભાગ્યે તેવા તર્કોની ભૂમિ જો અપરિપકવ, અપરિનિષ્ઠિત કે ખરાબ સંસ્કારોવાળી હોય છે તો તેમાંથી અવળા સ્વછંદી વિચારોને જન્મ આપનારજ કુતર્કો પેદા થાય છે, કે જેની દુષ્ટ અસર કેવળ તેવા તર્ક ઉત્પન્ન કરનારનેજ નહિ પણ આસપાસના તેના સંબંધીઓ, અને સંબંધીના સંબંધીઓ, એમ પરંપરાએ હજારો મનુષ્યોને અશ્રદ્ધાના ખાડામાં ઉતારે છે. અને તે ખાડામાં ઉતર્યા પછી અવળા વિચારોથી ભ્રમિત થએલું અંતઃકરણ કમળારોગીના ચક્ષુની માફક સર્વને ભ્રાન્ત થએલાજ જુએ છે. અર્થાત્ શાસ્ત્રીય વચનોને ખોટા વંચક તરીકે માને છે

અસ્તુ. તેઓની માન્યતાથી સત્ય વચનોને કાંઈ આંચ લાગવાની નથી, તેમ શાસ્ત્રોને કાંઇ નુકશાન લાગતું નથી. નુકશાન જે લાગે છે તે એજ કે શાસ્ત્રોના સત્ય સિદ્ધાંતોથી તેઓ વિમુખ થાય છે, અને તેમના કુતર્કો અસત્ય સિદ્ધાંતો તરફ તેમને દોરી જાય છે, જેથી ખરૂં સત્ય તેમના અંતરમાં છૂપાતું જાય છે; અને અસત્યની પ્રેરણાથી તેમના માટે અનીતિ અને વિરૂદ્ધ નીતિનો માર્ગ ખુલ્લો થાય છે; ને જયારે તે અનીતિના માર્ગની પ્રબળતા થાય છે, ત્યારે જેઓ સન્માર્ગે ચાલતા હોય, અથવા ચાલવાને ઇચ્છતા હોય, તેમને પણ તેમના પોતાના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ ઉભી

થાય છે. તેથી થોડી દૃઢતાવાળાને પાછું પડવું પડે છે અને સન્માર્ગને નહિ, પણ તે માર્ગે ચાલનારાઓને ઘણું વેઠવું પડે છે. એટલા માટે તેવા કુતર્કોની આગળ તેના વિરોધીઓ એટલે તે તર્કોમાંના અસત્ય અંશને તોડી શકે, એવા ખરા ધોરણસરના સત્તર્કો રજુ કરવા જોઇએ. આવા વિચારોએજ આજે પુનર્જન્મ એ વિષય ઉપર કાંઈક કહેવાની મને પ્રેરણા કરી છે.

## પુનર્જન્મ એટલે શું ?

બંધુઓ ! આત્માનું અસ્તિત્વ સિદ્ધ થયા પછી તેનું શાશ્વતપણું અર્થાત્‌અમરપણું સિદ્ધ કરવા માટે પુનર્જન્મનો નિશ્ચય થવો જોઇએ. જન્મ શબ્દ જે ધાતુમાંથી ઉત્પન્ન થયો છે તે ધાતુ जन् છે. તેનો અર્થ પ્રાદુર્ભાવ એટલે પ્રકટ થવું એવો થાય છે.. અમરકોષના કર્તા અમરસિંહે તેના પર્યાય વાચક છ શબ્દો કહ્યા છે તે આ પ્રમાણે "जनुर्[૧]जनन[૨]जन्मानि[૩] जनि[૪]रुत्पत्ति[૫]रुद्भवः[૬]"

આ ગ્રંથ પ્રમાણે જન્મ શબ્દનો પર્યાય ઉત્પત્તિ શબ્દ છે. તદનુસારે જન્મ શબ્દનો અર્થ ઉત્પત્તિ કરીએ તો પણ તે ઉત્પત્તિ આવિર્ભાવ રૂપજ છે. કોઇ પણ પદાર્થ નવીન ઉત્પન્ન થતોજ નથી પરંતુ તેનું અવસ્થાન્તરજ થાય છે. કહ્યું છે કે,–"नासतो विद्यते भावो नाभावो विद्यते सत." તમે એક લાકડી વડે એક ઘડાને ભાંગી ચુરેચુરા કરી હવામાં ફેંકી દો. તેથી શું તમે તે ઘડાનો નાશ કર્યો ? નહીંજ. તમે તમારી માન્યતા મુજબ ભલે તેને નાશ કહો, પણ ખરી રીતે તો તે ઘડાનો તિરોભાવ થયો. વસ્તુતઃ એ ઘડો કાંઈ સ્વતંત્ર પદાર્થજ નહોતો. પરંતુ પૃથ્વીના પરમાણુઓના

તેવા આકારનેજ ઘડો માની લીધો હતો. તે આકારની હૈયાતી-માંજ ઘડાનો આવિર્ભાવ હતો અને આકારનો નાશ થતાં તેનો તિરોભાવ થયો. પણ તેથી મૂળ વસ્તુ જે માટીનાં પરમાણુઓ, તેઓનો નાશ થયો નહિ. માટેજ કહ્યું છે કે ॥ नाभावो विद्यते सतः ॥ આ નિયમ પ્રાચીન શાસ્ત્રો અને હાલનું સાયન્સ એક સરખી રીતે સ્વીકારે છે.

બાળક જન્મ્યું આનો અર્થ બાળક ઉત્પન્ન થયું એમ કરીએ, તો જીવાત્મા વિશિષ્ટ એક લઘુ શરીરને આપણે બાળક કહીએ છીએ તે બાળક તો જન્મ થયાં પહેલાં ગર્ભાવસ્થામાં પણ હતુંજ ગર્ભાવસ્થામાં જેને ગર્ભ કહીને બોલાવતા, તેનેજ જન્મ થયા પછી બાળક કહીને બોલાવો છો. તેમાં નવીન શું ઉત્પન્ન થયું ? કાંઇ નહિ. માત્ર અવસ્થાનું પરિવર્તન થયું. એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં જવું, તેને જૈન પરિભાષામાં પર્યાય કહે છે. આપણે જેને ઉત્પત્તિ કે નાશ કહીએ છીએ—તે આ પર્યાયનાજ ઉત્પતિ અથવા નાશ છે. પણ મૂળ વસ્તુની ઉત્પત્તિ કે નાશ નથી. માટે બાળકનો જન્મ તે બાલ્ય પર્યાયની ઉત્પત્તિ અથવા પ્રાદુર્ભાવ છે. સામાન્ય દૃષ્ટિએ જે વસ્તુ જ્યારે આપણા ચક્ષુગોચર થઇ શકે, ત્યારે તે વસ્તુનો આવિર્ભાવ આપણે માનીએ છીએ. અને તે માન્યતાને આધારેજ ગર્ભમાંથી મુક્ત થતી વેળાએજ બાળકને ઉદ્દેશી આપણે જન્મ શબ્દનો પ્રયોગ કરીએ છીએ. કેમકે, ત્યારેજ તે ચર્મચક્ષુગોચર થાય છે. જેથી સામાન્ય રૂઢીએ બાલ્યાવસ્થાની શરૂઆતનેજ જન્મ કહેવામાં આવે છે. પણ ખરી રીતે તો ગર્ભાવસ્થાની શરૂઆત અર્થાત્ ગર્ભના

આવિર્ભાવના પ્રથમ સમયનેજ જન્મ કહી શકાય. કેમકે ત્યારથીજ મનુષ્યાદિકનું આયુષ્ય ભોગાવા માંડે છે. અને મનુષ્યત્વાદિકની ગણુનાનો પણુ તેજ પ્રથમ સમય છે. જેથી નિશ્ચય દૃષ્ટિએ તો ગર્ભોદય અથવા ગર્ભપણે એક વ્યકિતનો આવિર્ભાવ તેજ અહીં જન્મ શબ્દનો વિવક્ષિત અર્થ ફલિત થાય છે.

બીજો શબ્દ પુનઃ અવ્યય છે. તેનો અર્થ ફરીને એવો થાય છે. બે શબ્દના જુદા જુદા અર્થમાં આત્મવાદી કે નિરાત્મવાદી, શાશ્વતવાદી, કે અશાશ્વતવાદી, કોઇ પણુ પક્ષના તર્કને અવકાશ, મળતો નથી. અર્થાત્ તે વિષય સર્વને એક સરખી રીતે માન્ય છે, પણુ જ્યારે બે પદનો સમસ્ત અર્થ કરીએ ત્યારે પુનર્જન્મ એટલે ફરીથી જન્મ. અર્થાત્ ચાલુ જીંદગીના અંતમાંજ આપણું અંત નથી, પણુ તે પછી બીજી જીંદગીની શરૂઆત હોવી જોઇએ. જેથી મૃત્યુ પછીનો જન્મ તે પુનર્જન્મ. ગત જન્મના અંત પછી ચાલુ જન્મ છે. તેથી ચાલુ જન્મ તે પુનર્જન્મ છે. અથવા ચાલુ જન્મના મૃત્યુ પછી બીજા જન્મને પણુ પુનર્જન્મ કહી શકાય. આ રીતે ગત જન્મ અને ભાવિ જન્મ માત્રનો પુનર્જન્મ શબ્દથી સંગ્રહ થઇ શકે છે. જેની પહેલાં જન્મ ન હોય તેવાં આદિ જન્મ પુનર્જન્મની ગણુનામાં આવી ન શકે, પણુ આત્મવાદીઓના મત પ્રમાણે તેવું કોઇ જન્મ છેજ નહિ. અર્થાત્ જન્મનો પ્રવાહ અનાદિથી છે. જેથી જન્મ માત્ર પુનર્જન્મજ છે. અથવા તો પ્રત્યેક ક્ષણે શરીરની સ્થિતિ બદલાયા કરે છે. તે નવા નવા પર્યાયનો આવિર્ભાવ થાય છે. જેથી પ્રકૃત સંપૂર્ણ જીંદગીને પણુ જન્મ કહી

શકાય, પણ દાખલા તરીકે ચાલુ જન્મ ઉપરજ આપણે પુનર્જન્મના તર્કોની અજમાયશ કરશુ.

## શુભાશુભ કર્મ અને સુખદુઃખ.

મહાશયો ! પુનર્જન્મના અસ્તિત્વ માર્ગમાં સ્ફુરતો એક તર્ક પ્રથમ આપણને સુખદુઃખના કાયદાનું ભાન કરાવે છે. માનવ સમાજમાં કેટલાએક મનુષ્યો જન્મ દરિદ્રી હોવા ઉપરાંત અથાગ શારીરિક માનસિક પીડા ભોગવે છે. ત્યારે બીજા મનુષ્યો અવિચ્છિન્ન શાહુકારી વચ્ચે પુરતા મોજશોખમા મશગુલ રહી ચડતા સુખમાં જીંદગી વ્યતીત કરે છે. એકને ભીખ માંગતાં પેટપૂર અન્ન મળી શકતું નથી. ત્યારે બીજાને ઉપરા ઉપરી લાખો ને કરોડોની ભેટો મળે છે. એકને હજારો મનુષ્યો ચાહે છે. ત્યારે બીજા ઉપર તેના અંગત સંબંધીઓ, માબાપ, સ્ત્રી પુત્ર વગેરે પણ પ્રીતિ રાખતા નથી. એકજ માતાની કુખે ઉત્પન્ન થએલા, અને એકજ સંયોગો વચ્ચે સરખી રીતે કેળવાએલા, અને સરખા અનુભવવાળા હોવા છતાં એક પોતાના વ્યાપારમાં લાખોની કમાણી કરે છે, ત્યારે તેજ વ્યાપારમાં બીજાને તેટલી નુકસાની આવે છે. એકજ વીર્યમાંથી એકજ વખતે જન્મેલા બે બંધુઓમાંથી એક તદન બુદ્ધિહીન, ઠોઠ, બેડોળ, અક્કલ વગરનો, ને મૂર્ખ થાય છે, ત્યારે બીજાને પહેલા કરતાં ઓછી કેળવણી અને હલકા સંયોગોમાં ઉછેર્યા છતાં, ખૂબસુરત મહાબુધ્ધિવાળો, દીર્ઘદર્શી ને પરાક્રમી થાય છે. એક મોટી સરદારી ભોગવે છે, ત્યારે બીજો આખી જીંદગી પર્યંત તેની ગુલામગીરી કરે છે. એક અભણ માણસ એવો ધંધો કરે, કે જેમાં બીજા ડાહ્યા

માણુસો તે ધંધાને નુકસાનીનો ધંધો માની હસી કાઢે છે, છતાં તેમાં તે કમાણી કરે છે, અને કેટલાક ડાહ્યા માણુસો દેખીતી રીતે લાભવાળો ધંધો કરે, પણ છેવટે નુકશાની મેળવે છે. વિચાર કરો કે આટલી બધી વિચિત્રતા શા માટે? દાકતર ત્રિભોવનદાસ મોતીચંદ શાહ એલ. એમ. એન્ડ એસ. ગરીબ કુળમાં જન્મ્યા હતા છતાં તેમણે મહા પ્રતિષ્ઠા મેળવી. ઘણીજ અંજાયણી પમાડનારાં કાર્યો બજાવ્યા હતાં, અને બીજી તરફ વિચાર કરીએ તો તેના કરતાં મોટી ડીગ્રી મેળવનાર ઘણા માણુસો પોતાના ધંધામાં નિષ્ફળ નીવડયા છે. મોહંત અને કૃષ્ણુપાંતિ નામના બે માણુસો કોતરાંનો વ્યાપાર કરતા હતા. એક વખતે મોહંતે કોતરાં વેચ્યાં, અને કૃષ્ણુ પાંતિએ તે ખરીદ્યાં. તેમાંથી કૃષ્ણુ પાંતિએ ઘણો લાભ મેળવ્યો, એને મોહંતને નુકશાની ગઇ. કૃષ્ણુ પાંતિના મગજમાં કોતરાંનો ભાવ વધશે એવો ખ્યાલ કેમ આવ્યો! અને મોહંતના મગજમા કોતરાંનો ભાવ ઘટી જશે એવો ભાસ કેમ થયો? કલાઇવે માત્ર થોડા માણુસોની સેના સાથે સુરાજઉદ્દોલાની સાથે લડાઇમાં ઉતરી મહાન્ રાજાનો પરાજય કર્યો. કાજી શાહાબુદ્દીન પ્રથમ મામલતદાર ને છેવટે વડોદરાના દીવાન થયા, અને તેમનાજ આશ્રયથી પીતામ્બર જેઠા રૂા. ૪) નાં તલાટીના પગથીએથી ચડી, ને એકાઉન્ટ જનરલ થયા. આવા અનેક વિચિત્ર બનાવો બની ગયા છે, અને અનેક આપણી નજરે બને છે. આ બધા તફાવતનું કારણુ શું? જુદી જુદી જાતના અનેક બનાવોને અનુભવમાં લાવ્યા પછી કારણાન્વેષણુ કરશો, તો તમો એમ નહી કહી શકો કે વધારે ડહાપણુ કે વધારે અનુભવજ સુખનું કારણુ છે, અને થોડુ ડહાપણુ કે થોડો અનુભવ હલકી સ્થિતિનું કારણુ છે. હું તમને પુછું છું, કે વધારે

ડહાપણ અક્કલ કે અનુભવ મળવામાં પણ શું કારણ છે? તે કહી શકશો? વર્તમાન સંયોગોનેજ કારણ તરીકેની કલ્પના કરશો, તો ઘણે ઠેકાણે વિરોધ આવશે. એકજ વખતે એકજ માબાપને ત્યાં જન્મેલાં બે બાળકના સરખા સંયોગો છતાં તેના ડહાપણને અનુભવમાં મેરૂ સરસવ જેટલું અંતર હોય તેવા દાખલા એક નહિ પણ અનેક શું આપણી નજર આગળ નથી આવતા? આવે છે. ત્યારે ત્યાં ઉક્ત કાર્ય કારણના નિયમનો ભંગ આવે છે. જેથી કોઇ કારણનો ખરો નિયમ શોધવા વર્તમાન સંયોગોથી હજી આગળ વધવું જોઇએ. એટલુંજ નહિ પણ આપણા વર્તમાન અનુભવમાં અતીત કાળના અનુભવને ઉમેરવું જોઇએ; અને તે ઉમેરો અતીત કાળના બનાવોની નોંધ કરનાર—પ્રાચીન મહાત્માઓનાં બનાવેલાં શાસ્ત્રો વાંચવાથી કરી શકશો. આમ જ્યારે અતીતકાળ અને વર્તમાન કાળના અનુભવને એકત્ર કરી સુખદુઃખના નિયમનું બારીક અન્વેષણ કરશો, તો તમો નિયમની સત્ય બાજુનું નિરીક્ષણ કરી શકશો કે, સુખદુઃખની વિચિત્રતા દૃષ્ટ સંયોગોને આધીન તો નથી. કેમકે "ક" નામની વ્યક્તિએ જે વ્યાપારમાં નફો મેળવ્યો તે તેના ડહાપણને લીધે કદાચ સંભવી શકે, તેનું ડહાપણ સારી કેળવણીને લીધે, સારી કેળવણી તેના માબાપોની ખંત કે પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને ઉત્સાહને લીધે, તીક્ષ્ણ બુદ્ધિને ઉત્સાહ ઊંચું મસ્તિષ્ક અને ઊંચા જ્ઞાનતંતુઓને લીધે, કદાચ માની શકાય; પણ તેવા જ્ઞાનતંતુઓનો યોગ અને ખંતવાળા માબાપનો યોગ શાને લીધે થયો. કારણ વગર તો કાર્યનો ઉદ્ભવ થઇ શકે નહિ. માબાપના જ્ઞાનતંતુઓ અને છોકરાના જ્ઞાનતંતુઓમાં ઘણીજ વિલક્ષણતા જોનારા એમ તો

નહિંજ કહી શકે, કે તેવા જ્ઞાનતંતુઓના યોગમાં માબાપના જ્ઞાનતંતુઓ વા માતાનો ખોરાક વગેરે કારણ છે દૃષ્ટ સંયોગો આદિને આ સંધિએ અટકવું પડે છે. ત્યારે આર્ય મહાત્માઓ તેટલેથી ન અટકતા પ્રબળ અનુમાનાદિ પ્રમાણને બળે અહીંઆ અદૃષ્ટ સંયોગોને કારણ તરીકે માને છે.

ન્યાયશાસ્ત્રની પરિભાષામાં ધર્મ અને અધર્મને અદૃષ્ટ કહેવામાં આવે છે. " धर्माधर्मावदृष्टमिति वचनात् "

અન્યશાસ્ત્રીય પરિભાષામાં આ અદૃષ્ટને પુણ્ય, પાપ અથવા કર્મ કહે છે.

અર્થાત્ 'ક' વ્યકિતને સારા જ્ઞાન તંતુઓનો યોગ વગેરે તમામ અનુકુળ સંયોગો તેના સત્કૃત્યોપાર્જીત શુભ કર્મ અથવા પુણ્યના આકર્ષણને લીધેજ મળ્યા. અને " ખ " નામની વ્યકિતને ખરાબ જ્ઞાનતંતુઓનો યોગ તેમજ ખરાબ માબાપનો યોગ, તેનાં દુષ્કૃત્યોપાર્જીત અશુભ કર્મ અથવા પાપના સંસ્કારોના આકર્ષણને લીધે થયો.

यदुक्तं—
सुकुलजन्म विभूतिरनेकधा । प्रियसमागमसौख्यपरम्परा ॥
नृपकुले गुरुता विमलं यशो । भवति पुण्यतरोः फलमीदृशम् १ ॥

અર્થ—સારા કુલમાં જન્મ, સંપત્તિ, સુજનસંગતિ, સુખની પરંપરા, રાજમાન, યશ, કીર્તિ વગેરે પુણ્યરૂપ વૃક્ષનાંજ ફળો છે.

આ ઉપરથીજ " કરણી તેવી પાર ઉતરણી " ' વાવે તેવું લણે ' ' દીધાના ફળ પામીએ ' વગેરે કહેવતો ચાલી છે.

બંધુઓ ! આ પ્રમાણે કરણીના કાયદાથી એકજ ધંધામાં સરખા સંયોગો વચ્ચે એકને લાભ ને એકને ગેરલાભ એકજ પરીક્ષામાં

સરખી રીતે પાસ થયાછતાં એક પોતાના કાર્યમાં ફત્તેહમંદ થાય, ને બીજો નિષ્ફળ થાય, એકજ વખતે જન્મેલાં બે બાળકમાં એક બુધ્ધિમાન, પરાક્રમી ને બીજો ઠોઠને બેડોળ થાય. આવી તમામ વિચિત્રતાની ગુંચવણનો વિચાર કરવાથી સિધ્ધ થાય છે કે સુખ દુઃખની સ્થિતિ પોતાનાજ કૃત્યનું પરિણામ ને પાપ પુણ્યનું ફળ છે.

### શું કરણીના કાયદા ને અપવાદ છે?

જ્યારે સુખ દુઃખ અને કૃત્યોનો સંસ્કાર દ્વારા પરસ્પર કાર્ય કારણ ભાવ છે એ નિયમ સિદ્ધ થાય છે. ત્યારે સવાલ એ થાય છે, કે "ક" નામની વ્યકિત નીતિથી વર્તે છે, સ્વધર્મ પરાયણ રહે છે, કોઇના બુરામાં ભાગ લેતી નથી, પરોપકારનાં કૃત્યોમાં ખંતથી ભાગ લે છે. છતાં દરિદ્રતાથી દુઃખ ભોગવે છે, રોગાદિકથી તેનું શરીર પીડાય છે. ત્યારે 'બ' નામનો માણસ અનીતિથી વર્તે છે, કેવળ સ્વાર્થમાંજ મશગુલ રહે છે, ગરીબોને પીડવામાંજ કૃતકૃત્ય માને છે. ધર્મના કાર્યોથી તે સો ગાઉ દૂર જાય છે. પરોપકાર સાથે તો બાપદાદાનું વેર છે, છતાં બધી રીતે મોજ માણે છે. રાજ્યમાં મોટો અધિકાર ભોગવે છે, વળી તેને લક્ષ્મી ને શારીરિક સ્થિતિ વગેરે તમામ અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયેલ છે. હવે વિચારો કે આટલો બધો વિપર્યાસ કેમ? કરણીના કાયદા પ્રમાણે 'ક' ને સુખ મળવું જોઇએ. ને 'બ' ને તેના કૃત્યાનુસારે દુઃખ મળવું જોઇએ. ત્યારે પ્રત્યક્ષ અનુભવ તેથી વિપરીત રીતે થાય છે.

### કરણીના કાયદાના રક્ષણ માટે પુનર્જન્મની જરૂરી.

ગૃહસ્થો! આ સવાલ બરોબર છે. કૃત્યોની હદ આ જન્મ

સાથેજ બાંધીએ તો ઉપરનો સવાલ કરણીના કાયદાની ભીંતને તોડી ફોડી દૂર ફેંકી દે; એટલુંજ નહિ પણ ગર્ભમાં રહેલ બાળકે તો જન્મમાં કાંઇ સુકૃત્ય કે દુષ્કૃત્ય કરેલ નથી. ત્યારે સુકૃત્યના અભાવે તેને સારી શરીર સંપત્તિ, સારા જ્ઞાનતંતુઓ ને શરીરના સુઘડ અવયવોનો યોગ નજ મળવો જોઇએ. વળી નિરપરાધી બાળક શરીરમાં અનેક રોગોથી પીડાય છે, ને કલેશ ભોગવે છે. તો તેને અન્યાય થએલો ગણી શકાય. વળી કેટલાક ખુન કરનારા, ચોરી કરનારા, ગુપ્ત રહી જાય છે. ને આ જન્મમાં કાંઇ પણ શિક્ષા ભોગવતા નથી. ત્યારે દુષ્કૃત્યોની શિક્ષામાંથી છુટી ગયા માની શકાય. આ તમામ શંકાઓની ગુંચવણનો છેડો એક રીતે લાવી શકાય છે. તે એ કે "પુનર્જન્મનું અસ્તિત્વ" એટલે કે નીતિ ધર્મથી વર્તનાર સુકૃત્યો કરનાર 'ક' નામનો પુરૂષ જે દુઃખ ભોગવે છે, આફતમાં સપડાય છે, તે આ જન્મનાં કૃત્યોથી નહિ, પણ પૂર્વ જન્મનાં કૃત્યોથી સંચિત થએલ જે અશુભ કર્મ તેના ઉદયથી.

### ચાલુ જન્મના કૃત્યોના પરિણામ માટે જન્માંતરની જરૂર.

સુખ દુઃખ અને કરણીના કાયદાનું બારીકીથી પર્યાલોચન કરતાં સ્થિર થતો કાર્ય કારણ ભાવનો સિદ્ધાંત અનુકૂળ તર્કના સહચારીપણાથી પુનર્જન્મના અસ્તિત્વના માર્ગને મક્કમ વળગી રહેવાને આપણને ટેકો આપે છે.

### અભ્યાસની સરળતા અને ગતજન્મનો પરિચય.

સુજ્ઞ જનો ! પુનર્જન્મના ટેકામાં એક બીજી બાબત તરફ આપનું લક્ષ ખેંચીશ. આપણે જાણીએ છીએ, કે જે બાબતમાં

આપણુને એક બે વાર પરિચય થયો હોય તે વાત ફરીથી સહેલાઇથી સમજી શકાય છે અને જે વિષયમાં જેમ જેમ અભ્યાસ વધતો જાય તેમ તેમ તે બીના આગળ સરલ થતી જાય છે. દાખલા તરીકે હું ફ્રેંચ ભાષા જાણુતો નથી, ત્યારે કોઇ માણુસ ફ્રેંચ ભાષાના શબ્દો મારી આગળ બોલે અને મને તે યાદ રાખવાના હોય તો તેમાં ઘણી મુશ્કેલી પડે છે. પણુ કોઇનાથી સંસ્કૃત ભાષાના ગમે તેવા અજાણ્યા શબ્દો બોલવામાં આવે, તો ઘણીજ સહેલાઇથી યાદ રહી જાય છે આનું કારણુ એટલુંજ કે સંસ્કૃત શબ્દોનો પૂર્વનો અભ્યાસ છે. ફ્રેંચ ભાષાના શબ્દો તદ્દન અપરિચિત છે. પણુ તેજ ફ્રેંચ ભાષાના શબ્દો બીજી કે ત્રીજી વાર સાંભળવામાં આવે, તો તેટલી મુશ્કેલી નડતી નથી. અર્થાત્ કાંઇક સહેલાઇથી યાદ રહી શકે છે. આ અનુભવ દરેકને હશેજ. આ ઉપરથી એ નિયમ નીકળે છે, કે જે વિષય આપણે સહેલાઇથી સમજી શકીએ, તથા યાદ રાખી શકીએ, તે વિષયનો આગળનો અભ્યાસ આપણુને હોવો જોઇએ.

હવે પાઠશાળા, કૉલેજ કે યુનિવર્સિટીમાં તપાસ કરશો તો માલમ પડશે, કે કેટલાએક સરખી બુદ્ધિવાળા સરખી મગજ શકિતવાળા છોકરાઓ પૈકી કોઇ ઇચ્છિત ભાષા તરીકે સંસ્કૃત ભાષાને પસંદ કરે છે. તો કોઇ ફ્રેંચ, કોઇ મરાઠી, તો કોઇ લેટીન ભાષા પસંદ કરે છે. એટલુંજ નહિ પણ એકને સંસ્કૃત ભાષા સરળ લાગે છે; અને ફ્રેચ કે લેટીનમાં તેને કંટાળો ઉપજે છે ને બહુ કઠણુ લાગે છે. ત્યારે બીજાને તેથી ઉલટુંજ જોવામાં આવે છે. એકને ઇતિહાસનો વિષય ઘણોજ પ્રિય ને સરલ લાગે છે, ને ગણિતના

વિષયમાં તેની ચાંચ ખુડતી નથી. ત્યારે તેવીજ બુદ્ધિને અભ્યાસવાળા બીજા છોકરાને ગણિતનો વિષય સરળ ને ઇતિહાસનો વિષય અઘરો લાગે છે. આ તફાવતના કારણનું અનુસંધાન કરતાં હમણા કહી ગએલ નિયમ ઉપસ્થિત થાય છે. તે ઉપરથી એ સિદ્ધ થાય છે, કે જે છોકરાને સંસ્કૃત ભાષા સરળ ને રૂચિકર થઇ પડે છે તેનો કોઇ પણ રીતે તે ભાષાનો પરિચય હોવો જોઇએ. જેને ઇતિહાસપર રૂચિ ને ગણિતના વિષય પર કઠિનતા લાગે છે તેને ઇતિહાસનો વિષય આગળનો પરિચિત અને ગણિતનો વિષય તદન નવો હોવો જોઇએ. હવે ચાલુ જીંદગીમાં તો સંસ્કૃત ભાષા કે ઇતિહાસનો અભ્યાસ બીજા છોકરા કરતાં વધારે કરેલ નથી. જેથી પરિશેષ અનુમાનને અનુસારે કલ્પી શકાય, કે આ જીંદગી પહેલાનો તેનો પરિચય હોવો જોઇએ. જો તેમજ હોય તો પુનર્જન્મના સિદ્ધાંતને તેથી ઘણી મજબુતી મળે છે. તે કરતાં વધારે મજબુતી દૃશ્યમાન ઐતિહાસિક દાખલાઓ પરથી માની શકશો.

સૂક્ષ્મ વાયુમાં અમુક પ્રકારનું સ્ફુરણ થયાથી પ્રકાશ ઉપજે છે. એ શોધ કરનાર ડા. યંગનો પ્રથમ દાખલો લઇએ. તે જ્યારે બે વરસનો છોકરો હતો ત્યારે તે પૂર છટાથી વાંચી શકતો હતો. ચાર વરસનો થયો ત્યાર પહેલાં તો તેણે બે વાર બાઇબલનું પુસ્તક વાંચી લીધું હતું સાત વરસની ઉંમરે તેણે ગણિતનો અભ્યાસ શરૂ કર્યો હતો. તેર વરસની ઉમરે તો તે લેટિન, ગ્રીક, હિબ્રુ ફ્રેંચ અને ઇટાલીયન ભાષા, ગણિત, નામું, ઇજનેરી કામ, અને દુરબીન બતાવવાનું કામ સંપૂર્ણ શીખી રહ્યા હતો.

બીજો દાખલો સર વિલિયમ રોવન હેમિલ્ટનનો લઇએ ત્રણ

વરસની ઉમર થતાં પહેલાં તેણે હિબ્રુનો અભ્યાસ કરવા માંડયો ને સાત વરસની ઉમરે તેણે એ ભાષાનું એવું જ્ઞાન મેળવ્યું કે ડબ્લીનની ટ્રિનીટી કૉલેજના એક ફેલોને કબુલ કરવું પડ્યું કે કૉલેજમાં ફેલોની જગ્યાના ઉમેદવારોમાં પણ તેના જેટલું જ્ઞાન નહિ હોય. તેર વરસની ઉમરે તો તેણે ઓછામા ઓછી ૧૩ ભાષાનું સારી રીતે જ્ઞાન મેળવ્યું હતું.

ત્રીજો દાખલો એક છોકરીનો લઇએ. ૧૯૦૨ ની સાલમાં નાટક લખનારાઓની એક મંડળીએ એક દશ વર્ષની છોડી કે જે તા. ૫ મી માર્ચ ૧૮૯૨ માં જન્મી હતી, તેણીને એક મંડળીના સભાસદ તરીકે દાખલ કીધી. તે છોડીએ તે ઉમરે ઘણા નાટક લખ્યા હતાં, તેણીની માના કહેવા-પ્રમાણે જ્યારે તે છોડી પાંચ વરસની હતી ત્યારે તેણીએ પોતે જોડેલી કેટલીક કવિતાઓ રાણી વિકટોરીઆને કહી સંભળાવી હતી. અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ તેણીનું ઘણું વિલક્ષણ છે. તે છોડી કહે છે કે હું શીખી નથી પણ મને આવડે છે.

અગાઉના હેમાચાર્ય, શંકરાચાર્ય, કાળિદાસ વગેરે અનેક દાખલાઓ બુદ્ધિની અદ્ભુત શકિત વિષેના છે. પરંતુ તાજો દાખલો શ્રી વવાણીયામાં થઇ ગએલા શ્રીમદ્ રાજચંદ્રનો લઇએ, તેમનો અંગ્રેજી ને સંસ્કૃતનો અભ્યાસ સાધારણ હતો છતાં અંગ્રેજી ને સંસ્કૃત ગહન શાસ્ત્રો વાંચી તેનો સાર ખેંચી શકયા હતા. સંસ્કૃત ને ગુજરાતી ભાષામાં ઘણી ઝડપથી કવિતાઓ બનાવી શકતા ને ઓગણીસ વરસની ઉમરે તેમણે સો અવધાનના પ્રયોગો કર્યા હતા. એ ઘણાને વિદિત છે.

મોરબીમાં રહેતા શાસ્ત્રી શંકરલાલનો સંસ્કૃત અભ્યાસ સાધારણ છે. છતાં કવિત્વશકિત એટલી શીઘ્ર છે, કે સંસ્કૃત ભાષાના પારંગામી પણ તેટલી ઝડપથી કવિતા ભાગ્યેજ બનાવી શકે.

## " પુનર્જન્મનો સ્વીકાર સપ્રમાણ છે. "

આ અદ્ભૂત શકિતના બનાવો,—પૂર્વજન્મનો અભ્યાસ, ઘણાં કાળના અભ્યાસથી પ્રાપ્ત થએલી બુદ્ધિ, નિપુણતા, કે પૂર્વાભ્યાસથી થએલ શુદ્ધ સંસ્કારો, સિવાય બીજી કઇ રીતે સંભવી શકે? જ્ઞાનતંતુ કે બીજા ઐહિક સંયોગોથી તેનો સંભવ માનીએ, તો શંકા એ થાય છે, કે તેવા જ્ઞાનતંતુઓ શું તેટલાજ હશે? તેની જોડે ઉત્પન્ન થએલ બીજા પ્રાણીના શરીરમાં તેવા જ્ઞાનતંતુઓની કેમ ગોઠવણ ન થઇ? વળી તેવી અદ્ભૂત શકિતવાળા મનુષ્યના મરણ પછી ઘણા વખત સુધી તે દેશમાં બીજો પુરૂષ પ્રગટતો નથી તો તે વખતે તે જ્ઞાનતંતુઓ કયાં છુપાઇ રહ્યા? વગેરે અનેક શંકાઓની વિટંબનાથી બચવાનો સરલ માર્ગ પુનર્જન્મનું અસ્તિત્વ સ્વીકારવાનો છે. કવિઓની ને લેખકોની તેવી અદ્ભૂત શકિત પૂર્વજન્મના સંસ્કારોને લઇનેજ હોવી જોઇએ. અને તેજ કારણથી એકનો અભ્યાસ સામાન્ય અથવા બીલકુલ ન હોવા છતાં સરસ કવિતાઓ બનાવી શકે છે. જયારે બીજાનો સાહિત્ય વગેરેનો ઘણોજ અભ્યાસ હોવા છતાં તેમજ પુનઃ પુનઃ કવિતા બનાવવાનો અભ્યાસ પાડયા છતાં તેનાથી સરસ રસિક કવિતા બનાવી શકાતી નથી. ધર્મ, પ્રેમ, ભક્તિ, કળા હુન્નર વગેરેની વિચિત્રતાને પણ આજ નિયમ લાગુ પડે છે. અને તેથી આપ જાણી શક્યા હશો કે પુનર્જન્મના અનુકુળ તર્કોનું ક્ષેત્ર અતિ વિસ્તારવાળું

છે, કહેવાની જરૂર નથી, કે તે વિસ્તાર પ્રતિકુલ તર્કોના ક્ષેત્રને દબાણુ કરી નિરવકાશ કરે છે.

## ઉત્ક્રાન્તિ અને પુનર્જન્મ.

મિત્રો ! હાલનો સમય સ્વીકારે છે કે દુનિયા ઉત્ક્રાન્તિના અંશ ઉપર છે. એટલે તે વિકાસક્રમ કે ઉન્નતિક્રમ ઉપર છે. અર્થાત્ પ્રતિદિન ચડતીના ક્રમથી આગળ વધતી જાય છે. પ્રાચીન શાસ્ત્રો માને છે, કે દુનિયા ઉત્ક્રાન્તિ અને અવક્રાન્તિ એ બંને પૈડાં ઉપર ચાલે છે. સાયન્સ જ્યારે બહારની સ્થિતિ ઉપર ઉત્ક્રાન્તિનો ખ્યાલ કરે છે ત્યારે આર્યશાસ્ત્રો આંતર અને બાહ્ય સ્થિતિને લક્ષમાં રાખી ઉપરનો નિયમ સ્વીકારે છે. અને ખરી રીતે તો આંતરિક ઉચ્ચ સ્થિતિનેજ તેઓ ઉત્ક્રાન્તિ કહે છે. અસ્તુ. ગમે તેમ હો એ મતભેદ ઉપર આપણને અત્યારે વિચાર કરવાનો નથી. પરંતુ શાસ્ત્રો આ દુનીઆને ભવ્ય અને અભવ્ય એ બે જાતનાં પ્રાણીઓથી વ્યાપ્ત માને છે. ભવ્ય પ્રાણીઓને જેમ જેમ અનુકુળ સાધનો મળે છે, તેમ તેમ તે સાધનોનો ઉપયોગ કરતાં આંતરિક ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરતા જાય છે. ત્યારે બીજો વર્ગ સંપૂર્ણ ઉચ્ચ સ્થિતિએ પહોંચતો નથી. તેમાંથી આપણે એટલું તો બંને મતની સાધારણ તુલનાએ સ્વીકારી શકીએ, કે દુનીયામાં અમુક ભાગ ઉત્ક્રાન્તિના પાયા ઉપર છે અને તે એક વખત સંપૂર્ણ ઉત્ક્રાન્તિએ પહોંચશે. તે કયારે પહોંચશે એવો જ્યારે સવાલ થાય, ત્યારે એવો એક નિયમ ઉપસ્થિત થાય છે, કે અપવાદ સિવાય દરેક વિષયની ઉંચી ટોચપર ક્રમે કરીનેજ પહોંચાય છે. ગમે તેવી બુદ્ધિવાળો માણસ સંગીતકળા કે ચિત્ર-

કળા શીખવા માંડે છે, ત્યારે તે એકદમ તે કાર્યમાં નિપુણ થઇ શકતો નથી, પણ ઘણા વરસના અભ્યાસ પછી નિપુણતા મેળવી શકે છે. એક મેટ્રીક કે પ્રોવીયસની પરીક્ષા પસાર કર્યા પછીજ તે બી. એ. કે એમ. એ. ના કલાસમાં જઇ શકે છે. આ ઉપરથી એ નિયમ સિદ્ધ થાય છે, કે નિપુણતા અથવા ઉત્ક્રાંતિ સીડીના પગથીઆની માફક ક્રમે ક્રમેજ મેળવાય છે. ત્યારે નૈતિક માનસિક કાર્યોમાં ઉત્ક્રાંતિ મેળવ્યા પછીજ આત્મિક અથવા આંતરિક ઉત્ક્રાંતિ થઇ શકે. એક વિષયમાં કે કલામાં સંપૂર્ણતા મેળવવા માટે જયારે વરસોના વરસો જોઇએ છીએ. ત્યારે તમામ વિષયોમાં સંપૂર્ણતા મેળવવા માટે કેટલો વખત જોઇએ? તેનો વિચાર કરો. તમામ વિષયમાં સંપૂર્ણ નિપુણતાનેજ આત્મિક ઉત્ક્રાંતિ કહે છે. અર્થાત્ સમસ્ત પદાર્થ વિષયક જ્ઞાનાવસ્થાજ ઉત્ક્રાંતિની અંતિમ ઉર્મિ છે. તે ઉર્મિએ પહોંચવા માટે શું એક જન્મનોજ પ્રયાસ બસ થઇ શકે? જ્ઞાનાદિ ચૈતન્ય શકિતને દબાવનાર આવરણો દૂર કરવા માટે ઘણા પ્રયાસની જરૂર છે. અને અપવાદ સિવાય તે પ્રયાસ ઘણા જન્મનો થયા પછીજ સંપૂર્ણ ઉત્ક્રાન્તિ સંભવે છે. આ ઉપરથી પણ પૂર્વ જન્મની સિદ્ધિ થાય છે.

## પુનર્જન્મ વિરૂદ્ધ દલીલોનું નિરાકરણ.

"પુનર્જન્મની વિરૂદ્ધ બાજુનેજ જોનારાઓ પુનર્જન્મની સિદ્ધિમાં એક આ દલીલ મૂકે છે કે પુનર્જન્મ જો હોયતો, પૂર્વજન્મમાં બનેલા બનાવોની યાદી કેમ રહેતી નથી! જીવાત્મા પૂર્વજન્મ અને આ જન્મનો એકજ છે, તો પછી પૂર્વજન્મના

બનાવોની નોંધપોથી આ જીવાત્મા પાસે હોવી જોઇએ. અને તેમ હોય તો સ્મૃતિ પણ થવીજ જોઇએ. છતાં સ્મૃતિ થતી નથી માટે પુનર્જન્મનો સંભવ નથી. આમાં ખરી હકીકત શું છે તેનું પર્યાલોચન કરીએ. પૂર્વના બનાવોની સ્મૃતિને અભાવે તે બનાવો વિષે આપણને નિશ્ચયાત્મક જ્ઞાન ન થઇ શકે, પણ તેથી આપણે એમ ન કહી શકીએ, કે પૂર્વના બનાવો બન્યાજ નથી અથવા તે બનાવો સાથે આપણા જીવાત્માને કંઇ સંબંધ નથી. જેમ બાલ્યાવસ્થામાં બનેલ બનાવની આપણને આ વખતે કાંઇ સ્મૃતિ નથી તેથી શું આપણે એમ કહી શકશું કે પૂર્વના બનાવો બન્યાજ નથી? અથવા આપણે તેની સાથે કાંઇ સંબંધ નહોતો, બાલ્યાવસ્થામાં આત્મા જુદો હતો. અને અત્યારે જૂદો છે. એમ શું માની શકાય? નહીજ. અલબત બાલ્યાવસ્થાની ચેષ્ટાઓ આપણે બીજા બાળકોમાં નજરે જોઇએ છીએ, અને તે ઉપરથી આપણામાં પણ બાલ્યાવસ્થાના બનાવોના અનુમાનથી સ્મૃતિને અભાવે પણ નિશ્ચય કરી શકીએ છીએ, પણ કેટલીક ચેષ્ટાઓ એવી વિલક્ષણ હોય છે કે જે બીજા બાળકોમાં ઉપલબ્ધ ન થઇ શકે. તે તો અનુમાનથી પણ નિશ્ચિત થઇ શકે નહિ. તેથી શું તે ચેષ્ટા આપણામાં નહોતીજ એમ માની શકાય? હા. તેઓ એમ કહી શકે કે તેવી ચેષ્ટા માબાપના કહેવા ઉપરથી આપણે જાણી શકીએ, અને તેથી તેનું અસ્તિત્વ બાલ્યાવસ્થામાં આપણે સ્વીકારી શકીએ. તો તેમને જણાવવું જોઇએ, કે પૂર્વજન્મની ચેષ્ટાઓમાં ઉપલીજ રીતિ લાગુ પાડો જેમ બીજા બાળકોમાં જોઇને તેમજ કોઇના કહેવા ઉપરથી બાલ્યાવસ્થા અને તેની ચેષ્ટાઓ સ્વીકારો છો, તેમ તમારા પોતામાંજ કેટલાક

સૂચક બનાવો જોઇ, અને પૂર્વજન્મના ઉપર બતાવેલ અનુકૂલ તર્કોને અનુસરી, પૂર્વજન્મના બનાવોનો શામાટે અનુમાનથી નિશ્ચય કરી શકતા નથી? અથવા વિશુદ્ધિ બળથી પૂર્વજન્મને જોનારા તેવા મહાત્માઓના વચનથી કેમ જાણી શકતા નથી? ખરી રીતે તો પૂર્વના બનાવોની સ્મૃતિ નથી—એજ વાત પ્રથમ સત્ય નથી. સામાન્ય રીતે આપણે કહીએ છીએ, કે પૂર્વજન્મના બનાવો આપણને યાદ નથી તે વ્યક્ત સ્મૃતિના અભાવને લઇનેજ. અવ્યક્ત સ્મૃતિ તો સંસ્કાર રૂપે થાય છે પણ તે અનુક્રમ વગર થાય છે, જેથી પૂર્વાપર સંબંધ સમજાઇ આપણને દેખીતી મદદ મળી શકતી નથી, પણ છુપી રીતે તેની મદદ મળેજ છે.

અમુક કાર્ય કરવાના બે માર્ગ છે તેમાંથી કયો માર્ગ લેવો અને કયો માર્ગ ન લેવો તેમજ કયો વિઘ્નકર અને કયો હિતકર છે એ સવાલ જ્યારે ઉઠે છે ત્યારે આપણે વિચારણાના ઉંડા ભાગમાં ઉતરી તપાસ કરીએ છીએ. તે પ્રસંગે ઘણાને અંદરથી ખરો ખુલાસો મળે છે, કે આ માર્ગે ચાલવું શ્રેયસ્કર છે. ઘણી વાર તે ખુલાસો બરાબર ન સમજાતાં તેથી વિરૂદ્ધ માર્ગે ચાલીએ, અને તેમાં જ્યારે નુકશાનીમાં ઉતરાય છે ત્યારે ઘણાને મોઢે એમ સાંભળીએ છીએ, કે અમુક માર્ગે ચાલતાં પ્રથમજ મારૂં મન મનાઇ કરતું હતું, પણ તે પ્રમાણે ન વર્તવાથી આ વેઠવું પડયું.

બંધુઓ! નુકશાનીના માર્ગમાં ચાલવાની જે અંદરથી મનાઇ થઇ, તે શાને લીધે? આ જન્મમાં તો તે માર્ગે ચાલવું કે ન ચાલવું તેનો અનુભવ પ્રથમજ હતો. ત્યારે લાભ કે ગેરલાભનું

પરિણામ પિછાનવાની ખબર મને ક્યારે મેળવી ? અત્રે જણાવવું જોઇએ, કે તે પૂર્વજન્મમાં અનુભવેલ તેવા કાર્યોમાં મેળવેલ નિપુણતાને લઇને પડેલા સુસંસ્કારોની સ્ફુરણાજ આપણને સૂચન કરે છે. જેને કોન્શ્યન્સ પણ કહે છે. આ સંસ્કારોની સ્ફુરણા તેજ પૂર્વજન્મના બનાવોની અવ્યક્ત સ્મૃતિ છે. એટલુંજ નહિ પણ બાળકોની અદ્દભૂત બુદ્ધિના ચિત્રો જે મેં હમણાજ જણાવ્યા છે, તે ચિત્રો આ વાતને વધારે ટેકો આપે છે. તેમાં વધારે વિશુદ્ધિથી સંસ્કારોની વિશેષ સ્પુરણા પ્રતીત થાય છે, કે જે પૂર્વ જન્મના અનુભવના અસ્તિત્વને વધારે સિદ્ધ કરે છે. તો કેમ કહી શકાય કે સ્મૃતિને અભાવે પુનર્જન્મ નથી. અરે શાસ્ત્રો તો એટલે સુધી કહે છે, કે અનુરૂપ અભ્યાસથી આવરણ કાંઇક દૂર થાય, તો પૂર્વના એક જન્મની નહિ પણ અનેક જન્મના બનાવોની વ્યક્ત સ્મૃતિ થઇ શકે છે. જૈન પરિભાષામાં તેને જાતિસ્મરણ જ્ઞાન કહે છે. જ્ઞાનાવરણ દૂર થતાં ઉંડા ભાગમાં દબાએલો અનુભવ પ્રકટ થાય છે અને તેથી મનવાળા પ્રાણીઓમાં લગભગ નવસેં જન્મ કર્યા હોય તો ત્યાં સુધીના દરેક બનાવોની સ્પષ્ટ સ્મૃતિ થાય છે. આ જાતિ સ્મરણ જ્ઞાન જેઓને થયું છે, તેઓના અનેક દાખલા જૈન શાસ્ત્રોમાં છે.

આ બધા વિચારો અને તર્કોનું દોહન કરી જોતાં પુનર્જન્મની વિરૂદ્ધના તર્કોને મજબુતાઇથી ટકી રહેવાને બિલકુલ અવકાશ નથી ત્યારે અનુકુળ તર્કો પુરતા પુરાવાની સાથે સ્વસત્તામાં ટકી રહી પુનર્જન્મના અનુમાન માર્ગમાં મજબુત ટેકો આપી, વધારે સરળ બનાવી, પુનર્જન્મના અસ્તિત્વનો નિશ્ચય કરાવે છે.

પુનર્જન્મના સિદ્ધાન્તને માન્ય ન રાખીએ તો દરેક પ્રાણી પરથી તેના દુષ્ટકૃત્યોના બદલા તરીકે ભાવીની તમામ જોખમદારી ઉતરી જાય છે. અને એક નિરપરાધી કે પરોપકારી માણસને ચર્મચક્ષુવાળા અમલદારોની ભૂલથી થએલ ગેર ઇન્સાફથી સજા ભોગવતાં સત્કૃત્યોની જવાબદારી શૂન્ય રૂપમાં આવી જાય છે. એટલુંજ નહિ પણ તદન દુ:ખના રૂપમાં બદલાઇ જાય છે તે કુદરતના કાયદા ઉપર અન્યાયનું કલંક લગાડવા સરખું બને છે. અને તેથી નીતિ કે સુકૃત્યોની વ્યવસ્થા તદન તુટી જાય. પુનર્જન્મના સિદ્ધાંતને કબુલ રાખતાં નીતિ અનીતિનો બદલો આ જન્મમાં નહીં તો આવતા જન્મમાં મળીજ રહે છે. તેથી નિરપરાધીને સજા ભોગવતાં નિરાશ થવાનું કાંઇ કારણ રહેતું નથી અને દરેક જણ કુદરતી કાયદાને માન આપી તેને આધીન વર્તી નીતિના નિયમોને વળગી રહેવાની કોશીશ કરે તેમાં પણ કંઇ બાધ નથી. કદાચ એમ કહેવામાં આવે કે દરેક કૃત્યનું પરિણામ તે કૃત્યની સાથે જોડાએલું છે અને તે પરિણામ તેને નહીંતો તેની સંતતિને વા જાત ભાઇઓને કે દુનીયાને ભોગવવું પડે છે, જેથી કુદરતના કાયદાને અન્યાય નથી મળતો, માટે પુનર્જન્મ સ્વીકારવાની જરૂર નથી, પણ આમાં સમજવું જોઇએ કે એકના ગુન્હાનું પરિણામ બીજાને ભોગવવું પડે, અને તે તદન છૂટી જાય, એ પણ શું અન્યાય ન ગણાય? 'ક' નામના પુરૂષે કોઇનું ખુન કર્યું, અને તે પકડાયો નહિ, અને તેને બદલે 'બ' નામનો પુરૂષ પકડાઇ ગયો, અને તેના ઉપર ખુનનો આરોપ મૂકી ફાંસીએ લટકાવવામાં આવે તેને શું આપણે ન્યાય મળ્યો કહી શકીએ? જ્યારે આપણી દૃષ્ટિએ પણ તે અન્યાયજ ગણાય. એકનાં સુકૃત્યનો કે દુષ્કૃત્યનો બદલો બીજો ભોગવતાં કુદરતની દૃષ્ટિએ શું

અન્યાય ભરેલું ન લાગી શકે! જેથી ન્યાયની ખાતર પણ કહેવું જોઇએ કે પુનર્જન્મની માન્યતા ઘણી જરૂરની છે. ને તે સિદ્ધાંત સત્ય માનતાં આજે મનુષ્ય ગમે તેવી કનિષ્ઠ સ્થિતિમાં હોય છતાં કોઇ વખતે પણ બીજા મનુષ્યના જેવી શ્રેષ્ઠ સ્થિતિ પ્રાપ્ત કરવાની આશા રાખી શકે છે. કારણ કે તેના માટે ઉન્નતિના પગથીઆ ખુલ્લા રહે છે. તેમજ આગળ વધવાનો અવકાશ રહે છે. અને તે સિદ્ધાંતને ખોટો માનતાં આગળ વધવાનો માર્ગ તેને માટે તો તદ્દન બંધ થઇ જાય છે, અને ભવિષ્યમાં તેની ઉન્નતિ થશે એ આશા રાખવાને કાંઇ કારણ રહેતું નથી. એટલુંજ નહિ, પણ તેની પોતાની હૈયાતી ભવિષ્યમાં રહેશે કે કેમ? એમ માનવાને પણ કાંઇ કારણ રહેતું નથી તેથી પાણીમાં આમ તેમ તણાતા તૃણની માફક અકસ્માત્ બનાવોને આધીન થઇ નિર્માલ્ય પ્રાણી જેવો બની જઇ નિરાશ સ્થિતિમાં રહે છે. જેથી આપ સમજી શકશો કે તમામ ભવ્યતા અને વ્યવસ્થા પુનર્જન્મના સિદ્ધાંતની સત્યતા માનવામાંજ સમાએલી છે. એટલા માટેજ પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકારનારા પ્રાચીન આર્યોની દૃષ્ટિ કેટલી લાંબી ને વિચારો કેટલા વિશાલ હતા—તે સહેલથી સમજી શકાય છે. જેથી હવે ફરી કહેવાની જરૂર નથી કે તે સિદ્ધાંત બહુજ મજબૂત પાયા ઉપર બંધાએલો છે. દરેક સુજ્ઞ પુરૂષ પોતાના તર્કને સવળે રસ્તે દોડાવે તો વગર વિલંબે તે સિદ્ધાંત સ્વીકારી શકે. અસ્તુ.

## પુનર્જન્મ કેનો થાય?

પુનર્જન્મનું અસ્તિત્વ સિદ્ધ થયા પછી સવાલ એ રહે છે

કે પુનર્જન્મ કેનો થાય છે. આ બાબતપર વિચારવાનું છે. દેહાત્મવાદી કે અનાત્મવાદીઓ કહે છે કે આ દુનિયામાં કોઈ પદાર્થનો નાશ નથી જેથી પુનર્જન્મ એટલે ફરીથી પ્રગટ થવું એ અમે કબુલ કરીએ છીએ, પણ મનુષ્ય વ્યક્તિ તરીકે સર્વ પદાર્થમાં પ્રથમ દૃષ્ટિએ આપણી નજરે સ્થૂળ શરીર પડે છે, તે સ્થૂળ શરીરનોજ પુનર્જન્મ અમે માનીએ છીએ. અર્થાત્ સ્થૂળ શરીરના તત્વોનું પૃથક્કરણ થયા પછી કાળાન્તરે ફરી તેજ તત્વોનું સંયોગીકરણ થાય તે આ દેહનો પુનર્જન્મ; અને સંયોગીકરણ થયા પછી તે અમુક વખત સુધી રહે તે તેનો પુનઃકાળ છે. આ ઉક્તિમાં કેટલું સત્ય છે તે વિચારીએ. આપણે જોઈએ છીએ કે મૃત્યું થતાં સ્થૂળ શરીરને બાળવામા, દાટવામાં, પાણીમાં ડુબાડવામાં, કે હર કોઈ રીતે નાશ કરવામાં આવે છે. ત્યારે તેના તમામ તત્વોનું તેવીજ સ્થિતિમાં ફરી સંયોગી કરણ અસંભવિત જેવુંજ છે. તે જો સંભવિત હોય તો અમુક માણસનું મૃત્યુ થયા પછી કાળાન્તરે તેવાજ રૂપમાં તેવી તમામ સ્થિતિમાં તે વ્યક્તિનો પ્રાદુર્ભાવ થવો જોઇએ, પણ તેમ થતું કોઈએ જોયું, સાંભળ્યું, કે અનુભવ્યું નથી જેથી એ પ્રત્યક્ષ વિરૂદ્ધ છે.

વળી પૂર્વ જન્મનો અનુભવ, જ્ઞાન આ જન્મમાં છૂપી રીતે મદદ કરે છે એ વાત જે હમણા સિદ્ધ કરી ગયા છીએ તેનો પણ વિરોધ આવે છે, કેમકે જ્ઞાન એ સ્થૂલ શરીરના અમુક ભાગમાં રહેતું હોય એ વાત અસંભવિતજ છે. જ્ઞાનતંતુઓ એ જ્ઞાનસ્મૃતિ વગેરેનાં સાધન માની શકાય, પણ ખાસ અનુભવ કે સ્મૃતિની સત્તા તેમાં માનવાને કારણ નથી. જો તેમ માનવામાં આવે, તો

શબમાં જ્ઞાનતંતુઓ તો તેવાને તેવાજ પડયા હોય છે છતાં જ્ઞાન કે સ્મૃતિ થતાં નથી માટે શરીરની માફક કેવળ જ્ઞાનતંતુઓના પુનઃપ્રગટીકરણને પુનર્જન્મ માનવામાં પણ ઉપલોજ વિરોધ આવે છે માટે જેની સાથે આ જન્મનો અનુભવ, વાસના, સંસ્કારો વગેરે રહી શકે અને જેનો આ સ્થૂળ શરીરના નાશની સાથે નાશ નથી એવા પદાર્થના પુનઃપ્રગટીકરણનેજ પુનર્જન્મ કહી શકાય તે પદાર્થ મનુષ્ય વ્યકિત તરીકેનો અગત્ય અંશ, તેજસ કાર્મણ શરીર અથવા સૂક્ષ્મ કારણ શરીર સહિત જીવાત્મા છે. તેનો સૂક્ષ્મ શરીર સાથે નાશ નથી અને તે આપણા ચક્ષુગોચર નથી. પણ હું ચાલું છું, બોલું છું, ખાઉં છું વગેરે ક્રિયાથી અને માનસ બોધથી તેની માનસિક પ્રતીતિ થાય છે. અર્થાત્ જે હું તરીકે પોતાને ઓળખે છે તેનો પુનર્જન્મ થાય છે તે પદાર્થ સામાન્યતઃ શાસ્ત્રગમ્ય અને વિશેષતઃ સ્વાનુભવગમ્ય છે જેથી તેનું પ્રત્યક્ષ થઇ શકે નહિ, પણ દરેક શાસ્ત્રમાં તેનું સ્પષ્ટીકરણ છે.

અહીં મૃત્યુ થયા પછી દેશાન્તરે તેનું ગમન કેવી રીતે થાય છે ને ત્યાં તેનું કેવી રીતે પ્રગટીકરણ થાયછે વગેરે હકીકતનું વિશેષથી પર્યાલોચન કરતાં વખત વધારે જોઇએ, તેમ તે એટલી ગહન બાબત છે કે કેટલાકથી સમજી પણ ન શકાય જેથી ટુંકામાં જણાવું છું કે કારણ શરીર અથવા કાર્મણ શરીરની સત્તાથીજ તેનું ગત્યન્તર નિયત ગમન થાય છે. અહીંઆં જેવાં કૃત્યો કરેલાં હોય અને જેવી વાસના હોય તેને અનુસારે કાર્મણ શરીરની પ્રકૃતિઓમાં ગોઠવણ અગાઉથી થઇ ગએલી હોય જેથી તે અનુસારે પુનઃ પ્રગટીકરણ થાય છે. આજના વિષયની આંહિ પૂર્ણાહુતિ કરવી ઉચિત છે.

ૐ શાંતિઃ શાંતિ· શાંતિઃ

# વ્યાખ્યાન ૨ જું.

## વિષય—ખોરાક મીમાંસા.

### સ્થલ-ડિશા સીટી તા. ૨૩-૧૧-૧૩ ને રોજ.

બંધુઓ! આજના વિષયમાં માણસ જાતના ખોરાકનો વિચાર કરવાનો છે. કેવળ ધાર્મિક દૃષ્ટિથી નહી પણ શારીરિક આરોગ્ય, બળ, અને આર્થિક દૃષ્ટિથી યોગ્યાયોગ્યતાનો આજના વિષય પરત્વે વિચાર કરવામાં આવશે. જીવન નિર્વાહ અને આરોગ્ય સાથે ખોરાકનો ગાઢ સંબંધ છે, એટલુંજ નહી પણ બુદ્ધિ અને વિચારોની સાથે પણ તેનો સંબંધ છે. ખોરાક પરત્વે પ્રાણી વર્ગના બે વિભાગ પડે છે. એક વનસ્પત્યાહારી અને બીજા માંસાહારી. જેઓ અનાજ, શાક, ભાજી, ફળ અને વનસ્પતિને લગતી ચીજો ઉપર પોતાનો જીવન નિર્વાહ કરે છે, તે વનસ્પત્યાહારી, અને જેઓ માંસ ઉપર પોતાનો નિર્વાહ કરે છે તેઓ માંસાહારી કહી શકાય. માણસ જાતનો સમાવેશ કયા વિભાગમાં થઇ શકે તેનો આજે આપણે વિચાર કરીશું આ બધાનો વિચાર કર્યા પહેલાં ખોરાકનું શું પ્રયોજન છે, એનો વિચાર કરવો અગત્યનો છે.

#### ખોરાકનું પ્રયોજન.

ખોરાક લેવાના મુખ્ય બે ઉદ્દેશ ગણાય છે. (૧) શરીરમાં થતો ઘસારો પુરો પાડવો અને (૨) શરીરમાંથી ઓછી થતી ઉષ્ણતા પૂરી પાડવી. શરીર અથવા શરીરના અવયવોથી બાહ્ય

તથા અભ્યન્તર જે કાંઈ ક્રિયા કરવામાં આવે છે, તેથી શરીરને હમેશાં થોડો ઘણો પણ ઘસારો પહોંચે છે. કામકાજથી સ્નાયુઓ ઘસાય છે. માનસિક શ્રમ કરવાથી જ્ઞાનતંતુઓ જીર્ણ થાય છે, અને જુદા જુદા કામો કરવાથી રક્તવાહિનીઓ તથા શિરાઓને પણ ઘસારો પડે છે. આ પ્રમાણે શરીરના જુદા જુદા ઘસારાથી શરીરમાં શકિત ઘટતી જાય, અને શકિત ઘટવાથી શરીરની ઉષ્ણતા પણ ઓછી થાય. સાધારણ રીતે ૯૮⅘ ડીગ્રી સુધી ઉષ્ણતા માણસના શરીરમાં અવશ્ય રહેવીજ જોઇએ. જો ઉષ્ણતા તે અંશથી વધારે નીચે ઉતરે તો માણસ જીવી શકે નહીં. જેથી તે ઉષ્ણતાનો ખાડો પૂરો પાડવા આહારની જરૂર પડે છે. બીજી તરફ આરોગ્ય રહેવાની સાથે શરીરનું પૂરતી રીતે પોષણ થાય, તેટલા માટે ખોરાકની જરૂર પડે છે.

## ખોરાકનાં તત્ત્વો.

ઉષ્ણતાનો ખાડો પૂરવા અને શરીરનું પોષણ કરવા મૂખ્ય ખોરાકનાં પાંચ તત્ત્વોની જરૂર છે. (૧) સ્ટાર્ચ (Starch) (૨) સુગર (Sugar) (૩)ચરબી (Fat) (૪) ઍલ્બ્યુમેન (Albumen) અને ( ૫ ) મીઠું ( Salt ). સાધારણ રીતે આ પાંચ તત્ત્વો શરીરના જીવન નિર્વાહ માટે પૂરતાં ગણાય. આ પાંચે તત્ત્વો વનસ્પતિ અને વનસ્પતિને લગતી ચીજોમાં વિશેષ પ્રમાણમાં હોય છે. તેમાં પણ મગજ, જ્ઞાનતંતુઓ તથા શરીરના કેટલાએક અવયવો ખાસ ઍલ્બ્યુમેનના બનેલા હોય છે. ઍલ્બ્યુમેન તત્ત્વ અનાજ વિગેરેમાં તાજું અને પૂરતું હોય છે ત્યારે માંસમાં બગડી ગયેલું અને નિસ્તેજ હોય છે. ઍલ્બ્યુમેન પણ

જો વધારે પ્રમાણુમાં થાય તો શરીરને નુકસાન કરે છે. સ્ટાર્ચ અને ચરબી વધારે પ્રમાણુમાં આવે તો શરીરનું વજન વધે છે અને ઍલ્બ્યુમેન શરીરમાં વધારે દાખલ થાય તો ઑકસીજન તેના ઉપર કામ કરી શકતો નથી. તે અપૂર્ણ સ્થિતિમાં રહી જાય છે, અને શરીરમાં અંગારારૂપે યુરીક ઍસીડ ઉત્પન્ન કરે છે. વધેલું યુરીક ઍસીડ લોહીની આલ્કેલીનીટી Alkalinity ઓછી કરે છે, તેથી શરીરમાં સંધિવા, પગનો દુખાવો, શરીરનું રહી જવું વિગેરે દર્દો ઉત્પન્ન થાય છે. બીજી તરફ માંસના ખોરાકમાં યુરીક ઍસિડ વધારે પ્રમાણુમાં હોવાથી ઉપલાં દર્દોને ઉત્તેજન મળે છે, તે બીના આ કોષ્ટકથી વધારે સ્પષ્ટ થશે.

### યુરીક ઍસિડનું પ્રમાણ.

| | | | |
|---|---|---|---|
| માછલી | ... ... | ૧ શેરમાં | ૮·૧૫ યુરીક ઍસિડ |
| માંસ | ... ... ... | ,, | ૬·૭૫ |
| રોટલી | ... ... | ,, | ૦· |
| ચોખા | ... ... | ,, | ૦ |
| વટાણા | ... ... | ,, | ૨·૫૪ |
| બટાટા | ... ... | ,, | ·૧૪ |
| ચા | ... ... ... | ,, | ૩·૨૨ |
| કૉફી | ... ... ... | ,, | ૪·૫૩ |
| દૂધ | ... ... ... | ,, | ૦ |

### કયા વર્ગમાં માણુસની ગણુના?

બંધુઓ! વનસ્પત્યાહારી ગાય, ભેંસ, ઘોડા, હાથી વિગેરે અને માંસાહારી સિંહ, વાઘ, રીંછ, વરૂ વિગેરે પ્રાણીઓમાં માણુ-

સની ગણના કયા વર્ગમાં વધારે યોગ્ય ગણાય તેનું બારીકીથી નિરીક્ષણ કરીશું તો જણાશે કે માંસાહારી સિંહ, વાઘ કરતાં વનસ્પતિ આહારી પ્રાણીઓ સાથે માણસનું વધારે મળતાપણું છે. માંસાહારી પ્રાણીઓને બીજાઓને ફાડી ખાવા માટે વાંકા અને વજ્ર જેવા નખ હોય છે ત્યારે માણસને કાંઇ તેવા નખ હોતા નથી. વળી હિંસક પ્રાણીઓની જઠરાગ્નિ કાચું માંસ પચાવવાની શક્તિ ધરાવે છે ત્યારે માણસની જઠરાગ્નિમાં તે શકિત નથી. માંસાહારી પ્રાણીઓ બહુધા દિવસે છુપી જગામાં જઇને ઉંઘે છે અને રાત્રે પોતાનો ખોરાક શોધે છે, ત્યારે વનસ્પતિ આહારી દિવસે પોતાના આહાર માટે ઉદ્યમ કરે છે અને રાત્રે આરામ લે છે. માંસાહારી પોતાનો ખોરાક ચાવતા નથી ત્યારે વનસ્પતિ આહારી પોતાનો ખોરાક ચાવીને ખાય છે. માંસાહારી જીભથી ચાટીને પાણી પીએ છે, ત્યારે વનસ્પતિ આહારી ઘુંટડે પાણી પીએ છે. માંસાહારી શ્રમ લે છે ત્યારે પરસેવો થતો નથી ત્યારે વનસ્પતિ આહારીને શ્રમને લીધે ઉષ્ણતા વધવાથી પસીનો થાય છે. સિંહાદિકને પસીનો થાય ત્યારે તેની પ્રકૃતિ બગડયાનું ગણાય છે ત્યારે માણસને પસીનો ન થાય ત્યારે જ્વરાદિકથી પ્રકૃતિ બગડયાનું ગણાય છે. પસીનો થાય તો તંદુરસ્તી મનાય છે. આ સરખામણીથી માણસની ગણના વનસ્પતિ આહારી પ્રાણી વર્ગમાં થઇ શકે, પણ માંસાહારી પ્રાણીમાં થઇ શકે નહીં.

હિંસક પ્રાણીઓના દાંતમાં અને દાઢોમાં જે તિક્ષણતા છે તે માણસના દાંતમાં નથી. દાંતની રચના તપાસતાં કોઇ એમ શંકા કરે કે માણસની બીજી રચના પ્રતિકુળ હોય પણ માણસને જે શૂળા દાંત છે તે માંસાહારીના દાંતને મળતા છે. આ શંકા એવી છે કે;

કોઇ કરીયાણાની દુકાનમાં જાત જાતનું કરીયાણું ભરેલું હોય, ને તેના મોઢા આગળ એક બે જોડાની જોડ પડેલી હોય, તે ઉપરથી તે દુકાન જોડાની હોય એમ અનુમાન કરે, તેના જેવું છે. હકીકત એમ છે કે માણસના શૂળા દાંત કરતાં વાંદરાના શૂળા દાંત મોટા છે. છતાં વાંદરો કોઇ પણ પ્રકારે માંસાહાર કરતો નથી. નહીં તો વાંદરાના શૂળા દાંત માણસના શૂળા દાંત કરતાં કરડવામાં સારા ઉપયોગી છે, તોપણ વાંદરા તે શૂળા દાંતનો ઉપયોગ માંસ ખાવામાં ન કરતાં કઠણ ફળો ફોડવામાં કરે છે. તેમજ માણસના શૂળા દાંત પણ કઠણ ફળ, શેરડી વિગેરેની છાલ ઉતારવા માટે કદાચ હોઇ શકે, પણ માંસ ખાવા માટે નથી.

## માણસનો કુદરતી ખોરાક.

ઉપરની દલીલોથી એમ તો સિદ્ધ થાય છે કે માણસનો કુદરતી ખોરાક માંસ નહી પણ અનાજ છે. બાળક જ્યારે જન્મે છે ત્યારથી અમુક વખત સુધી માત્ર માતાના દુધ ઉપરજ રહે છે. ખ્રિસ્તિ અને મુસલમાનોના ધર્મ પુસ્તકમાં દુનીયાની શરૂઆતનું જે વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં એમ લખેલું છે કે પરમેશ્વરે સૃષ્ટીની શરૂઆતમાં પ્રથમ બાવા આદમ (Adam) અને બીબી હવા (Eve) પેદા કર્યાં અને એડનની પૂર્વમાં એક બગીચામાં ઉતાર્યાં તે બગીચો ભાજીપાલા તથા મેવાથી ભરપૂર હતો, અને તે બગીચામાં થતાં વનસ્પતિનાં ફળફળાદિ ખાવાનો હુકમ આપવામાં આવ્યો હતો. માંસ ખાવાનો હુકમ આપ્યાનું લખ્યું નથી. જો આ બીના તેઓની માન્યતા પ્રમાણે સત્ય હોય તો તે ઉપરથી સાબીત થાય છે કે, દુનીઆની શરૂઆતથી માણસ માંસાહારી નથી.

## માંસાહારથી ઉપયોગી દ્રવ્યનો નાશ.

ગૃહસ્થો ! માંસનો ખોરાક ઉત્પન્ન કરવામાં દેશને કેટલી નુકશાની પહોંચે છે તેનો આર્થિક દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ. ગાયો, ભેંસો, ઘેટાં, બકરાં, બળદો વિગેરે જનાવરો માણસ જાતને કેટલા બધા ઉપયોગનાં છે. ખેતીનું કામ કરવામાં અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે બોજો ઉંચકી—ખેંચી જવામાં અને મુસાફરી કરવામાં તેઓ કેટલા બધા કામ આવે છે. માણસને ખાવાના કેટલાએક પકવાનો પણ તેમના દુધથીજ તૈયાર થાય છે. શરીરને પોષણ આપનાર દુધ અને ઘી પણ તેમના તરફથીજ મળે છે. ખેતીના પાકને ઉત્તેજન આપનાર ખાતર જેવી ચીજ પણ તેમના છાણમાંથી મળે છે. ગરમ કપડાને માટે ઉન પણ તેઓ પુરૂં પાડે છે. એકંદર માણસ જાતના ઘણા ખરા કાર્યમાં ઉપરના જનાવરો અગત્યનો ભાગ ભજવે છે. ટુંકામાં તે ન હોય તો જનસમાજનું જીવન મુશ્કેલીમાં આવી પડે. આવી અત્યંત જીવન ઉપયોગી ચીજોનો નાશ થાય ત્યારે માંસાહાર ઉત્પન્ન થાય છે. તેમ કરવામાં દેશને મોટો ધકકો લાગે છે. આગળના વખતમાં ગાયો વિગેરેની જે સંખ્યા હતી તે હાલમાં નથી. જૈનસૂત્ર ઉપાસકદશામાં આણંદજી વગેરે શ્રાવકોનું બ્યાન છે તેમાં પ્રત્યેક શ્રાવકને ત્યાં હજારો ગાયો રહેતી હતી. દશ હજાર ગાયોનું એક ગોકૂળ ગણાય છે તેવાં કોઇને ત્યાં ચાર ગોકૂળ તો કોઇને ત્યાં છ ગોકૂળ ગાયોનાં હતાં. તે વખતમાં દૂધ, દહીં ઘી વગેરે ચીજો કેટલી બધી સસ્તી હશે ? ચાલુ જમાનામાં આ સર્વ ચીજો દિવસે દિવસે મોંઘી થતી જણાય છે તેનું કારણ માત્ર માંસાહાર છે.

ઇ. સ. ૧૮૯૫ થી ૧૮૯૯ સુધી પાંચ વરસનો વાંદરા કતલખાનાનો રિપોર્ટ બહાર પડયો તે કોઇ પેપરમાં વાંચવામાં આવ્યો હતો તેમાં માત્ર ગૌવધની સંખ્યા બતાવવામાં આવી હતી તે સાંભળતાં હૃદયમાં કંપારી છૂટયા વિના નહીં રહે. તે સંખ્યા આ પ્રમાણે છેઃ—

| સાલ. | ગૌવધની સંખ્યા. |
|---|---|
| ૧૮૯૫ માં | ૩૦૪૩૮ |
| ૧૮૯૬ માં | ૨૨૪૩૧ |
| ૧૮૯૭ માં | ૩૫૬૬૨ |
| ૧૮૯૮ માં | ૩૫૯૬૮ |
| ૧૮૯૯ માં | ૩૭૨૮૨ |

આ માત્ર એકજ કતલખાનાની વાત કરવામાં આવી છે, પરંતુ તેવાં કતલખાનાં દેશમાં કેટલાં છે અને તેના આંકડાનો સરવાળો કરીએ તો માંસાહારને માટે કેટલી ગાયોનો વધ થાય છે તે જણાશે. ગાયો સિવાય બકરાં ઘેટાની લાખોના પ્રમાણમાં કતલ થાય છે. ટ્રેનો અને ટ્રેનો જનાવરોની ભરેલી કસાઇખાના તરફ જતી જોવામાં આવે છે. આવા ઉગ્ર સંહારથી તે તે જનાવરોની જાતો ગમે તેટલા પ્રમાણમાં હોય તો પણ ઘટયા વિના—ક્ષીણ થયા વિના રહે નહીં. અને તેમ છતાં દેશને અને જનસમાજને કેટલું સોસવું પડે તેનો વિચાર કરવો જોઇએ. એક ગાયના બચાવથી સાત માણસનો નિર્વાહ થઇ શકે છે એવો અટકળો એક વિદ્વાને કહાડેલો છે. ત્યારે એક ગાયના વધથી તેટલા માણસોના જીવન વ્યવહારમાં ખલેલ પડે તે સહેલાઇથી સમજાય તેવું છે. જે દેશમાં ઉદ્યોગ હુન્નરના વધારે સાધનો ન હોય અને ખેતી

ઉપર જેનો જીવન વ્યવહાર ચાલતો હોય તે દેશને માંસાહાર નિમિત્તે થતો પ્રાણીઓનો વધ ખરેખર એક દુષ્કાળ સમાન થઇ પડે. વરસાદ ગમે તેટલો થાય પણ ખેતીને ઉપયોગના જનાવરોનો સંહાર થતો હોય તો ખેડુતો ખેતી કયાંથી કરી શકે! તેથી જમીન ખેડાયા વગરની પડતર પડી રહે એ સ્વાભાવિક છે અને તેથી પેદાશ ઓછી થવાથી અનાજની મોંઘવારી થતાં ગરીબ કુટુમ્બોને અર્ધ ભૂખ્યાં રહેવું પડે એ પણ નિયમ સિદ્ધ છે. આ બધો બોઝો માંસાહાર ઉપર મૂકીએ તો તે કાંઈ ખોટું નથી.

## માંસાહાર બંધ થવાથી અનેક લાભ.

માંસાહાર નિમિત્તે કપાતાં જગતનાં ઉપયોગી પશુઓનો બચાવ થાય તો ખેતીવાડીના કામમાં ખેડુતો ઉપર કેટલો ઉપકાર થાય? બળદની ખોટને લીધે ખેતી કેટલીક ખેડ વિનાની રહી જાય છે, તે અટકે. એ એક દેશનો ઉન્નતિનો માર્ગ છે. જમીન વધારે ખેડાવાથી ભૂખમરાનું સંકટ ઓછું થાય, પેદાશ વધવાથી ખેડુતોની અને તેમને ધીરધાર કરનાર વેપારી લોકોની સ્થિતિ સુધરે, વળી ઉનવાળા પ્રાણીઓનો બચાવ થાય, તો ઉનની પેદાશ વધવાથી કિંમતમાં ઘટાડો થાય; અને તેથી સાધારણ વર્ગના લોકોને પણ તે કપડાં સોંઘા થવાને લીધે, ઉપયોગ કરવાથી ઘણીવાર ટાઢથી મરી જતાં ગરીબ લોકોનો બચાવ થાય. એમ અનેક રીતે માંસાહાર થવાથી દુનીયાને ખમવું પડે છે. કોઇ એમ શંકા કરે કે જે ભાગ ઉપર માંસાહારી પ્રજા વસે છે, તેની હાલ ચડતી જોવામાં આવે છે, અને જે ભાગ ઉપર માંસાહાર વિનાની પ્રજા રહે છે તેની પડતી જોવામાં આવે છે,

ત્યારે સત્ય શું ? જવાબમાં એટલુંજ કે આ શંકા એકદેશીય છે. માંસાહારી પ્રજાની જે ચડતી જોવામાં આવે છે, તે તેમના હુન્નર, ઉદ્યોગ, કારીગરી સંપ અને દેશોન્નતિના વિચારોનાં કાર્યોને આભારી છે. કદાચ તે પ્રજામાં જો માંસાહાર ન હોત તો હાલ કરતાં પણ વધારે ઉન્નત દશામાં હોત. હવે માંસાહાર વિનાના આ દેશમાં જે પડતી છે તે ઉદ્યોગ હુન્નરનો અભાવ, કુસંપને સાહસની ખામી વગેરે કારણોને લીધે છે. બીજા દેશોની પેઠે જો આ દેશમાં પણ માંસાહાર વધારે હોત તો આ કરતા પણ વધારે અધોગતિ થાત.

## માંસાહારી કરતાં વનસ્પતિના ખોરાકમાં વધારે પૌષ્ટિક તત્વ.

કેટલાક એમ ધારે છે કે માંસના ખોરાકથી શરીરને મજબુતી મળે છે, અને મગજને પુષ્ટિ મળે છે, આ વાત બરાબર નથી. રસાયણિક પ્રયોગોથી હાલના સાયન્સે સિદ્ધ કર્યું છે કે વનસ્પતિના ખોરાકમાં પૌષ્ટિક તત્વો ઓછાં નહી બલ્કે વધારે છે. એક વિદ્વાને પૌષ્ટિક તત્વોનું પરિમાણ આ પ્રમાણે બતાવ્યું છે:—

### પૌષ્ટિક તત્વોનું પરિમાણ.

| | | | | |
|---|---|---|---|---|
| માંસ | એક શેરમાં | ... | ... | ૫૯૨ |
| બટાટા | ,, | ... | ... | ૪૩૫ |
| દૂધ | ,, | ... | ... | ૩૪૭ |
| અનાજ | ,, | ... | ... | ૧૬૪૮ |
| ચોખા | ,, | ... | ... | ૧૫૯૬ |
| વટાણા | ,, | ... | ... | ૧૫૧૫ |
| રોટલી | ,, | ... | ... | ૧૦૮૩ |
| બદામ | ,, | ... | ... | ૩૦૩૩ |
| નાળીએર | ,, | ... | ... | ૨૬૯૪ |

આ ઉપરથી સમજી શકાય છે કે માંસના ખોરાકમાં પૌષ્ટિક તત્ત્વ અનાજ કરતાં ઘણું ઓછું છે. બળદનું માંસ ખાવાથી બળદનું બળ માણુસમાં આવતું નથી, પણ શરીરને ઘણું નુકશાન કરે છે. ડૉક્ટર બેઝ ચીનમાં મુસાફરી કરવા ગયો તે વખતે અનાજ ખાનારા ૪ મજુરો પોતાને ઉપાડવા રાખ્યા. વારા ફરતી બબે જણુ તેને ઉપાડતા અને કલાકના પાંચ મૈલની ઝડપે ૩૦ કે ૪૦ મૈલ એક દિવસમાં મુસાફરી કરતા. પણ ત્રણ દિવસ પછી ડૉકટરે તેમને માંસનો ખોરાક આપ્યો, બે દીવસ પછી મજુરોએ તે ખોરાક, લેવા ના પાડી કેમકે તેમને તેથી થાક લાગવા માંડયો.

સર વૉલ્ટર સ્કૉટે ડૉકટર ફરગ્યુસન વિષે લખ્યું છે કે ૬૫ વરસની ઉમ્મરે જ્યારે તે તેના વર્ગમાં ભાષણ આપતો હતો ત્યારે તેને લકવો થઇ આવ્યો તે ઉપરથી તેણે તેના મિત્ર ડૉકટર બ્લેક કે જે રસાયણુશાસ્રી હતા તેને બોલાવ્યા તેઓએ તેને વનસ્પતિ આહારી થવા ભલામણ કરી જેથી તે તુરતજ વનસ્પતિ આહારી થયો અને તેના શરીરના અવયવો સારા થયા જેથી નિરોગી તથા કૌવતવાન જીવન સાથે તે બીજા ૩૦ વરસ વધારે જીવ્યો.

એજ અંગ્રેજ લેખકે લખ્યું છે કે માંસાહારવાળીજ પ્રજા વિજય મેળવી શકે તે ધારવું ઘણું ખોટું છે. ગ્રીસની લડાયક પ્રજાનો વિચાર કરો. અંજીર, ફળો, મકાઇ, વગેરેને ખાવા છતાં તેનામાં શૌર્ય કેટલું હતું ? રોમન લોકો કે જેની તરવારથી લડવાની શકિતના હાલ વખાણુ થાય છે, તેઓ જવની રોટલી અને તેલ ઉપર જીવન ગાળતા. રોમન સોલજરને એક રતલ જવ, શેર ૦)= તેલ અને એક પાઇન્ટ ગરમ દારૂ આપવામાં આવતો. હાલના

હિંદુ લડવૈયા પણ માંસનો ખોરાક ઘણા ખરા ખાતા નથી, છતાં અપૂર્વ શક્તિવાળા માલમ પડયા છે.

સત્તરમા અને અઢારમા સૈકા સુધી અંગ્રેજ ખેડુતોનો મુખ્ય ખોરાક પોતાનું વાવેલું ધાન્ય અને રોટલીજ હતી. સ્કૉટલૅંડના વતનીઓનો મુખ્ય ખોરાક વિલાયતી કાંજી ને ઓટસની રોટલી ને દૂધ હતો. આયર્લાન્ડના વતનીઓનો ખોરાક બટાટા ને છાશ હતો.

## શરીરનાં તત્વો.

એક વિદ્વાને માણસના શરીરના તત્વોનું પૃથક્કરણ કરી એક પુસ્તકમાં તેનું વર્ણન કર્યું છે. તેમાં માણસનું શરીર મુખ્ય ૧૪ તત્વોનું બનેલું બતાવવામાં આવ્યું છે. જે તત્વો આ પ્રમાણે છે.

૧૪૮ શેર વજનના માણસનું પૃથક્કરણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓક્સિજન .. | પૌંડ | ૧૧૬ | સલ્ફર | ... | ૦·૨૨ |
| કાર્બોન ... | ,, | ૧૯ | સોડીયમ | ... | ૦·૧૫ |
| હૈડ્રોજન ... | ,, | ૧૩ | કલોરાઇન | ... | ૦·૧૫ |
| નાઇટ્રોજન ... | ,, | ૩ | મેગ્નેશ્યમ | ... | [illegible] |
| કેલશિયમ ... | ,, | ૧ | આયર્ન ... | ... | [illegible] |
| ફોસ્ફરસ ... | ,, | ૧ | ફ્લોરાઇન | ... | [illegible] |
| પોટેશ્યમ | ,, | ૧·૭૦ | સીલીકોન | ... | [illegible] |

જે તત્વોનું શરીર બનેલું છે તેજ તત્વો શરીરનું પોષણ કરી શકે અને તે તત્વો ઘણે ભાગે જમીન અને વનસ્પતિ સાથે સંબંધ ધરાવે છે. વનસ્પતિમાં તે તત્વો શુદ્ધ સ્વરૂપમાં મળી શકે, ત્યારે માંસમાં બગડેલા રૂપમાં મળે.

ડૉક્ટર પીલ્રી પોતાના આરોગ્યશાસ્ત્રના બીજા પુસ્તકમાં લખે છે કે ખોરાકમાં ઘણે ભાગે નૈટ્રોજનવાળા પદાર્થ હોય છે. તેમજ કાર્બોન અને હૈડ્રોજનના બનેલા પદાર્થો ચરબી, પાણી અને ક્ષાર વગેરે છે લીલા શાક વગેરેમાં સેંકડે ૯૦ થી ૯૫ ટકા પાણી હોય છે. રોટલીમાં ૩૫ થી ૪૦ અને માંસમાં ૭૦ થી ૭૫ ટકા પાણી હોય છે પાણી એ વાસ્તવિક ખોરાક નથી. પણ બીજા ખોરાકને ગાળનાર છે નૈટ્રોજનનું કામ શરીરનો બાંધો રચવાનું તથા મજ્જાતંતુઓ મજબૂત કરવાનું છે કાર્બોન અને હૈડ્રોજનનું કામ અગ્નિ પ્રદીપ્ત કરવાનું છે. અને તે તત્વો વનસ્પતિ જન્ય ખોરાકમાંજ પુષ્કળ હોય છે.

નાઇટ્રોજનવાળા પદાર્થોના મુખ્ય વિભાગ—એલ્યુમીન, કેસી-નમીઓસીન, ફિબ્રીન, લેગ્યુમીન, જીલેટીન અને ગ્લુટેન છે એલ્યુ-મીન નામનું તત્વ દૂધમાં તેમજ વનસ્પતિના છોડમાં હોય છે, ને તે-માંથી તે પૂરતું મેળવી શકાય છે. જેથી પ્રાણી વધ કરવાની બીલકુલ જરૂર રહેતી નથી. એક વસ્તુ સહેલથી પ્રાપ્ત થતી હોય તેજ અન્યથા પ્રાપ્ત કરવી એ શું સજ્જનનું કર્તવ્ય છે? એલ્યુમીનને દૂધનું તત્વ કહેવામાં આવે છે, કેમકે દૂધમાં તે વિશેષ પ્રમાણમાં છે.

## વનસ્પતિજન્ય ખોરાકની પૂર્ણતા.

ગૃહસ્થો! શરીર રચના અને શરીર પોષણ માટે જોઈતાં તત્ત્વો વનસ્પતિજન્ય ખોરાકમાંજ પૂરતા પ્રમાણમાં છે ત્યારે માંસમાં તે પૂરતા નથી, કેમકે એકલા વનસ્પતિજન્ય ખોરાક ઉપર માણસ આખી જીંદગી સુખેથી પસાર કરી શકે ત્યારે એકલા માંસના ખોરાક ઉપર જીવન નિર્વાહ થઇ શકે નહિ. અર્થાત્

માંસાહારીઓને માંસ સાથે વનસ્પતિજન્ય ખોરાક લેવાની જરૂર પડે છે; ત્યારે વનસ્પતિ આહારીઓને વનસ્પતિજન્ય ખોરાકની સાથે માંસની જરૂર પડતી નથી.

પાશ્ચાત્ય વિદ્વાનો પણ કહે છે કે, એકલા માંસના ખોરાક ઉપર મનુષ્ય જીવન ટકી શકતું નથી. વહાણના ખલાસીઓને જ્યારે તોફાનને લીધે કેટલાક દિવસ દરિઆમાં ગાળવા પડે છે તે વખતે તેમને કદાચ એકલા માંસ ઉપર રહેવું પડે છે પણ તેથી તેમને રક્તપિત્ત જેવા મહારોગમાં સપડાઇ જવું પડે છે જો માંસ માણસનો ખોરાક હોત તો તેમ ન થાત.

રસાયનશાસ્ત્રનો મોટો વિદ્વાન ડોકટર વિસંગાલ્ટ પોતાના ગ્રંથમાં લખે છે કે માંસમાં દર સો ભાગે ૩૬ ભાગ પૌષ્ટિક તત્ત્વના છે. બાકીના ૬૪ પાણી છે.

અન્નમાં ૮૦ થી ૯૦ ટકા પૌષ્ટિક તત્વોના છે. ઉપરાંત વિદ્યુતાગ્નિનું તત્વ પણ અનાજમાં હોય છે. જે તત્વ માણસના જીવન માટે અતિ અગત્યનું છે. તે તત્વથી હાડમાં વૃદ્ધિ અને પ્રબળતા થાય છે. આ તત્વ વનસ્પતિમા જેટલે અંશે છે તેટલે અંશે માંસમાં નથી.

ડોકટર લેસી કવન્સના જીંદગી જાળવવાના પુસ્તકમાં આહારના પદાર્થોના નિર્ણય કરેલા તત્વોનું કોષ્ટક આપેલ છે તેમાં માંસમાં સો અંશે ૭૪ અંશ પાણી ૨૦ અંશ આલબ્યુમીન અને ૬ અંશ જીલેટીન તત્વ છે. ત્યારે ઘઉં વગેરે અનાજમાં ૧૪ અંશ પાણી, ૧૨ અંશ જીલેટીન, ૧ અંશ આલબ્યુમેન, ૬૦ અંશ સ્ટાર્ચ, ૫ અંશ સુગર, ૨ અંશ ગુંદર, ૧ અંશ ચરબી, ૧ અંશ ફાઇબર(રેષા)

૨ અંશ રાખ, આ ઉપરથી સહજ સમજાય છે કે માંસ કરતાં વનસ્પતિ ખોરાકમાં પૌષ્ટિક તત્વો વધારે છે.

ડૉક્ટર પાર્કના ગ્રંથ ઉપરથી ડૉકટર જ્યોર્જ વિલસન એમ. એ. એ જે પત્રક કરેલું છે તેમાં જણાવે છે કે "માંસમાં ઉષ્ણુતા અને ઉત્સાહોત્પાદક ૮ થી ૧૦ અંશ છે જ્યારે ઘઉં, ચોખા, ચણા વગેરેમાં ૬૦ થી ૮૦ અંશ ઉષ્ણુતોત્પાદક તત્વો છે."

એડમ સ્મીથ સાહેબ "વેલ્થ ઓફ નેશનસ્" નામે પુસ્તકને પાને ૩૭૦ મે લખે છે કે "અનાજ, ઘી, દૂધ, અને બીજી વનસ્પતિના ખોરાકથી માંસ ખાધા વિના ઘણીજ સરસ રીતે તનદુરસ્તી, પુષ્ટિ અને શારીરિક માનસિક સ્થિતિ મેળવી શકાય છે."

મરહુમ ડબલ્યુ ગિબ્સન વાર્ડ એફ. આર. એસ. તરફથી "ધી ટાઇમ્સ" પત્રમાં લખેલા લખાણો પૈકી એક ફકરામાં લખે છે કેઃ— "હું ત્રીશ વરસથી દારૂ, માંસ કે મચ્છી ન વાપરતાં માત્ર વનસ્પતિ ને ફળાહાર ઉપર રહી પુરા અનુભવથી લખું છું કે, ચરબીવાળા એક હજાર માણુસોમાંથી એક માણુસ પણ ફેફસાની બાબતમાં મારી બરાબરી કરી શકશે નહિ. અને અવયવોના બળમાં પણ થોડાજ મારી બરાબરી કરી શકશે. આ અનુભવસિદ્ધ વાતથી હું હિમ્મત ધરી કહી શકું છું કે "વનસ્પતિના ખોરાકથી પોષણ પામેલા બચ્ચાઓ દુઃખરહિત તથા કૌવત અને જીવનથી ભરપૂર રહેવા જોઇએ.'

ડાકટર ગાઇ ગ્લાસગોમાં "ડેવીઝ હાઉસ ઑફ કરેકશન"માં મેળવેલા અનુભવથી કહે છે કે,—"ખાણુામાંથી માંસ તદ્દન કાઢી

તાંબેલ હોય તેવા ખોરાકના લાભમાં બોલતાં હું કાંઇ આંચકો ખાતો નથી કારણ કે દૂધને વનસ્પતિના ખોરાકથી તનદુરસ્તી જાળવાય છે, એમ કહેવામાં મને કાંઇ પણ શક નથી. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે વનસ્પતિ ખોરાકથી જીવન વ્યવહાર સારી રીતે ચાલી શકે છે. તેમજ વિજય મેળવવા માટે લશ્કરી શૌર્ય તેથી ઓછું પ્રાપ્ત થતું નથી; લાંબું આયુષ્ય ને સુખરૂપ જીંદગી ગાળવી હોય તેને વનસ્પતિજન્ય ખોરાકનો આશ્રય લેવો પડશે.

## માંસાહાર અને રોગો.

ગૃહસ્થો ! માંસની ઉત્પત્તિ લાગણીવાળા જીવતા પ્રાણીઓનો વધ કરવાથી થાય છે. કોઈ માણસ આપણને મારવા આવે તે વખતે આપણી મનોવૃત્તિ અને લાગણી ઉશ્કેરાઇ જાય છે, દ્વેષ અને ગુસ્સાની લાગણી થઇ આવે છે, અથવા તો ભયની લાગણી થાય છે. ચહેરો બદલાઈ જાય છે, આંખમાં અને જુદા જુદા સર્વ અવયવોમાં ક્રોધનાં અને ભયનાં ચિન્હો પ્રતીત થાય છે; અને ભયંકર, કિલષ્ટ વિચારો મનમાં ઉત્પન્ન થાય છે. લોહી ઉકળી જાય છે અને હૃદય બેવડા કે ત્રણગણા વેગથી ધબકે છે. તેવીજ રીતે ગાય, બળદ, ઘેટાં, બકરાં વગેરે પ્રાણીઓને પણ લાગણી અને મનોવૃત્તિ છે ઘાતક માણસ હાથમાં હથીયાર લઇ જ્યારે મારવાને સજ્જ થાય છે તે વખતે તે પ્રાણીઓને ક્રોધ, ભય, દ્વેષ અને તિરસ્કારની લાગણીઓ ઉત્પન્ન થવી જોઇએ અને તેના સંસ્કારો અને તેની અસર તેના શરીરના દરેક ભાગમાં થાય અને ખાસ કરીને લોહી તથા માંસમાં થાય છે. પ્રાણીનો વધ

કરતી વખતે તે પ્રાણીની જેવી લાગણીઓ અને જેવો સ્વભાવ હોય છે તેવો સ્વભાવ તે પ્રાણીના માંસમાં હોવો જોઇએ. તેથી તેવા સ્વભાવવાળા માંસનું ભક્ષણ કરવાથી માંસાહારી માણસનો પણ તેવો સ્વભાવ થાય એ ન્યાયસિદ્ધ છે. એટલુંજ નહીં પણ માસ માટે કપાતા પ્રાણીઓમાં અનેક રોગો હોવાનો પણ સંભવ છે. કારણ કે પશુપાળક લોકો જયારે તે પશુ રોગથી પીડાય છે, પોતાને નિરૂપયોગી થાય છે, ત્યારે તેઓ પૈસાની લાલચે કસાઇને ત્યાં વેંચે છે; અને તે રોગી પ્રાણીઓનું માંસ રોગવાળું હોય છે. ખાનારને એ રોગ લાગુ પડે છે. જો કે કેટલેક અંશે દાકતરી તપાસ કરવામાં આવે છે તો પણ દાક્તરના દૃષ્ટિદોષથી અને કસાઇની વગથી રોગી પ્રાણીઓ પણ પાસ કરવામાં આવે અને કેટલાક એવા ગુપ્ત રોગો હોય છે કે તેની ચિકિત્સા પણ થઇ શકતી નથી. લંડનના સરકારી ડૉકટર કાર્પેન્ટરે આરોગ્યરક્ષક સભા પાસે એમ સિદ્ધ કર્યું છે કે કસાઇ-ખાનામાં જે જાનવરો કાપવામાં આવે છે તેમાં સેંકડે ૫ ટકા નિરોગી હોય છે. તે જાનવરો કાપવા પહેલાં નિરોગી જણાય છે; પણ પાછળથી રોગી માલમ પડે છે.

મિસ્તર ફ્લૅમિન્ગ કહે છે કે પ્રાણીને થતા રોગોની પરીક્ષા તેની આબાદ અવસ્થામાં થતી નથી.

ડૉકટર ટૉમ કે જે લંડનના કસાઇખાનાની તપાસ ઉપર હતો તે કહે છે કે મેં જીવતા જનાવરોને તપાસી નિરોગી જણાયાથી વધ કરવાનો હુકમ આપેલો, પણ કપાયા પછી તે જનાવરોને તપાસ્યાં તો દરેક રોગગ્રસ્ત જોવામાં આવ્યું વિચારો કે લંડન જેવા

પાયતખ્ત શહેરમાં આરોગ્યતા માટે ઘણી કાળજી રાખવામાં આવે છે, છતાં ચોખ્ખું માંસ ત્યાં મળી શકતું નથી, ત્યારે આ દેશમાં કે જેને માટે બહુ કાળજી નથી ત્યાં ચોખ્ખા માંસની આશા ફોકટ છે.

**માંસમાં રહેલા જીવડાથી ખાનારને થતા અનેક નુકશાનો.**

ટેપ વૉર્મ નામનો કીડો પાણીમાં ઉત્પન્ન થાય છે તે જ્યારે કોઈ પાણી પીતાં જનાવરમાં દાખલ થાય છે ત્યારે તેના શરીરમાં વધે છે અને ઇંડા મુકતો જાય છે તે ઇંડા આ પ્રાણીના લોહીમાં અને માંસમાં ફેલાઈ જાય છે. જો આ પ્રાણીનું માંસ કોઇ માણસના ખાવામાં આવે તો તેને મોતની દશા પ્રાપ્ત થાય છે. ટેપવૉર્મ નામનો કીડો માછલીમાં હોવાનો વિશેષ સંભવ છે કેમકે તે પાણીમાં રહે છે.

ટ્રીકેના નામનો એક બીજી જાતનો જંતુ કેટલાક પ્રાણીઓના માંસમાં હોય છે, એમ ૫૦ વરસ પહેલાં એક જર્મન ડૉકટરે શોધ કરી છે. તે જંતુઓ એટલા સૂક્ષ્મ હોય છે કે માઇક્રોસ્કોપથી પણ ભાગ્યેજ દેખી શકાય છે. તે જંતુ આ માંસની અંદરનાં છિદ્રમાં હોય છે. પેટમાં ગયા પછી ગૅસ્ટ્રીકજ્યુસને લીધે ખોરાકથી જુદા પડી શરીરમાં રહે છે ને વધે છે. આખરે તે સંધિવા, અનેક જાતના તાવ, વાંસાનો દુઃખાવો વગેરે દર્દો ઉત્પન્ન કરે છે.

માંસની અંદરના ઝીણા તંતુઓ ખાતી વખતે દાંતની વચ્ચે ભરાઇ જાય છે અને તે જંતુઓ ઉત્પન્ન કરી દાંતની વ્યાધિઓ ફેલાવે છે. તેથી દાંત પડી જાય છે.

ડૉકટર ઑકલૅન્ડ કે જે ઑક્સફર્ડની પાઠશાળાના વૈદક ખાતાનો ઉપરી હતો તેણે કે ઇંગ્લાંડમાં ઇંગ્રેજ લોકની દવા ખાતાની

સભામાં વાંચેલા કાગળો ઉપર કેટલોક વાદવિવાદ ચલાવી સિદ્ધ ૭૭
કર્યું છે કે માંસમાં કેટલીક જાતના જીવડા થાય છે તે જંતુઓ માંસ ખાનારને ઘણા ખરાબ પરિણામ નીપજાવે છે. રોગીષ્ટ માંસ ખાવાથી તે પ્રાણીને થએલો રોગ તે માંસદ્વારા ખાનારને લાગુ થાય છે. ઢોરમાં થતા રોગો નીચે પ્રમાણે ગણાવ્યા છે:—

૧. ઢોરમાં થતી મરકી. ૨. ડુક્કરમાં થતો ટાઈફોડ ફીવર. ૩. પાંસળી પડખાં અને ફેફસાંનો રોગ. ૪. મોઢામાંને પગમાં થતો સોજાનો રોગ. ૫. એન્થ્રેકોઇડ રોગ. ૬. બગડેલા લોહીથી થતો રોગ. ૭. જેમાં ફોડકા ઉઠી આવીને ચામડીમાં લોહીનો જથ્થો થઈ આવે છે તે રોગ. ૮. ગાંઠોવાળો રોગ.

મરડો તેમજ અતિસારના રોગી માંસાહાર છોડયા સિવાય સારા થતા નથી અને કોલેરાના તેમજ તાવના રોગીને માંસાહાર બહુ નુકશાન કરે છે; એટલુંજ નહી પણ તાવના મંદવાડમાંથી ઉઠેલા માણસોને માંસ ખાવાંનું આપવાથી તેને એવો તો જોરથી તાવ આવે છે કે વખતે મરણ પણ નીપજે છે. માંસાહારથી ફરી આવેલા તાવને ઈંગ્રેજીમાં "મીટ ફીવર" એટલે માંસજ્વર એવા નામથી ઓળખવામાં આવે છે.

વાઈ, આંચકી ને અર્ધાંગ વાયુ એ રોગોના દરદી જ્યાં સુધી માંસનો ખોરાક છોડે નહિં ત્યાં સુધી એ રોગથી કદી મુક્ત થઈ શકે નહિ.

ડબ્લીનનો તન્દુરસ્તી ખાતાનો ડૉકટર કેમેરાન પોતાના લાંબા વખતના અનુભવથી કહે છે કે મોઢામાં ને પગમાં થતો

સોજાનો રોગ તે ખરેખર પશુઓનોજ છે. તે માંસના ખોરાક સાથે માણસના શરીરમાં દાખલ થાય છે.

ડૉકટર વીલીયમ લેંબ એમ. ડી. એમ. આર. સી. ના રિપોર્ટમાં ૧૦ મે પાને લખેલું છે કે; વરસોળી—એટલે રસોળોની ગાંઠ. અને વિદ્રધિ—એટલે નાભી નીચેના ભાગમાં પડેલી ચાંદી એ રોગો ઉપર માંસનો ખોરાક બંધ કરવા સિવાય સારાં પરિણામ આવતાં નથી.

ડૉકટર મીકાઈલ જે. ઇ. સ. ૧૮૭૮-૭૯ માં તનદુરસ્તી ખાતાનો અધિકારી હતો, તે કહે છે કે ગાય, તેતર વગેરેનાં માંસ ખાવાવાળા કૉલેરાના રોગી થાય છે.

ડૉક્તર કુરેંગ સાહેબ જે બલગેરીયા ઔષધાલયના સુપ્રીન્ટેન્ડન્ટ હતા તેઓ આ વિષયમાં સાક્ષી આપતાં કહે છે કે, ડૉકટર ટોલ સાહેબનું કહેવું એમ છે કે ગાય, બળદના કલેજા તથા આંતરડા ઉપર જે સફેદ દાણા દેખાય છે, તે ડીનીયા મેડીયો, તથા ટીનીનીયા સ્પેચોસીસ નામના એક પ્રકારના કીડા છે અને તે કીડા માંસ ખાનારના શરીરમાં જઇ મોટું નુકશાન કરે છે. તે વિશેષકરીને મનુષ્યના ફેફસામાં જઇ શાંત ન રહેતાં જ્યાં સુધી તે માણસ જીવે છે, ત્યાં સુધી દાંત ને જડબાના શત્રુ થઇ પડે છે. એટલુંજ નહિ પણ ભ્રંતનો રોગ પણ એ કીડાઓ ઉત્પન્ન કરે છે.

ડૉકટર પ્રાઉટ કહે છે કે જે ઘણો માંસનો ખોરાક ખાય છે, તેના શરીરમાં વાત રોગનો પસાર થાય છે, જેથી ફેફસામાં ચુંક વગેરે રોગો થાય છે તેમજ ડૉકટર લેમન પોતાના ઘણા વખતના અનુભવથી સિદ્ધ કરે છે કે ઘણે ભાગે માંસાહારથી લોહીમાં સુરીક

એસીડ વધે છે. તેથી શરીરમાં વાત વિકારની અસર થવાથી ૭૭
કાળે કરીને સંધિવા અને એવા બીજા કેટલાક રોગો થાય છે. તેમજ બીજી તરફ જોતાં નિરોગી માણસના લોહીમાં એક હજારે ત્રણ ભાગ ફીબ્રીન તત્વના હોવા જોઈએ, એમ વિદ્વાનોએ સિદ્ધ કરેલું છે. તે ફીબ્રાન તત્વ જેટલું શરીરમા વધારે હોય તેટલું નુકશાન કરતા છે. તે એટલે સુધી કે ફિબ્રિન જો ૮ થી ૧૦ ભાગ જેટલું વધી ગયુ હોય તો સેરી બીટીસ, લેઇગીટીસ, ન્યુમોનીઆ, પ્લુરીસી, એવી જાતની સખ્ત વ્યાધીઓ ઉત્પન્ન થાય છે. માંસના ખોરાકથી ફિબ્રીન એકદમ લોહીમાં વધી જાય છે, અને ઉપરના દરદો થવાનો પૂરો સંભવ રહે છે. જેથી રોગી તેમજ નિરોગી બંનેને માંસાહારથી હાનિ થવાનો ભય ઉત્પન્ન થાય છે.

## માંસના ખોરાકથી વધતો આલકેલાઇન.

લોહીની અંદર રહેલા શેલ્સ શરીરને હાનિ કર્તા તંતુઓનો નાશ કરી શરીરનું રક્ષણ કરે છે. તે આલ્કેલાઇન નામના એસીડને લીધે. પરંતુ માંસના ખોરાકથી આલ્કેલાઇન એસીડ ઘટી જાય છે. જેથી શરીરનું અગત્યનું રક્ષણ થઇ શકતુ નથી અને નાશ નહીં પામેલા ઝેરી જંતુઓ જે ઝેર ઉત્પન્ન કરે છે તેથી ખાસ કરીને લીવરને નુકશાન પહોંચે છે.

ઉપરની તમામ હકીકત વિચારતાં નકી થાય છે કે માંસાહાર કરતાં વનસ્પતિ ખોરાકથી પુષ્ટિ વધારે મળે છે. કોઇ એમ શંકા કરે કે જો એમ હોય તો વનસ્પતિનો ખોરાક ખાનારી આર્યપ્રજા શારીરિક તથા માનસિક શકિતમાં પછાત કેમ છે ? તેનો જવાબ એટલોજ કે; આ પ્રજામાં કેટલોક સમય થયાં વ્યવસ્થા તુટી જવાથી

તેમાં થતાં બાળલગ્નથી, તેમજ બ્રહ્મચર્યનું પાલન નહીં કરવાથી વગેરે અનેક કારણોથી આર્ય પ્રજા પછાત છે. માંસાહાર નહીં કરવાનું કારણ નથી. માંસાહાર નહીં કરવાથી આર્ય પ્રજા પરદેશી રાજાઓને તાબે થઇ છે એમ નથી. એમાં પણ બીજાં અનેક કારણો છે. મતભેદ, કુસંપ, કૌલમત અને વામમાર્ગથી થએલ મદ્યમાંસનો અમર્યાદિત ઉપયોગ વગેરે.

ડૉકટર સ્મીથ સાહેબ કહે છે કે.—સૈરસ બાદશાહ કે જેણે ઇરાનને અપ્રસિદ્ધ જંગલી સંસ્થાનમાંથી ઘણી જ સત્તાવાળું ને ભવ્ય રાજ્ય બનાવ્યું. તે સાઇરસ બાદશાહ નાનપણમાંથી સાદામાં સાદો વનસ્પતિનો ખોરાક ખાતો. તેમજ તેના સિપાઇઓ પણ સાઇરસની પેઠેજ બાળપણથી રોટલીને ભાજીપાલા ઉપર નિર્વાહ કરતા, છતાં તે સિપાઇઓની સાથે ટુંકા વખતમાં હજારો મૈલની કુચ કરવાને શક્તિમાન હતો. તે અસાધારણ મુસાફરી કરી ઘણી જબરી લડાઇઓ લડી જીત મેળવતો, તે એટલે સુધી કે પોતાથી બમણી ફોજ હોય તોપણ તેનો પરાજય કરતો. ખરૂં કહીએ તો વનસ્પતિ ખોરાક માંસાહારથી ઘણોજ ચડતો છે.

આપણને કબુલ કરવું પડશે કે,—માંસમાં શરીરને વધારનારૂં તત્વ ચરબી પુષ્કળ છે. પણ ઉત્સાહોત્પાદક ગુણ તેનથી. કારણ કે બધી જાતનાં માંસમાં માત્ર નાઇટ્રોજન તત્વ વિશેષ હોય છે, પણ કાર્બોન નથી. એડવર્ડ સ્મીથ સાહેબ એમ. ડી એ બનાવેલી 'ખોરાક' નામની ચોપડીને પાને ૧૯ મે લીટી ૮ મી માં તે લખે છે કે,—"બધી જાતનાં માંસમાં નાઇટ્રોજન પુષ્કળ છે પણ

કાર્બોન નથી. નાઇટ્રોજન વધારે હોવાથી માંસ વધે ખરૂં પણ ઉત્સાહ વધે નહિ.

## વનસ્પતિ ખોરાકથી થતા ફાયદા.

એમ અનેક રીતે પ્રબળ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે માંસાહાર કરતાં વનસ્પત્યાહારમાં ઘણા ફાયદા સમાયેલા છે. તેથી લોકોને ઘણો લાભ થાય છે. માનવ જીવનની ઉન્નતિ સાથે ભૂખમરો અટકે છે. સૌમ્યતા, સાત્વિકતા વધવાથી વિરોધનો નાશ થાય છે. આરોગ્ય જળવાય છે. બુદ્ધિબળ વધે છે. આવા અનેક ફાયદાઓના પ્રતાપે હાલમાં યુરોપ અમેરિકા વગેરે દેશોમાં દર વરસે હજારો સમજુ વિદ્વાન પુરૂષો સર્વથા માંસાહાર છોડી વેજીટેરિયન મંડળમાં દાખલ થાય છે, તે પોતાનું અમુલ્ય જીવન સુધારે છે.

## ધાર્મિકદૃષ્ટિએ માંસાહારના દોષો.

બંધુઓ! અત્યાર સુધી વિજ્ઞાનદૃષ્ટિથી અને યુક્તિવાદથી ખોરાકપરત્વે આપણે વિચાર કર્યો. હવે ધાર્મિક દૃષ્ટિએ માંસાહાર ત્યાજ્ય છે કે કેમ તેનો વિચાર કરવાનો છે. અહિંસા એ ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. કેવળ જૈન ધર્મનોજ નહિ પણ દુનિયાના બધા ધર્મોનો આ સિદ્ધાંત મુખ્ય હોવો જોઈએ. "**अहिंसा परमो धर्मः**" **मा हिंस्यात् सर्वभूतानि** એ શ્રુતિ વાક્યો અહિંસા ધર્મનીજ મુખ્યતા બતાવે છે. Thou Shalt Not Kill," આ બાઇબલનું ફરમાનપણ અહિંસા ધર્મને પ્રધાનપદ આપે છે.

આ વાત તો સ્પષ્ટ છે કે માંસાહારીઓના ખોરાકમાટે લાગણીવાળા પ્રાણીઓની હિંસા કરવીજ પડે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે,

नाकृत्वा प्राणिनां हिंसां । मांसमुत्पद्यते क्वचित् ॥
नच प्राणिवध: स्वर्ग्य—स्तस्मान्मांसं विवर्जयेत् ॥ १ ॥

અર્થ--પ્રાણીઓની હિંસા કર્યા વિના કદીપણુ માંસની ઉત્પત્તિ થતી નથી, અને પ્રાણીઓનો વધ માણસને સ્વર્ગ આપતો નથી પણ નરક આપે છે. માટે માંસાહારનો સર્વથા ત્યાગ કરવો.

સુખ દુઃખની લાગણી જેવી આપણને છે તેવી દરેક પ્રાણીને હોય છે. મોતનું દુઃખ બધા દુખ કરતાં ચઢીઆતું છે. એ અનુભવસિદ્ધ વાત છે. એક સોયની અણી વાગતાં આપણને કેટલું દુઃખ થાય છે? ત્યારે નિરપરાધી અને નિર્દોષ પ્રાણીઓનાં ગળાં ઉપર છરા મૂકતા તે પ્રાણીઓને કેટલું દુઃખ થતું હશે! તેનો ખ્યાલ માંસાહારીઓને કયાંથી આવી શકે?

જે વસ્તુની જેને ટેવ પડી હોય છે તે વસ્તુમાં ગમે તેટલા ગેરફાયદા હોય તો પણ ટેવને આધિન થએલા માણસોને તે જોવામાં આવતા નથી. તે લોકો શાસ્ત્રીય અર્થને પણ પોતાની ટેવને અનુકુળ ગોઠવી દે છે. બાઇબલના પહેલા જેનીસીસમાં ખુલ્લો ફરમાન છે કે, Behold! I have given you every herb bearing seeds, which is upon the face of all the earth, and every tree in which is the fruit of a tree yielding seed to you it shall be for your food.

અર્થઃ--પરમેશ્વર કહે છે કે, જુઓ મેં તમને દરેક જાતના બી આપનારા છોડવા આપેલાં છે. જે પૃથ્વીના દરેક ભાગ ઉપર તમને મળી શકશે અને દરેક જાતનાં વૃક્ષો આપેલાં છે કે, જે ફળ

અને બી પુરાં પાડશે અને તે વસ્તુઓ તમારા ખોરાક માટે કામે લાગશે.

આમાં માણુસનો ખોરાક શું હોઇ શકે તે ખુલ્લી રીતે બતાવ્યું છે. બાઈબલના ૨૨ માં પ્રકરણુમાં માંસાહાર માણુસને માટે ઉચિત નથી એમ ખુલ્લું કહ્યું છે:—

And ye shall be holy men unto me, neither shall ye eat any flesh that is torn of beasts in the fields.

અર્થ:—અને તું મારી તરફ પવિત્ર રહેજે. કોઇ પણુ જાતનું માંસ ખાઇશ નહિં. કે જે માંસ જંગલના જનાવરોને ફાડી દુઃખ આપવાથી ઉત્પન્ન થાય છે.

માંસાહારીઓની પ્રાર્થના પણુ લેખે લાગતી નથી એ અર્થ નીચેના બાઇબલના વાકયમાં બતાવવામાં આવ્યો છે.

And when ye spread forth your hands, I will hide mine eyes from you Yes, when you make many prayers I will not hear. Your hands are full of blood.

કુરાને શરીફમાં ઘણી આયતોમાં ખોરાક વિષે ઇસારો કરવામાં આવ્યો છે. ૨૨ મા સુરાની ૩૭ મી આયતમાં કહ્યું છે કે, “તેઓનું માંસ તેમજ લોહી ખુદાને કદી પહોંચતુંજ નથી પણુ તમારી પરહેજગારી તેને પહોંચે છે.” ૨૩ મી સુરાની ૫૧ મી

नाकृत्वा प्राणिनां हिंसां । मांसमुत्पद्यते क्वचित् ॥
नच प्राणिवधः स्वर्ग्य—स्तस्मान्मांसं विवर्जयेत् ॥ १ ॥

અર્થ--પ્રાણીઓની હિંસા કર્યા વિના કદીપણ માંસની ઉત્પત્તિ થતી નથી, અને પ્રાણીઓનો વધ માણસને સ્વર્ગ આપતો નથી પણ નરક આપે છે. માટે માંસાહારનો સર્વથા ત્યાગ કરવો.

સુખ દુઃખની લાગણી જેવી આપણને છે તેવી દરેક પ્રાણીને હોય છે. મોતનું દુઃખ બધા દુખ કરતાં ચઢીઆતું છે. એ અનુભવસિદ્ધ વાત છે. એક સોયની અણી વાગતાં આપણને કેટલું દુઃખ થાય છે? ત્યારે નિરપરાધી અને નિર્દોષ પ્રાણીઓનાં ગળાં ઉપર છરા મૂકતા તે પ્રાણીઓને કેટલું દુઃખ થતું હશે! તેનો ખ્યાલ માંસાહારીઓને કયાંથી આવી શકે?

જે વસ્તુની જેને ટેવ પડી હોય છે તે વસ્તુમાં ગમે તેટલા ગેરફાયદા હોય તો પણ ટેવને આધિન થએલા માણસોને તે જોવામાં આવતા નથી. તે લોકો શાસ્ત્રીય અર્થને પણ પોતાની ટેવને અનુકુળ ગોઠવી દે છે. બાઇબલના પહેલા જેનીસીસમાં ખુલ્લો ફરમાન છે કે, Behold! I have given you every herb bearing seeds, which is upon the face of all the earth, and every tree in which is the fruit of a tree yielding seed to you it shall be for your food.

અર્થઃ--પરમેશ્વર કહે છે કે, જુઓ મેં તમને દરેક જાતના બી આપનારા છોડવા આપેલાં છે. જે પૃથ્વીના દરેક ભાગ ઉપર તમને મળી શકશે અને દરેક જાતનાં વૃક્ષો આપેલાં છે કે, જે ફળ

અને બી પુરાં પાડશે અને તે વસ્તુઓ તમારા ખોરાક માટે કામે લાગશે.

આમાં માણસનો ખોરાક શું હોઇ શકે તે ખુલ્લી રીતે બતાવ્યું છે. બાઇબલના ૨૨ માં પ્રકરણમાં માંસાહાર માણસને માટે ઉચિત નથી એમ ખુલ્લું કહ્યું છેઃ—

And ye shall be holy men unto me, neither shall ye eat any flesh that is torn of beasts in the fields.

અર્થઃ—અને તું મારી તરફ પવિત્ર રહેજે. કોઇ પણ જાતનું માંસ ખાઇશ નહિં. કે જે માંસ જંગલના જનાવરોને ફાડી દુઃખ આપવાથી ઉત્પન્ન થાય છે.

માંસાહારીઓની પ્રાર્થના પણ લેખે લાગતી નથી એ અર્થ નીચેના બાઇબલના વાકયમાં બતાવવામાં આવ્યો છે.

And when ye spread forth your hands, I will hide mine eyes from you Yes, when you make many prayers I will not hear. Your hands are full of blood.

કુરાને શરીફમાં ઘણી આયતોમાં ખોરાક વિષે ઇસારો કરવામાં આવ્યો છે. ૨૨ મા સુરાની ૩૭ મી આયતમાં કહ્યું છે કે, "તેઓનુ માંસ તેમજ લોહી ખુદાને કદી પહોચતુંજ નથી પણ તમારી પરહેજગારી તેને પહોંચે છે." ૨૩ મી સુરાની ૫૧ મી

આયતમાં કહ્યું છે કે "હે પેગંબરો પાક ચીજોમાંથી ખાઓ, અને સારાં કૃત્ય કરો. ખરેખર તમે જે કરો તે હું જાણનાર છું." પ્રાણીઓની ઉત્પત્તિ મુસલમાન ધર્મ પ્રમાણે ગણાતી નાપાક ચીજમાંથી છે. તેથી પ્રાણીઓનું માંસ નાપાક ગણાવું જોઇએ. અને નાપાક ચીજ વાપરવાની ઉપર મનાઇ કરવામાં આવી છે.

આર્ય શાસ્ત્રોમાં માંસાહાર વિરૂદ્ધ એટલા બધા ફકરાઓ છે કે તે બધાનું વર્ણન કરતાં ઘણો વખત વ્યતીત થાય.

## માંસાહારથી થતા દોષો.

બંધુઓ! માંસાહારીઓમાં દયાનો ગુણ પૂરી રીતે રહી શકતો નથી. તેને બદલે ક્રુરતા અને ઘાતકીપણું એ દોષો ઉત્પન્ન થાય છે. જે પ્રાણીઓનું માંસ વાપરવામાં આવે તેના ઉપર દયાની લાગણી હોય તો તેનાથી માંસાહાર થઇ શકે નહી. કૃતઘ્નતાનો દોષ પણ માંસાહાર સાથે વિશેષ સંબંધ ધરાવે છે. અનેક પ્રકારે ફાયદો કરી આપનાર વ્યક્તિને ફાયદો કરવાને બદલે તેનો નાશ કરવો એ કૃતઘ્નતા છે. જીવનની દરેક વસ્તુઓ પુરી પાડનાર ગાય જેવા ઉપયોગી અને ઉપકારી પ્રાણીઓનો માત્ર પોતાના સ્વાદને માટે નાશ કરવો એ કેટલી હદ સુધી કૃતઘ્નતા ગણી શકાય! દુનીઆમાં સ્વાદવાળી બીજી ચીજો ક્યાં થોડી છે? અને શરીરને પોષણ આપનારી વસ્તુઓ પણ ક્યાં થોડી છે? જેથી જીવન નિર્વાહ થાય ને બીજા પ્રાણીઓનો નાશ ન થાય એવો ખોરાક માણસ જાતનેમાટે ઉચિત ગણી શકાય, અને તે ખોરાક વનસ્પતિ જન્ય ખોરાકજ છે.

## આહાર તેવી બુદ્ધિ.

કહેવત છે કે "જેવો આહાર તેવો ઉદ્દગાર."

**यादृशं भक्षयेदन्नं । बुद्धिर्भवति तादृशी ॥**
**दीपो भक्षयते ध्वान्तं । कज्जलंच प्रसूयते ॥ १ ॥**

**અર્થ:**—જેવો ખોરાક લેવામાં આવે તેવી બુદ્ધિ ઉત્પન્ન થાય. દાખલા તરીકે દીવો અંધકારનું ભક્ષણ કરે છે, તો તેમાંથી કાજળ પેદા થાય છે. અંધારૂં કાળું ને કાજળ પણ કાળું.

માંસની ઉત્પત્તિ ક્રૂર માણુસને હાથે થાય છે. વળી તે માંસ પશુઓનું હોવાથી તેનો પાશવ સ્વભાવ ગણી શકાય તેથી તેને ખોરાક તરીકે લેવામાં માણસમાં પશુવૃત્તિ અને તામસ સ્વભાવ ઉત્પન્ન થાય એ નિયમસિદ્ધ અર્થ છે.

## ઉપસંહાર.

બંધુઓ ! આજે શારીરિક, આર્થિક, વૈજ્ઞાનિક અને ધાર્મિક દૃષ્ટિથી માંસાહાર અને વનસ્પતિજન્ય ખોરાકમાં કેટલો તફાવત છે તે આપણે જોયું. ઉંડામાં ન ઉતરતાં સારાસારનો નિર્ણય કરવાનું કામ માત્ર આપણી આંખને સોંપીએ તો તે પણ વનસ્પતિજન્ય ખોરાકની તરફેણમાં ચુકાદો આપશે; કારણ કે માંસનો દેખાવજ આંખને ગમે તેવો નથી ઘ્રાણેન્દ્રિય (નાસિકા) પાસેથી ઇન્સાફ માગીએ તો તે પણ 'તેવોજ ઇન્સાફ આપશે. વનસ્પતિ-જન્ય ખોરાક પવિત્ર દેખાય છે. ત્યારે માંસ અપવિત્ર દેખાય છે, વનસ્પતિ પ્રકાશ અને ઉષ્ણુતાનો સૂર્યના કિરણમાંથી સંગ્રહ કરે છે ત્યારે પ્રાણીઓ તેનો વ્યય કરે છે. તેથી પ્રાણીઓના

માંસમાં ઉષ્ણતા અને બીજી શક્તિઓ ખર્ચાઇ ગએલી હોય છે, અને વનસ્પતિમાં તે તાજી હોય છે. માણસના શરીરની કુદરતી રચના માંસાહારને લાયક નથી તે પણ આપણે જોયું. માણસનો કુદરતી ખોરાક માંસ નથી એ પણ આપણે વિચાર્યું. આ બધી યુક્તિઓથી આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ કે, માણસનો ખોરાક માંસ નહિ પણ વનસ્પતિજન્યજ છે. જે માણસોને જન્મથી અથવા તો પાછળથી માંસાહારની આદત પડી હોય, તેણે યોગ્યાયોગ્યતાનો વિચાર કરી તે આદત દૂર કરવી જોઇએ અને યુરોપ અમેરિકામાં વંશપરંપરાથી ચાલ્યા આવતા દોષિત ખોરાકને છોડી અનેક માણસો જેમ વેજીટેરિયન મંડળમાં દાખલ થતા જાય છે તેમ અહીં પણ થવું જોઇએ, અને એમ થવાથીજ જન સમાજનો, દેશનો અને પોતાના આત્માનો અભ્યુદય થઇ શકશે.

सुज्ञेषु किं बहुना.



# વ્યાખ્યાન ૩ જું.

## સ્થલ—વડોદરા તા. ૧-૩-૧૪ ને રોજ
## વિષય—મનુષ્ય કર્તવ્ય.

ગૃહસ્થો! આજનો વિષય મનુષ્ય કર્તવ્યનો છે. આપણે મનુષ્ય છીએ, તેથી મનુષ્ય તરીકે આપણું કર્તવ્ય શું છે, તે જાણવાની ઘણી જરૂર છે. જાણવાના અનેક વિષયો છે, પણ કર્તવ્ય તો અવશ્યે કરી દરેક માણસે જાણવુંજ જોઇએ. એટલુંજ નહિ પણ જાણીને તેને વર્તનમાં મૂકવું જોઇએ. જ્ઞાન અને શ્રવણના વિષયમાં કેટલીક વાર એમ બને છે કે અમુક માણસે પોતાની માન્યતાવાળા ચોક્કસ માણસ પાસેથીજ જાણવું અથવા સાંભળવું બીજાની પાસે જવું નહિ તેમ સાંભળવું નહિ. અરે! એક વખત એટલે સુધી માન્યતા હતી કે "**हस्तिना ताडयमानोऽपि। न गच्छे जैनमंदिरं**" અર્થાત્ રસ્તામાં હાથીની સામે જઇ તેના પગ તળે ચગદાઇ જવું ત સારૂં પણ જૈનસ્થાનમાં પ્રવેશ કરી પોતાનો બચાવ કરવો નહિ.

સુભાગ્યે ચાલુ જમાનામાં કેળવણીના પ્રચારથી આ ભેદ ભાવના કેટલેક અંશે શિથિલ થઇ છે. મારૂં એજ સારૂં એ માન્યતાને બદલે સારૂં એજ મારૂં એ ભાવના હાલ પ્રસરવા માંડી છે. કહેવાની જરૂર નથી કે હું પણ સારૂં તેજ મારૂં એ ભાવનાને વધારે પસંદ કરનાર છું. એક સુભાષિતમાં કહ્યું છેઃ—

नीरक्षीरविवेके । हंसालस्यं त्वमेव तनुषे चेत् ॥
विश्वस्मिन्नधुनान्य । कुलवृत्तं पालयिंयति कः ॥ १ ॥

એક વિદ્વાને હંસને ઉપાલંભ આપતાં આ શ્લોક કહ્યો છે. પ્રસંગ એ છે કે; એક રાજાએ પોતાની સભામાં એક હંસ રાખ્યો હતો, અને એક પ્યાલામાં દૂધ ને પાણી મિશ્ર કરી તે પ્યાલો હંસ આગળ મૂકવામાં આવતો હતો. હંસ દૂધ અને પાણીને પોતાની ચાંચથી જુદાં પાડી, પાણીને છોડી દૂધનું પાન કરી જતો હતો. આ દેખાવથી રાજાને મજા પડતી હતી; તેથી હમેશ તે પ્રમાણે કરવામાં આવતું હતું. એક દિવસે હંસે દૂધ પાણીને જુદાં ન પાડતાં બંનેને સાથે પીવા માંડ્યું તે પ્રસંગે એક વિદ્વાને ઉપરનો શ્લોક કહી ઉપાલમ્ભ આપ્યો છે. તેમાં જણાવ્યું કે હે હંસ! દૂધ અને પાણીને જુદા પાડવાં તે તારો કુલધર્મ છે. તે ધર્મને આજે તું કેમ ભુલી જાય છે? તારા જેવું એક ઉત્તમ પક્ષી જ્યારે પોતાના ધર્મને છોડી આપે ત્યારે બીજું કોણ ધર્મનું પાલન કરશે? બંધુઓ! આ શ્લોકમાં માણુસ જાતને ઉત્તમ શિખામણ આપવામાં આવી છે. હંસની ચાંચમાં દૂધ અને પાણીને જુદાં પાડવાનો જે ગુણ છે, તેવો ગુણ કર્તવ્ય-અકર્તવ્ય, શ્રેય-અશ્રેય, ધર્મ-અધર્મ, લાભ-અલાભ, હિત-અહિત, સુખ-દુઃખ, માર્ગ-કુમાર્ગ, ઇત્યાદિ દંદ્વોને જુદા પાડવાને અને તેમાંથી સત્ અસત્ અંશ સમજવાને માણુસની બુદ્ધિ (conscience) માં રહ્યો છે અને તે બુદ્ધિનો કુળધર્મ છે. માણુસ સત્યાસત્યનું પૃથક્કરણ કરવાની પોતાની શક્તિનો ઉપયોગ ન કરે તો તે હંસની માફક ઓલંભાને પાત્ર ગણાય.

શ્રવણમાં હમેશ સારાસારબુદ્ધિ રાખવી જોઈએ, અને તેમાં કોઇ જાતનો પક્ષપાત ન પેસવા દેવો જોઈએ.

युक्तियुक्तं प्रगृह्णीया—द्बालादपि विचक्षणः ॥
अन्यत्तृणमिव त्याज्य—मप्युक्तं पद्मयोनिना ॥ १ ॥

અર્થ:—યુક્તિયુક્ત વચન નાનાં બાળક પાસેથી સાંભળવામાં આવે તો પણ ગ્રહણ કરવું, અને અયુક્ત હોય તો તે બ્રહ્માનું કહેલું હોય તો પણ છોડી દેવું.

આવી ગ્રાહકબુદ્ધિ રાખવાથી સત્યનો સંગ્રહ થઈ શકે છે અને અસત્યનો ત્યાગ થાય છે.

### મનુષ્ય એટલે શું?

મનુષ્ય કર્તવ્ય એ વાકયમાં બે શબ્દો છે. (૧) મનુષ્ય અને (૨) કર્તવ્ય. સમસ્ત વાકયનો અર્થ મનુષ્યનું કર્તવ્ય એમ થાય છે. તેમાં પ્રથમ મનુષ્ય એટલે શું? તે સમજવું જોઈએ. મનુષ્ય શબ્દના મૂળ ધાતુનો અર્થ સમજવાથી મનુષ્ય શબ્દનો ખરો અર્થ સમજી શકાશે. "मन्" ધાતુ ઉપરથી 'મનુષ્ય શબ્દ બનેલો છે. **मन्** ધાતુનો અર્થ-વિચારવું, મનન કરવું થાય છે; તેથી મનુષ્ય શબ્દનો અર્થ વિચાર કરનાર, મનન કરનાર, એવો થાય છે. યોગ્યાયોગ્યનો વિચાર કરવાની અને મનન કરવાની શકિત માણસ જાતને પ્રાપ્ત થયેલી છે. તેનો ઉપયોગ પ્રથમ પોતાને ઓળખવામાં કરવાનો છે, શું કોઈ માણસ પોતે પોતાને ઓળખતો નહિં હોય! તેના જવાબમાં જણાવીશ કે પોતાને ઓળખનારા બહુ થોડા માણસો હોય છે. અલબત હું અમુક વ્યકિત છું, મારૂં નામ અમુક છે, એમ દરેક વ્યકિત પોતે પોતાને ઓળખે છે, પણ મારો કેહેવાનો આશય જુદો છે.

પોતાના ચ્હેરાની કે પોતાના શરીરનું જે નામ પાડવામાં આવ્યું છે તેની ઓળખાણ તે ખરી પોતાની ઓળખાણ નથી, પણ જેને મનુષ્ય કહેવામાં આવે છે. તે વસ્તુ કેટલા તત્વોની બનેલી છે, તે તત્વોના જુદા જુદા સ્વભાવો કેવા છે, તેનું મિશ્રણ કેમ થયું છે અને તે છુટા કેમ પડે છે, તેનો વિચાર મનન કરી તે તત્ત્વોને ખરી રીતે ઓળખે તેજ પોતે પોતાને ઓળખી શકે છે. આ શક્તિથીજ મનુષ્ય, પશુ વર્ગથી જુદો પડે છે. એક સુભાષિતમાં પણ કહ્યું છે કેઃ—

आहारनिद्राभयमैथुनानि । सामान्यमेतत्पशुभिर्नराणाम् ॥
ज्ञानं विशेषःखलु मानवानां । ज्ञानेन हीनाः पशवो मनुष्याः ॥ १ ॥

અર્થઃ—ખોરાક લેવો, ઉંઘવું, બીવું અને વિષય ભોગવવા એ સર્વ માણસ અને પશુઓમાં સામાન્ય છે; તેથી માણસ અને પશુનો ભેદ પડતો નથી. માણસને પશુથી જુદો પાડનાર માત્ર જ્ઞાનજ છે. એ જ્ઞાન જે માણસમા ન હોય તે માણસ પણ જનાવરજ સમજવો. આમાં કહેલા જ્ઞાન શબ્દનો અર્થ માત્ર ચોપડીઓ વાંચી પરીક્ષાઓ પસાર કરી ડીગ્રીઓ મેળવવી એજ નથી; પણ કૃત્યાકૃત્યનો અને સત્યાસત્યનો નિર્ણય કરવા મનન કરી પોતે પોતાને ઓળખવું તેજ છે. આપણે જેને માણસ તરીકે ઓળખીએ છીએ તે વસ્તુ મુખ્ય બે તત્વોની બનેલી છે. જડ અને ચેતન. શરીર અને શરીરના અવયવો તથા ઇંદ્રિયો જે આપણી દૃષ્ટિગોચર થાય છે તે સર્વ જડ છે; અને બીજું ચેતન—આત્મતત્વ કે જે દૃષ્ટિગોચર થતું નથી પણ શરીરની સર્વ ક્રિયાઓનું અધિષ્ઠાતા તેજ છે. તેની સત્તાથીજ આ શરીર હલન ચલન, ખાનપાન, શ્વાસોશ્વાસ, જોવું, સાંભળવું, વગેરે સર્વ ક્રિયાઓ કરી શકે છે. તેના પ્રકાશથીજ

ઇંદ્રિયો પ્રકાશે છે, તેના પ્રભાવથીજ મન જાણી શકે છે, અને બુદ્ધિ નિશ્ચય કરી શકે છે. જ્ઞાનતંતુઓ અને મજ્જાતંતુઓ પણ તેના અસ્તિત્વમાંજ કાર્યકર થઇ શકે છે. તે તત્વ મુખ્ય છે, શાશ્વત છે, અમર છે, જ્ઞાન અને આનંદમય છે. આ બે તત્વની સંયુક્ત દશામાંજ માણસને માણસ તરીકે ઓળખાએ છીએ. વિભકત દશામા એટલે કે, આ દેહમાથી આત્મા નીકળી જાય ત્યારે તેને આપણે માણુસ તરીકે નહિ પણ માણુસના શબ--મુડદા તરીકે ઓળખીએ છીએ.

આ પ્રમાણે મનુષ્ય શબ્દનું પૃથક્કરણ કરતાં આત્મા અને અનાત્મા અથવા દેહ અને ચેતન એ બે તત્વો ઉપસ્થિત થાય છે. દેહનું પણ પૃથક્કરણ કરીએ તો દેહના બાહ્ય અને અભ્યંતર અવયવોનો સમુદાય, ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ તત્વોની ઉપસ્થિતિ થાય છે. ટુંકામાં દેહ, ઈંદ્રિય, મન, બુદ્ધિ અને આત્મા એ બધી વસ્તુના સમુદાયને માણુસ કહી શકીશું. અર્થાત્ ઇંદ્રિયોથી બાહ્ય વસ્તુઓનો અનુભવ કરી, મનથી અનુભવેલી વસ્તુઓની તુલના કરી, બુદ્ધિથી તેની સત્યાસત્યતાનો નિર્ણય કરી, આત્મભાવથી સદ્વસ્તુમાં સ્થિર રહી દેહથી પોતાને અને સમાજને ઐહિક અને પારલૌકિક હિત થાય એવું કર્તવ્ય બજાવે તે મનુષ્ય.

### કર્તવ્ય એટલે શું ?

ચાલુ વિષયનો બીજો અંશ કર્તવ્ય છે. 'कृ' ધાતુ અને તવ્ય પ્રત્યયથી કર્તવ્ય શબ્દ બનેલો છે. "कर्तुं योग्यं कर्तव्यं" એટલે કરવાને યોગ્ય તેજ કર્તવ્ય પરંતુ યોગ્ય શું હોઇ શકે તે નક્કી કરવું મુશ્કેલ છે. 'मुंडे मुंडे मतिर्भिन्ना' એ વાક્યાનુસાર એકને

યોગ્ય લાગે તેજ બીજાને અયોગ્ય લાગે. એકને દાન દેવું યોગ્ય લાગે છે ત્યારે બીજાને ધન સંચય કરવો યોગ્ય લાગે છે. એક માણસ સાચું બોલવું યોગ્ય ધારે છે, ત્યારે બીજો જૂઠ, પ્રપંચ કરીને પૈસો મેળવવો યોગ્ય ધારે છે. એક માણસ બીજાનું હિત કરવું તે કર્તવ્ય સમજે છે ત્યારે બીજો માણસ બીજાઓનું અહિત કરીને પણ પોતાનો સ્વાર્થ સાધવો તેજ કર્તવ્ય માને છે. ધર્મશાસ્ત્રોને આધારે પણ યોગ્યાયોગ્યતાનો નિર્ણય થવો મુશ્કેલ છે. એક ઠેકાણે ખરુંજ કહ્યું છે કે "श्रुतिर्विभिन्ना स्मृतयो विभिन्ना। नैको मुनिर्यस्य वचः प्रमाणम्" અર્થાત્ શ્રુતિઓ જુદી જુદી છે અને સ્મૃતિઓ પણ જુદી જુદી છે. ઋષિઓના વચનો પણ જુદા જુદા છે. કોઇ ભક્તિને ધર્મ માને છે તો કોઇ ઉપાસનાને ધર્મ માને છે. કોઇ ક્રિયાનેજ પ્રધાન માને છે ત્યારે કોઇ તત્વજ્ઞાનનેજ મોક્ષનું સાધન માને છે. કોઇ ખાવું પીવું અને મનને પ્રસન્ન રાખવું એજ જીવનલક્ષ્ય ગણે છે, ત્યારે કોઇ ભોગોનો ત્યાગ કરી ઇંદ્રિયદમન કરવું તેને ધર્મ માને છે.

આમ જુદા જુદા શાસ્ત્રવચનોની ભિન્નતાને લીધે તેનાથી પણ યોગ્યાયોગ્યતાનો નિર્ણય થઇ શકતો નથી. ત્યારે જુદી જુદી પ્રજાઓના ચાલ્યા આવતા રીતરિવાજથી પણ શું નિર્ણય થઇ શકે? નહિ. દેશદેશની પ્રજાઓ અને કોમકોમના રીતરિવાજો ઘણી વખત એક બીજાથી નિરાળા અને તદ્દન ઉલટા હોય છે. રંગુન તરફના લોકોમાં કન્યાને બદલે વર સાસરે જાય છે. સ્ત્રી ઘર બહારનું અને પુરૂષ ઘરની અંદરનું કામ કરે છે. એબીસીનીયા કે બીજા દેશના રાજાને ઠેશ વાગે અને તે પડી જાય કે લપસી જાય, તો તેની સાથેના

માણસોને પણ તેમ કરવું પડે છે. કેમકે તે દેશનો એવો રિવાજ છે. એક દેશમાં કન્યા વરને દંડાનો માર મારે છે અને તે જો મુંગે મોઢે સહન કરે તોજ તે તેને પરણે છે, આ રિવાજો તેમને યોગ્ય લાગે છે ત્યારે આપણને અયોગ્ય લાગે છે. ત્યારે યોગ્ય શું અને અયોગ્ય શું? તે કેમ નક્કી કરવું?

**यद्यदाचरति श्रेष्ठ—स्तत्तदेवेतरो जनः**
**स यत्प्रमाणं कुरुते । लोक स्तदनुवर्तते ॥ १ ॥**

ગીતાના આ શ્લોકમાં શ્રેષ્ઠ પુરૂષો જે આચાર પાળે તેનું અનુકરણ બીજાઓએ કરવું અર્થાત્ શ્રેષ્ઠ જનોનું આચરણ યોગ્ય અને તેથી વિરૂદ્ધ અયોગ્ય. આમ યોગ્યાયોગ્યતાનો ખુલાસો કર્યો છે. પણ તેમાં શ્રેષ્ઠ કોણ એ સવાલ ઉભોજ રહે છે. જુદા જુદા દેશો, જુદી જુદી કોમો અને જુદા જુદા ધર્મો ભિન્ન ભિન્ન વ્યકિતઓને આદર્શરૂપ શ્રેષ્ઠ તરીકે ગણે છે. તો તે બધાની એકતા કયે રસ્તે થાય તેનો નિર્ણય કરવાનું કામ દરેકની ન્યાયબુદ્ધિને કે વિવેકબુદ્ધિને સોંપ્યા વિના બીજો રસ્તો નથી. "**महाजनो येन गतः स पन्थाः**" અર્થાત્ મોટા પુરૂષો જે માર્ગે ચાલ્યા છે તેજ પન્થ અથવા માર્ગ એમ માનીએ તો પણ મહાપુરૂષો કોણ અને તેઓ કયે માર્ગે ચાલ્યા છે એ જાણવાનું બાકી રહે છે. "**मनस्येकं वचस्येकं कार्ये चैकं महात्मनाम्**" એ સૂત્ર અનુસાર જેના મનમાં, વચનમાં અને કાર્યમાં એકતા છે, વિચાર પ્રમાણે ભાષણ, અને ભાષણ પ્રમાણે જેનું વર્તન છે, તે મહાપુરૂષ—મહાત્મા તરીકે ગણી શકાય એવા પુરૂષો બીજા આત્માઓને પોતા તુલ્ય માને છે; દોલત અને પ્રાણને ભોગે પણ અસત્ય બોલતા નથી. પરધન પથ્થર તુલ્ય ગણે છે.

પ્રામાણિકતા અને ન્યાયની મર્યાદાને કદી પણ ઉલ્લંઘતા નથી. બીજાને દુઃખે દુઃખી અને બીજાને સુખે સુખી. પરોપકાર કરવા માટે પોતાની માની લીધેલી સર્વ વસ્તુનો ત્યાગ કરે છે, આખા દેશને પોતાનું કુટુંબ માને છે. સમાજસેવા, દેશસેવા, ધર્મસેવા, કે આત્મસેવાનું કઠિન વ્રત ગ્રહણ કરી યથાવત્ પાલન કરે છે. મહાપુરૂષોના આ વર્તનને પંથ અથવા માર્ગ કહી શકાય અને તે માર્ગ કોઇ પણ દેશ કે કોઇ પણ સમાજને અયોગ્ય નહી જણાય કિન્તુ યોગ્યજ જણાશે. તેથી તે સઘળું વર્તન કરવા--આચરવા યોગ્ય હોવાથી કર્તવ્ય તરીકે ગણી શકાય.

## કર્તવ્યનું પ્રયોજન

દેશની, સમાજની ચડતી પડતીનો આધાર કર્ત્તવ્યપરાયણ મનુષ્યોની હાજરી અને ગેરહાજરી ઉપર રહેલો છે. અર્થાત્ જે દેશમાં અને સમાજમાં કર્ત્તવ્યપરાયણ મનુષ્યોની સંખ્યા વધારે હોય છે તે દેશ અને સમાજની ચડતી સમજવી અને કર્ત્તવ્ય પરાયણ મનુષ્યોની સંખ્યા અલ્પ હોય તે દેશની પડતી સમજવી. એક વખત આ દેશ ઉન્નતિની ટોચે પહોંચેલો હતો ત્યારે કર્ત્તવ્ય પરાયણ મનુષ્યોની સંખ્યા પુષ્કળ હતી, આજે હિંદની હાલત નબળી દેખાય છે. એક વિદ્વાને હિંદને માટે ગણત્રી કરી છે.

### મનહર છંદ.

ત્રીસ ક્રોડ માણસની, વસ્તીથી ભરેલું આર્ય;
અર્ધ ગણાગણ્યા તેમાં, બેસીને ખાનારી છે.
ત્રણ કરોડ બાળ જેના, મુખમાંથી લાળ પડે;
અપ્ કરોડ અંધને, અપંગ તો લાગારી છે.
સવા કરોડ વૃદ્ધ છે, આશક્ત કામ વગરના;
સવા કરોડ બોજારૂપ, બાવા ભિખારી છે.

એદી કેદી નટ જટ, ગાંડા ને ગમાર જતાં,
માત્ર બે કરોડ, મહા-સુખ ધંધાદારી છે.

૩૦ કરોડ માણસમાં અર્ધો ભાગ સ્ત્રીઓનો તે ઘણે ભાગે અભણ, અશકત ધણીને બોજારૂપ હોય છે. આ પ્રસંગે એક બેરીસ્ટરની સ્ત્રીનો દાખલો યાદ આવે છે રેલવેમાં મુસાફરી કરતા એક બેરીસ્ટરને રસ્તામાં કોઇ સ્ટેશને તેના મિત્રે પોતાને ત્યાં ઉતરવાનો આગ્રહ કર્યો આમંત્રણને માન આપી બેરીસ્ટર ત્યાં ઉતર્યા ને પોતાના મિત્રને કહ્યુ કે, સામાનના પાંચ દાગીનાનું લગેજ કર્યું છે, તે ઉતારો. મિત્રે તપાસ કરી તો તેના નામના ચાર દાગીના જોવામાં આવ્યા. પાંચમો દાગીનો ન મળ્યો ઘણી તપાસ કરતાં છેવટે બેરીસ્ટરની પાસે આ ની પાંચમો દાગીનો ન મળવાનું જણાવ્યુ. ત્યારે બેરીસ્ટરે સ્ત્રીઓના ડબા પાસે આવીને પોતાના મિત્રને જણાવ્યું, કે જો આ પાંચમો દાગીનો ! મિત્રે કહ્યું કે એ તો તમારા સ્ત્રી છે. બેરીસ્ટરે કહ્યુ એ સ્ત્રીને બેસવા ઉઠવાની તેમજ ચડવા ઉતરવાની કાંઈ ખબર નથી કોઇ ઉતારે તોજ ઉતરે, ને બેસારે ત્યારેજ બેસે. મુસાફરીમા ભાર રૂપજ ગણાય એ સ્ત્રી સામાનના એક દાગીના જેવીજ ગણાય. જ્યાં સ્ત્રીઓને કેળવણી આપવામાં નથી આવતી ત્યાં ઘણે ભાગે આવી સ્ત્રીઓ હોય છે. તેથી દેશનું અરધું અંગ પક્ષઘાતની પેઠે નકામા જેવું છે ર કરોડ કમાવનારા અને ૨૮ કરોડ ખાનાર ! એક એક માણુસને ૧૪ ચૌદ માણસનું ભરણ પોષણ કરવું પડે તેની સ્થિતિ કેવી હોય ? ર કરોડ ધંધાદારીઓની પણ આવક બીજા દેશો જેટલી હોય તો હજી પણ સારી સ્થિતિ રહે, પણ હિંદીઓની આવક બધા દેશો કરતાં ઉતરતી છે. તે નીચેના કોષ્ટકથી જણાશે.

| | | |
|---|---|---|
| આસ્ટ્રેલિયામાં જણદીઠ વાર્ષિક આવક | રૂ. | ૬૬૬ |
| ઈંગ્લાંડમાં | ,, | ૬૧૫ |
| સ્કોટલાંડમાં | ,, | ૪૮૦ |
| અમેરીકામાં | ,, | ૪૦૦ |
| કેનેડામાં | ,, | ૩૯૦ |
| ફ્રાંસમાં | ,, | ૩૮૫ |
| આયર્લાંડમાં | ,, | ૩૪૦ |
| રૂશિયામાં | ,, | ૧૦૫ |
| તુર્કસ્તાનમાં | ,, | ૬૯ |
| હિંદુસ્તાનમાં | ,, | ૩૦ |

આ આંકડા ઉપરથી જણાશે કે હિંદુસ્થાનમાં એક માણસની માસિક આવક રૂ. રાા ની થઈ. તેના ઉપર જીવન વ્યવહાર ચલાવનારની બાહ્ય અને આંતરિક સ્થિતિ કેવી હોય! તે સહેજ જાણી શકાય તેવું છે.

જોકે આપણું મુખ્ય સાધ્ય આત્મિક ઉન્નતિ અને પરમ પુરૂષાર્થ મોક્ષ હોવો જોઇએ. પણ તે સાધ્યની છેલ્લી ડીગ્રી છે. યોગ્યતા સિવાય અને ઉંચી ડીગ્રીએ પહોંચ્યા સિવાય અંતિમ સાધ્ય પ્રાપ્ત થઈ શકે નહિ તેથી આર્થિક, સામાજીક, નૈતિક, અભ્યુદયની પણ જરૂર છે.

અર્થશાસ્ત્રી ગાઇડ કહે છે કેઃ—Moral, social, economic and political progress follow along parallel lines, અર્થાત નૈતિક, સામાજીક, આર્થિક, અને રાજકીય ઉન્નતિ એકજ લાઇનમાં સાથે સાથે ચાલે છે. એકના અસ્તિત્વમાંજ બીજાનું

અસ્તિત્વ થાય છે. "शनैः पन्थाः शनैः कन्था," અર્થાત્ ધીમે ધીમે માર્ગ કપાય છે. પગથીએ પગથીએ ઉંચે ચડાય છે થોડે થોડે કર્ત્તવ્યનું પુનઃસ્થાપન કરવામાં આવે, તો દેશની અધોગતિ દૂર થવાની સાથે નૈતિક ધાર્મિક અને આત્મિક સામ્રાજ્યનો પુનઃ અભિષેક થાય એટલા માટે કર્તવ્યની જરૂર છે ટુંકામાં નૈતિક સામાજીક અને ધાર્મિક અભ્યુદય એ કર્ત્તવ્યનું પ્રયોજન છે.

## શરીરનું કર્તવ્ય.

ગૃહસ્થો ! મનુષ્યનું પૃથક્કરણ કરતાં આપણે જોયું કે શરીર ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને આત્મા એટલા બધા મનુષ્યના અંગો છે. તેમાં પ્રથમ શરીર છે તેનું શું કર્તવ્ય છે, તેનો આપણે વિચાર કરીએ.

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन
दानेन पाणिर्नतु कङ्कणेन
विभाति कायः करुणापराणां
परोपकारै र्नतु चन्दनेन ॥ १ ॥

આ સુભાષિતમાં કહ્યા પ્રમાણે અનાથ અને નિરાધાર પ્રાણીઓના દુઃખ દૂર કરવાને કરૂણામય બની પરોપકાર કરવો તેથીજ શરીર શોભે છે. ચંદનના વિલેપનથી કે જરીયાન વસ્ત્રો અને અલંકારોથી શરીર શોભતું નથી. હિંસા, અસત્ય, ચોરી અને વિષયાસકિત આ ચાર કાયિક પાપોથી નિવૃત્ત થવું; અહિંસા, સત્ય, પ્રામાણિકતા, અસ્તેય અને બ્રહ્મચર્યનું પાલન કરવું એ આ શરીરનું સામાન્ય કર્ત્તવ્ય છે. મનુષ્યનું શરીર બધા પ્રાણીઓના શરીર કરતાં ઉત્તમ ગણાય છે. પરમ પુરૂષાર્થ મોક્ષની સંપત્તિ માત્ર

મનુષ્યના શરીરથીજ થઇ શકે છે. ધર્મ અને શ્રેયનું ઉત્તમોત્તમ સાધન માત્ર મનુષ્ય દેહજ છે. તે વિષય સેવન કે મોજશોખને માટે વાપરવાને નથી; દેશસેવા, સમાજસેવા, ધર્મસેવા અને આત્મસેવા બજાવવાને માટે છે. ચાર સેવામાંની કોઇ પણ સેવા બજાવવી એ શરીરનો મુખ્ય ધર્મ છે. જુગાર, શિકાર, અફીણ, ચા, તમાકુ વગેરે વ્યસનો શરીરને સેવાધર્મથી પતિત કરનારા છે; એટલુંજ નહીં પણ તે ઐહિક પાયમાલી કરવાની સાથે અધોગતિ આપનારા છે. તેથી આવા વ્યસનોથી અલગ રહેવામાંજ શારીરિક કર્ત્તવ્ય બજાવી શકાય છે. પૈસાની છત અને નિવૃત્તિ--આલસ્યની સાથે આ વ્યસનોનો સિધ્ધો સંબંધ થાય છે; અર્થાત્ કામ વગરના, પૈસાવાળા માણસને આ વ્યસનોનો ચેપ તુરતજ લાગુ પડે છે. અને તે ચેપ લાગ્યા પછી દૂર કરવો મુશ્કેલ થઇ પડે છે. " प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् " કાદવમાં હાથ બગાડી પછી ધોવુ તેના કરતાં પ્રથમથી કાદવનો સ્પર્શજ ન કરવો એ વધારે સારૂં છે. તેમ હાનિકારક વ્યસનોનો ચેપ કોઇ પણ રીતે શરીરને લાગવા દેવા નહી એજ ડહાપણ ભરેલું ગણાય.

## સેવાધર્મ.

સેવાધર્મ એ એક એવો સાધારણ ધર્મ છે કે તે એક સાધારણ ગરીબ સ્થિતિના માણસથી પણ પાળી શકાય છે. આ ધર્મ બજાવવામાં લક્ષ્મીના ઢગલાની જરૂર પડતી નથી; પણ સારાઇની જરૂર પડે છે. મોટી મોટી વાતો કરનારા આડંબરી માણસોથી આ ધર્મનું પાલન થઇ શકતું નથી; પણ મુંગે મોઢે યોગ્ય કાર્ય કરનારાઓથીજ પાળી શકાય છે. આ ધર્મ પાળનારાએ મોજશોખનાં સાધનોને તિલાંજલી આપવી જોઇએ. યથાર્થમાંજ

સ્વાર્થ સમજવો જોઇએ. પોતાના સ્વાર્થને ભોગે દેશ, સમાજ કે ધર્મનું હિત બજાવવું જોઇએ. દેહથી જન્મેલા પુત્રનેજ પુત્ર તરીકે નહીં પણ દેશના કે સમાજના સર્વ માણસોને પુત્રવત્ ગણવા જોઇએ. ન્યાયના માર્ગમાં અડગ--અચલ રહેવું જોઇએ.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्ठम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥ १ ॥

અર્થાત્ નિન્દા કે સ્તુતિ, લાભ કે અલાભ તેની કશી પણ દરકાર રાખ્યા વિના મરણાંત કષ્ટ લગી પણ ધીર પુરૂષો ન્યાયના માર્ગમાંથી પાછા હઠતા નથી. લોકાપવાદનો પણ તેમને ભય હોતો નથી.

सर्वथा स्वहितमाचरणीयं ।
किं करिष्यति जनो बहुजल्पः ॥
विद्यते नहि स कश्चिदुपायः ।
सर्वलोकपरितोषकरो यः ॥ १ ॥

દુનીઆના સર્વ લોકોની પ્રસન્નતા મેળવવાનો કોઇ માર્ગ નથી. દુનીઆને ઠંડુ પણ ગમતું નથી અને ગરમ પણ ગમતું નથી. એક વિદ્વાને દુનીઆની દોરંગીનું ચિત્ર આપનાર કાવ્ય બનાવ્યું છે તે અહીં અસ્થાને નહી ગણાય.

રંગીકો નારંગી કહેવે, આતીકો કહે નાવ;
ચલતી કો કહે ગાડી, એસી દુનીયા આડી;
મીઠેકો બુરા કહેવે, ખારેકો મીઠા કહેવે;
વાઢીકો કહે પાળી, એસી દુનીયા આડી;
પાળીકો કહે વાઢી, કરનેકો નોકર કહે;
સાપ્રીજા રહે ગંદી, એસી દુનીયા અંધી. ॥ ૧ ॥

અર્થ:—ભપકાદાર રંગવાળી ચીજને દુનીઆ નારંગી કહી બોલાવે છે. ના–રંગી શબ્દ પ્રમાણે જેનો રંગ ન હોય તેને નારંગી કહેવી જોઇએ. જે વસ્તુ આવતી ન હોય તેને ન—આવ (નાવ) કહેવી જોઇએ, પણ લોકો પાણીમાં પંથ કાપતી હોડીને નાવ કહે છે. સ્થિર વસ્તુને ગાડી કહેવી જોઇએ તેને બદલે ઝડપથી ચાલતી ટ્રેનને દુનીયા ગાડી કહે છે. જેનો સ્વાદ મીઠો છે તેવા સાકરના ભૂકાને ખુરું કહે છે; અને તેથી વિપરીત જેનો સ્વાદ ખારો છે તેને મીઠું કહે છે. જેની ધારમાં છેદન કરવાનો–વાઢવા કાપવાનો ગુણ છે તેને પાળી કહે છે; અને જેમાં રહેલી વસ્તુ શરીરનું પાળણપોષણ કરે તેને વાઢી કહે છે. જે કામ કરે છે તેને નોકર કહે છે, જે વસ્તુ મલીન ગંદી સ્પર્શ કરવાને પણ અયોગ્ય તેવા ચલમની ઉપર વીંટવાના કપડાના કકડાને સાફી કહે છે. ખરેખર, આ દોરંગી દુનીયાંનુ રમુજી ચિત્ર છે.

દેશસેવકો, સમાજ સેવકો અને ધર્મ સેવકો, જે કાંઇ સેવા બજાવે તે દુનીયાને દેખાડવાની ખાતર કે દુનીયા પાસેથી વાહવાહનો અવાજ સાંભળવા માટે નહી. પણ પોતાનું કર્ત્તવ્ય બજાવવા માટેજ, તેથી દુનીયા શું બોલે છે એ સાંભળવાની તેઓને જરૂર રહેતી નથી. જો કે, પોતાના કાર્યની યોગ્યાયોગ્યતાનો ફેંસલો જેમની પોતાની બુદ્ધિથી થઇ શકે નહી તેમને પોતાના કાર્ય માટે દુનીયાનો શો અભિપ્રાય છે તે જાણવાની જરૂર રહે છે; પણ પક્વ બુદ્ધિવાળા અને પૂરી સમજવાળા સેવકોને તેની જરૂર રહેતી નથી "मनःपूत समाचरेत्" એ નિયમ પ્રમાણે વિશુદ્ધ થયેલા પોતાના મનને પૂછીને જે યોગ્ય હોય તેજ કાર્ય તેઓ કરે છે.

## ઇંદ્રિયો અને મનનું કર્ત્તવ્ય

મનુષ્યનું બીજું અંગ ઇંદ્રિયો અને મન છે. સામાન્ય રીતે ઇંદ્રિયોથી જોવું, સાંભળવું, ચાખવું સુંઘવું અને સ્પર્શ કરવો તથા મનથી વિચાર કરવાનું કામ કરવામાં આવે છે. અને તે કામ સેવાધર્મ એ બાહ્ય કર્ત્તવ્યમાં સહાય થાય છે. પણ તે કામ જો કર્ત્તવ્ય રૂપે ન હોય તો ઉપકારકને બદલે અપકારક થાય છે આગળ કહેવાઇ ગયું છે કે કરવાને યોગ્ય તે જ કર્ત્તવ્ય. જોવું, સાંભળવું વગેરે ઇંદ્રિયવિજ્ઞાનમાં પણ યોગ્યાયોગ્યતાનું પૃથક્કરણ કરવું જરૂરનું છે. મિત્રને જોવું અને દુશ્મનને જોવું, પ્રેમથી જોવું અને વિષયબુદ્ધિથી જોવું એમાં જોવાની ક્રિયા એક સરખી છે પણ પરિણામમાં બહુ તફાવત છે મિત્રભાવથી જોવું એ યોગ્ય છે પણ દુશ્મનભાવથી જોવું તે ઉચિત નથી. પ્રેમથી જોવું તે ઠીક પણ કોઇની સ્ત્રી તરફ વિષય બુદ્ધિથી જોવું તે અયોગ્ય છે. નિર્દોષ ઉપર ક્રૂર દૃષ્ટિ કરવી કે ગુસ્સાની નજરથી જોવું તે અયોગ્ય છે. સાંભળવામાં પણ તેવોજ વિવેક રાખવો જોઇએ. કોઇની નિંદા થતી હોય, ગામગપ્પા ચાલતા હોય વ્યર્થ બકવાદ કે તકરાર થતી હોય, અસત્ ઉપદેશ અપ તો હોય તો તે સાંભળવામાં કાનનો ઉપયોગ કરવો તે ઉચિત નથી. શાસ્ત્રીય તત્ત્વોનો સદુપદેશ સાંભળવો તે કાનનું કર્ત્તવ્ય છે. અસત્ય, અપ્રિય, અપથ્ય અમિત, મર્મવેધક, ક્લેશકારક વચનો બોલવાં તે અકર્ત્તવ્ય છે. હિતકારક, મિત, પથ્ય, પ્રિય, સત્ય વચનો બોલવાં તે જીભનુ ઉચિત કાય ગણાય; તેમજ કોઇને ગાળો દવી, મશ્કરી કરવી કે વચનોના ઘા મારવા તે જીભનું અકાર્ય છે, ત્યારે સદ્બોધ આપવો, સાચી સલાહ દેવી, આવકાર આપવો અને આશ્વાસન દેવુ એ જીભનું યોગ્ય કાર્ય છે. સુગન્ધના શોખીન થઇને પરોપકારમાં ખર્ચવાનું દ્રવ્ય કીમતી

તેલોમાં-અત્તરમાં ખર્ચો નાંખવું એ ઘ્રાણેંદ્રિયનો દુરૂપયોગ છે. ગન્ધથી વસ્તુઓની પિછાન કરી અયોગ્ય-ઝેરી વસ્તુઓના સ્પર્શથી દૂર રહેવું એ ઘ્રાણેંદ્રિયનો સદુપયોગ છે વિષય ભોગવવા અને મોજશોખમાં સ્પર્શેંદ્રિયનો ઉપયોગ કરવો તે સ્પર્શેંદ્રિયનું અકર્ત્તવ્ય છે ત્યારે ગુરૂચરણ-સ્પર્શ, રોગચિકીત્સા, વસ્તુઓના ગુણ અવગુણની પિછાન અને વસ્તુઓના સ્પર્શનું વિજ્ઞાન મેળવવામાં સ્પર્શેંદ્રિયનો સદુપયોગ ગણી શકાય. કોઇનું ભુંડું ચિંતવવું, સારૂં જોઇને પ્રસન્ન ન થતાં અસૂયા—ઇર્ષા રાખવી, ખોટી કલ્પનાઓ કરવી, પાયા વગરની આશાઓ બાંધવી, અસંભાવ્ય મનોરથો કરી લાંબી લાંબી ઇચ્છા બાંધવી, તૃષ્ણાના પૂરમાં તણાવું એ બધું મનનું અકર્ત્તવ્ય છે; ત્યારે સર્વનું ભલું ચિંતવવું, બીજાને સુખી જોઇ પ્રસન્ન થવું, સર્વની સાથે મૈત્રી રાખવી, ઉદાર થવું, ક્ષમા-સહનશીલતા રાખવી, નમ્ર થવું, સંતુષ્ટ રહેવું, સરલ બનવું, કોમળ થવું, કરૂણા રાખવી, વગેરે મનનું કર્ત્તવ્ય કહી શકાય, ટુંકામાં દુનીયાના મોજશોખના પ્રવાહમાં ઇંદ્રિયોને તણાવા કે લલચાવવા ન દેતાં ઇંદ્રિયોનું દમન કરવું અને મનનો નિગ્રહ કરવો તે ઇંદ્રિયો અને મનનું કર્ત્તવ્ય છે.

## બુદ્ધિનું કર્ત્તવ્ય.

યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવાનું કામ બુદ્ધિનું છે. સ્વતંત્ર વિચારથી કે બીજાની સલાહથી, પોતાના અનુભવથી કે બીજાઓના અનુભવથી બુદ્ધિ જે નિર્ણય કરી આપે તે નિર્ણય ઉપર કર્ત્તવ્યનો પાયો નખાય છે. બુદ્ધિનો નિર્ણય ઉલટે માર્ગે થયો હોય, તો જીંદગીના સર્વ કર્ત્તવ્યની દિશા બદલાઇ જાય છે. બુદ્ધિ રેલ્વે લાઇનના સાંધા જેવી છે. સાંધા ફેરવવામાં જો જરા પણ ભૂલ

થઇ જાય છે તો ટ્રેન અવળે માર્ગે ઉતરી જાય છે અને તેથી ટ્રેનોની અથડાઅથડી થવાનો સંભવ રહે છે. એવીજ રીને નિર્ણયના સાંધામાં ફેરફાર થાય તો કર્તવ્યની ટ્રેન ઉલટે માર્ગે ચડી વિરૂધ્ધ પરિણામ નિપજાવે. એટલા માટે બુદ્ધિની શુધ્ધિ થવાની પ્રથમ જરૂર છે. શુધ્ધિ અને અશુધ્ધિ પરત્વે બુદ્ધિના બે વિભાગ પડી જાય છે. શુદ્ધબુદ્ધિ તે સુબુદ્ધિ અને અશુદ્ધબુદ્ધિ તે કુબુદ્ધિ કહેવાય છે. સુબુધ્ધિથી હમેશાં સત્ય નિર્ણય થાય છે ત્યારે કુબુધ્ધિથી અસત્યનો નિર્ણય થાય છે કુબુદ્ધિ રાખી કોઇને મારવાનો, લુંટવાનો, છેતરવાનો વિશ્વાસઘાત કરવાનો, ફસાવવાનો, પોતાનો સ્વાર્થ સાધવાનો, બીજાને દુઃખ ઉપજાવવાનો, નિશ્ચય કરવો એ બુદ્ધિનું અકર્તવ્ય છે. ત્યારે કોઇને બચાવવાનો, ન્યાય આપવાનો, બીજાનું હિત કરવાનો, પડતાને ટેકો આપવાનો, સેવા ધર્મ બજાવવાનો નિર્ણય કરવો અને તેનો માર્ગ શોધી કહાડવો—માર્ગમાં આવતાં વિઘ્નોમાંથી સહીસલામતીથી પસાર થવાની યુકિતઓ શોધી કહાડવી, નવી નવી શોધોથી જ્ઞાનનો ફેલાવો કરવો, શાસ્ત્રીય તત્વોનું પર્યાલોચન કરી ધારણા રાખવી, શિક્ષા ગ્રહણ કરવી એ બુદ્ધિનું કર્તવ્ય છે.

## શિક્ષણની શાળાઓ.

બુદ્ધિનો પાયો શિક્ષણ ઉપર છે “ **कर्मानुसारिणी बुद्धिः** ” એમ સામાન્ય રીતે કહેવાય છે; પણ ખરી અસર શિક્ષણ અને સંસ્કારોની થાય છે. સાધારણ રીતે શિક્ષણ ત્રણ ઠેકાણેથી મળી શકે છે; એટલે શિક્ષણની ત્રણ શાળાઓ છે. પહેલી શાળા ઘર છે. બીજી શાળા નિશાળો, કૉલેજો, અને પાઠશાળાઓ છે. શિક્ષણની ત્રીજી શાળા ધર્મસ્થાન છે. પ્રથમ શાળામાં શિક્ષણ શરૂ થાય છે

અથવા બીજ રોપાય છે. બીજી શાળામાં અંકુરરૂપે પ્રગટે છે અને ત્રીજી શાળામાં પરિપકવ થાય છે. બાળક ગર્ભમા હોય ત્યારથી જ માબાપોના સંસ્કારોની છાપ તેના ઉપર પડવા માડે છે. આ વખતે માતા શાસ્ત્ર વાંચનનો શોખ રાખે છે તો બાળકની બુદ્ધિમાં શાસ્ત્ર વાંચનના શોખના સંસ્કારો પડે છે અને માતા કજીઆ, કંકાશ, કલેશ, કરે છે, તો તેની અસર બાળકના મગજ ઉપર તેવી થાય છે, અને તેની બુદ્ધિમાં કલેશ, ખટપટના સંસ્કારો પડે છે. બાળક જન્મ્યા પછી જેવી સારવાર નીચે તે ઉછરે છે તે માણસના સંસ્કારો તેના ઉપર પડયા વિના રહેતા નથી. એક વિદ્વાને કહ્યુ છે કે તમે તમારા બાળકને ગુલામને હાથે સોંપશો તો એકને બદલે બે ગુલામો થશે; એક તો તે પોતે ગુલામ છે અને બીજો તેના હાથ નીચે ઉછરતો બાળક તે પણ ભવિષ્યમાં ગુલામજ થવાનો. પ્રથમ શાળામાં બાળકને સારૂં શિક્ષણ મળવાને સ્ત્રી કેળવણીની ખાસ જરૂરી જણાય છે બાળકને માતાની પાસેથી એક દિવસમાં જે જ્ઞાન મળે છે તેવું જ્ઞાન બીજી શાળામાં સો વર્ષે પણ ભાગ્યેજ મળી શકે. બાળકની ભવિષ્યની જીંદગી સુધારનાર કે બગાડનાર તેના માબાપોજ છે. આ સમયે એક દૃષ્ટાંત યાદ આવે છે. એક છોકરાનો બાપ છોકરાની નાની અવસ્થામાં ગુજરી જવાથી માતાને હાથે તેનું ભરણપોષણ થતું હતું. એક વખત તે છોકરો સરખી ઉમરના છોકરાઓમાં રમતો રમતો એક છોકરાની પાસેથી ચાક્કાનો ચોરી લાવ્યો. તેની માને પાવલી બનતી તેની માએ પ્રસન્ન થઇ શાબાશી આપી અને સારૂં ખાવાનું આપ્યું. આથી છોકરો ચોરીનું કાર્ય સારૂં છે એમ માનવા લાગ્યો અને દિવસે દિવસે તેનું મન તે માર્ગમાં જોડાવા માંડ્યું. ધીમે ધીમે ચોરીના ધંધામાં તે આગળ વધ્યો; નાની ચોરીમાંથી મોટી ચોરી કરવા લાગ્યો તેમાં તે એકવાર

પોલીસના હાથમાં સપડાઇ ગયો. ઘણી ચોરીઓનો મુદ્દામાલ તેની પાસે મળી આવવાથી તેને ફાંસીની સજા થઇ. નિર્માણ થયેલા વખત પર તેને ફાંસીના માંચડા પાસે લઇ જવામાં આવ્યો. જ્યારે તેને પૂછવામાં આવ્યું કે તારે છેવટની શું ઇચ્છા છે? ત્યારે ખાવા પીવાની કાંઈ ઇચ્છા ન દર્શાવતાં માત્ર એટલુ જ જણાવ્યું કે મારે મારી માની મુલાકાત કરવાની ઇચ્છા છે. તે ઉપરથી તેની માને ત્યાં બોલાવવામાં આવી; જ્યારે ચોરને તેની માને મળવામાટે છૂટો મુકવામાં આવ્યો ત્યારે તે એકદમ પોતાની માને વળગી પડયો અને માના નાક ઉપર બચકું ભરી નાક કરડી ખાધું. એટલામા લોકોએ વચ્ચે પડી તેને મુકાવી અને છોકરાને ધિક્કાર સાથે પૂછવા લાગ્યા કે અરે મુર્ખ! આ પ્રમાણે છેલ્લી ઘડીએ શેતાનની પેઠે પોતાની માને નાકે બચકું ભરવાનું કારણ શું? તે ચોરે ધીમે રહીને જવાબ આપ્યો કે આ પરિણામ મારી માતાએજ આણ્યું છે. જો પહેલી વખતે જ્યારે મે સૌથી નાની ચોરી કરી તે વખતે ઉત્તેજન નહીં આપતાં સખત નશીઅત આપી હોત તો હું આ દશામાં કદી આવત નહીં પણ તે વખતે ઉત્તેજન આપ્યું કે જેને લીધે છેવટે મારે આ શિક્ષા ભોગવાનો વખત આવ્યો છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભવિષ્યની જીંદગીના વર્તનનું બંધારણ બાંધવાનું ઉચ્ચતર શિક્ષણ પ્રથમ માતાજ આપી શકે છે. બાળકને દુર્ગુણોથી દૂર રાખીને સદ્દગુણી બનાવવાં એ માતાનું પ્રથમ કર્ત્તવ્ય છે. વિદ્યા મેળવવાથી જે સદ્ગુણો પ્રાપ્ત થઇ શકતા નથી તે સદ્દગુણો બાળકને તેની માતા સ્તનપાન દ્વારા રેડે છે. આર્નોલ્ડને એક બાઇએ કહ્યું કે મારા બાળકને ચાર વરસ થયા છે તો તેને શિક્ષણ આપવાનું ક્યારે શરૂ કરવું? જવાબમા તેણે

જણાવ્યું કે તમારા બાળકને શિક્ષણ લેતાં આજે ૪ વરસ ઉપરાંત થઇ ગયાં છે આ સાંભળી બાઇ વિસ્મય પામી ત્યારે આર્નોલ્ડે તેનો વિસ્તારથી ખુલાસો કર્યો કે બાળકને તેની માતાના ગર્ભમાંથી શિક્ષણ આપવાનું શરૂ થાય છે. માતા તરફથી જે શિક્ષણ મળે છે તે માનસિક શિક્ષણ છે; તેથી મન કેળવાય છે, અને હૃદય ઉપર ઉમદા સંસ્કારોની છાપ પડે છે.

## શિક્ષણની બીજી શાળા.

પ્રથમ શાળામાં પડેલા સંસ્કારો બીજી શાળામાં જાગૃત થાય છે. બીજી શાળા તે નિશાળો, સ્કુલો, પાઠશાળાઓ અને ગુરૂકુળો છે. આગળના વખતમાં વિદ્યાર્થીને ધાર્મિક શિક્ષણ અને વ્યવહારિક શિક્ષણ ગુરૂકુળમાં નિઃસ્વાર્થી ગુરૂઓ પાસેથી મળતું હતું. તેનું સ્થાન હાલમાં નિશાળો અને સ્કૂલોએ લીધું છે. સરખામણીમાં બીજા દેશો કરતાં આ દેશમાં કેળવણીની સંસ્થાઓ ઓછા પ્રમાણમાં છે જાપાનમા એવું કોઇ ગામ નથી કે જ્યાં નિશાળ ન હોય ત્યારે આ દેશમાં પાંચ ગામે એક નિશાળ છે. હિંદમાં ૨૪૪ કન્યાએ એક કન્યા શિક્ષણ લે છે ત્યારે જાપાન તથા બીજા દેશોમા તે સંખ્યા ઘણી વધારે માલુમ પડે છે. જાપાનમાં કેળવણી પછળ રૂ-૭૫ લાખનું ખર્ચ થાય છે ત્યારે હિંદમાં તેના ત્રીજા ભાગ જેટલો પણ ખર્ચ નથી વસ્તીનો પણ સાથે વિચાર કરવાનો છે. જુદા જુદા દેશોમાં જાહેર કેળવણીનો કેટલો ખર્ચ આવે છે. તેના ગાડમહાના આંકડા ઉપરથી માલુમ પડશે કે હિંદમાં તેના પ્રમાણ કેટલો ઓછો છે.

| | | |
|---|---|---|
| જર્મનીમાં જણુ દીઠ કેળવણીનો ખર્ચ | રૂ. | ૫—૭—૨ |
| ઇંગ્લાંડમાં | ,, | ૩—૦—૦ |
| સ્પેનમાં | ,, | ૧—૭-૧૧ |
| ઇટાલીમાં | ,, | ૧—૧-૧૧ |
| ફ્રાન્સમાં | ,, | ૩-૧૩-૧૧ |
| હિંદુસ્થાનમાં | ,, | ૦—૧—૦ |
| વડોદરારાજ્યમાં | ,, | ૦—૭—૦ |

## અહીંની નિશાળોનું શિક્ષણ.

અહીંની નિશાળોમાં ભાષા, ઇતિહાસ, ગણિત પદાર્થવિજ્ઞાન, ભૂમિતિ વગેરે શીખવવામાં આવે છે; પણ તેનું ફળ જોઇએ તેવું સંગીન જોવામાં આવતું નથી તેનું કારણ એ છે કે એક તો ધાર્મિક જ્ઞાનના અભાવે વિદ્યાર્થીઓમાં કોમળતા અને ધર્મવૃત્તિના ગુણો ખીલી શકતા નથી. બીજું શિક્ષકો ઉચ્ચ ચારિત્રવાળા જોઇએ તેની પણ કેટલેક અંશે ખામી છે. અહિંના પ્રાથમિક શિક્ષકોને પાચ સાત રૂપીયાના પગારમાં નિર્વાહ ન ચાલવાથી તેઓને બીજી અનેક પ્રવૃત્તિ કરી પોતાનો નિર્વાહ ચલાવવો પડે છે. ઇંગ્લાંડમાં તેથી ઉલટું છે ત્યાં પ્રાથમિક શાળાઓમાં વયોવૃદ્ધ અનુભવી અને ઉચ્ચ ચારિત્રના મોટા પગારથી માસ્તરો રોકવામાં આવે છે. તેમના ચારિત્રની અને જ્ઞાનની છાપ છોકરાઓના મગજ ઉપર બાળપણથી પડવા માંડે છે. કેળવણીનો હેતુ મગજ અને હૃદયને કેળવવાનો છે. અહીંના ઘણાએક વિદ્યાર્થીઓ પરીક્ષા પસાર કરવી અને નોકરી મેળવવી એટલોજ કેળવણીનો હેતુ સમજે છે. સ્કૂલ કે કૉલેજ છોડયા પછી તેમની વિદ્યા ટ્રૂંક કે પેટીમાંજ

પૂરાઇ જાય છે. માત્ર વિદ્યાનું મિથ્યાભિમાન અને હૃદયની શુષ્કતા પરિણામમાં રહે છે. એવા શિક્ષણમાં સંગીન સુધારો ન થાય ત્યાં સુધી સમાજ અને દેશનો ઉદ્ધાર થવો અશક્ય છે.

## શિક્ષણની ત્રીજી શાળા.

શિક્ષણની ત્રીજી શાળા ધર્મસ્થાનો છે. પહેલી બે શાળામાં શિક્ષણની જે કાંઇ ખામી રહી હોય તે પૂરી પાડી શિખર ચડાવવું એ ધર્મગુરૂનું કર્ત્તવ્ય છે. ધર્મગુરૂઓ પૈસાના લોભ કે લાલચ વગરના હોવા જોઇએ. સમાજ, દેશ અને આત્માનો ઉદ્ધાર જે દિશાએ થાય તે દિશા તેમના ઉપદેશની હોવી જોઇએ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, કદાગ્રહ, કુસંપ, ઇર્ષા, ઝેરવેર, પરસ્પર મારામારી, નિંદા વગેરે શ્રોતાઓના માનસિક દર્દો દૂર કરવાને અસરકારક દવા તેમની પાસેથી મળવી જોઇએ. જુલમથી ધર્મ મનાવવાને બદલે યુક્તિપૂર્વક સમજુતિથી શ્રોતાઓના મનમાં ધર્મની છાપ પાડવી જોઇએ શ્રોતાઓની દૃષ્ટિ વિશાળ થાય, હૃદય મૃદુ બને, ભ્રાતૃભાવ અને પ્રેમભાવનું સિંચન થાય અને એકતાની ગાંઠથી જોડાય તેવો પ્રયત્ન ધર્મગુરૂઓનો હોવો જોઇએ. તેમ બને તો આ દેશમાં કર્ત્તવ્યનું સામ્રાજ્ય પુનઃ સ્થાપિત થાય અને અવનતિ દૂર નાસી જાય; પણ વર્તમાનમાં તે આશા હજી બહુ દૂર જણાય છે. કેમકે ધર્મની શાખાઓ અને સંપ્રદાયો એકલા હિંદુસ્તાનમાં લગભગ ૩૦૦૦ છે અને તે બધાની કાર્ય કરવાની દિશા જુદી જુદી જણાય છે. એકએકનું ખંડન કરવું તે તેમનો મુખ્ય ધંધો થઇ પડ્યો છે. આવી સ્થિતિમાં લોકોનાજ હૃદય પ્રેમાળ અને દેશદાઝવાળાં બને અને બુદ્ધિ કર્ત્તવ્યપરાયણ બને તોજ ઉદયની આશા રાખી શકાય.

## આત્માનું કર્ત્તવ્ય

મનુષ્યનું મુખ્ય અથવા છેલ્લું અંગ આત્મા છે. તેનું કર્ત્તવ્ય શું છે તેજ માત્ર સમજાવવાનું બાકી રહે છે. અત્યાર સુધી જણાવેલાં સર્વ કર્ત્તવ્યોનું અને ત્રણે શાળાઓના શિક્ષણનું પરિણામ આત્માને માટેજ હોવું જોઇએ. આત્માનો સ્વભાવ ઉચ્ચગામી છે; પણ બુદ્ધિ મન અને ઇંદ્રિયો પોતાના કર્ત્તવ્યમાંથી વિરૂદ્ધ દિશાએ જતાં હોય તો તે આત્માને પણ ઉન્માગગામી બનાવી દે છે અને તે આત્માનું અકર્ત્તવ્ય છે. ઉન્મત્ત ઇદ્રિયો અને મનમાં ઉન્માદ ભરેલા પ્રવાહમાં આત્માને તણાવા ન દેતાં શાંતિ અને સમાધિભાવમાં રહી જ્ઞાન અને વિદ્યા વિલાસમાં નિમગ્ન થઇ આનંદમાં રમણ કરવું, દુઃખના ગમે તેટલાં સાધનો ઉપસ્થિત થતાં પણ દુઃખી અને દિલગીર ન થવુ, ધીરજને ન ગુમાવતાં નિશ્ચય ભાવમાં રહેવું એ આત્માનું કર્ત્તવ્ય છે.

## ઉપસંહાર.

આજના વિષયમાં મનુષ્યનાં અંગોનું પૃથક્કરણ કરી તે દરેક અંગનુ કર્ત્તવ્ય અને અકર્ત્તવ્ય સમજાવવામાં આવ્યું છે. જે જે અંગનું અકર્ત્તવ્ય બતાવવામાં આવ્યું છે તે દરેક જણે દૂર કરવું જોઇએ અને કર્ત્તવ્ય બજાવવું જોઇએ; અખંડપણે સમજણપૂર્વક જો મનુષ્ય-કર્ત્તવ્ય પૂરેપૂરૂં બજાવવામાં આવે તો મનુષ્યનું જીવન ઉચ્ચતર બને અને ઐહિક તથા પારલૌકિક સુખનો માર્ગ તેમના માટે ખુલ્લો થાય એ નિઃશંક છે.

ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ ! ! !

---

# વ્યાખ્યાન ૪થું.

## સ્થલ—કઠોર, તા૦ ૩-૫-૧૪ ને રોજ.

## વિષય—કર્તવ્ય.

બંધુઓ ! આજનો વિષય કર્તવ્યનો છે આ વિષય જેટલો વિસ્તૃત છે તેટલો ગંભીર છે; જેટલો આદરણીય છે તેટલોજ આચરણીય છે. આ પૃથ્વી ઉપર ખોરાક ન હોય તો તેના વિના ચાર આઠ દિવસ ચલાવી શકાય પણ કર્તવ્ય ન હોય તો એક ઘડી પણ ચાલી શકે નહી. તેના વિના સમાજ અને સંપ્રદાયો, દેશ અને ગામો, એ સર્વે અસ્તવ્યસ્ત બની જાય વ્યકિતને તેમજ સમાજને તે વિષય એક સરખી રીતે ઉપયોગી છે. દરેક માણસે કર્તવ્યના ધ્વનિને પોતાના પવિત્ર અંતઃકરણમા અવકાશ આપવો જોઇએ. સભાઓ, સમાજો, ધર્મસ્થાનો અને નિવાસમંદિરો કર્તવ્યની ગર્જનાથી વ્યાપ્ત થવા જોઇએ. એટલુંજ નહી પણ દરેક કૃતિની સાથે કર્તવ્યનો સમાગમ થવો જોઇએ. કર્તવ્યના વિષયની સાબીત થએલી મહત્તા સર્વત્ર વિદિત હોવાથી તે વિષય પરત્વે કંઇક બોલવાની મારા અંતરમા પ્રેરણા થઇ છે. અસ્તુ.

### કર્તવ્ય શબ્દાર્થ.

કર્તવ્યનું સ્વરૂપ સમજવા માટે કર્તવ્ય શબ્દના મૂળ અર્થને તપાસીએ. અજાણ્યા શહેરમાં કોઇનું ઘર જાણવું હોય તો પ્રથમ બજાર-મહોલો કે લત્તો જાણવામાં આવ્યો હોય તો પછી ઘર તરત મળી આવે છે. તેમ કર્તવ્યરૂપ ઘરમાં પ્રવેશ કરવા માટે

તેના પડોશી કાર્ય અને પ્રયત્ન શબ્દ તરફ આપનું લક્ષ ખેંચવાની જરૂર પડે છે જડ કે ચેતનમાં જે કંઇ સ્ફુરણા—હલન ચલન થાય તેને આપણે ક્રિયા કહીએ છીયે. વૃક્ષો શ્વાસ લે છે, જમીનમાંથી પાણી અને પોતાનો ખોરાક ખેંચે છે પાણી ઉછળે છે, નદીનો પ્રવાહ ચાલે છે, વાદળાંઓ એક સ્થાનેથી બીજે સ્થાને જાય છે, સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, પવન વાય છે, દરેક પ્રાણી હાલે ચાલે છે. આ બધી સ્ફુરણાનો સમાવેશ ક્રિયાકોટિમાં થાય છે સ્ફુરણાની બીજી કિંથી પ્રયત્ન છે. 'प्रकृष्टो यत्नः प्रयत्नः' 'इष्टप्राप्ति अनिष्टनिवृत्त्यनुकूलचेष्टाविशेषः प्रयत्नः' અર્થાત્ ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિને અનુકૂલ જે ક્રિયા કરવામાં આવે તેને પ્રયત્ન કહેવામાં આવે છે. ક્રિયા જડ અને ચેતન બન્નેમા છે. ત્યારે પ્રયત્ન જડમાં નથી એટલુંજ નહીં પણ પૃથ્વી, જળ, વૃક્ષ, વગેરે સ્થાવરમા, પણ તે નથી વનમા દાવાનળ સળગે ત્યારે તેનાથી બચવાને વૃક્ષો તે જગ્યા મુકી બીજે જઇ શકતાં નથી. એટલા માટે કે તેનામાં પ્રયત્ન નથી. ક્રિયાના ક્ષેત્ર કરતાં પ્રયત્નનું ક્ષેત્ર અલ્પ અને સંકુચિત છે. ભુખની નિવૃતિમાટે ખોરાક લઇએ, તૃષા ટાળવા પાણી પીએ, જ્વરાદિની નિવૃત્તિમાટે ક્વીનાઇન વગેરે દવા લઇએ, આ તમામ યત્કિંચિત્ ઉદ્દેશને લઇને થતી પ્રવૃત્તિઓનો સમાવેશ પ્રયત્નકોટિમાં થાય છે. પ્રયત્ન યદ્યપિ વિચારપૂર્વક હોય છે, તોપણ સર્વત્ર તેમાં સારો ઉદ્દેશ હોવાનો નિયમ નથી. ચોરી, વ્યભિચાર, લુંટફાટ અને ઠગવાના પ્રયત્નોમાં પણ કંઈને કંઇ ઉદ્દેશ છે, પણ તે દુષ્ટ છે માટે આ પ્રવૃત્તિની હદને પણ હજી સંકોચીશું; ત્યારે કર્તવ્યના અર્થની હદમાં પ્રવેશ થઇ શકશે—એટલે કે પ્રયત્નમાંના હલકા ઉદ્દેશને

બાદ કરીએ અને માત્ર સારા-ઉચ્ચ ઉદ્દેશનેજ ગ્રહણ કરીએ, તો કર્ત્તવ્ય શબ્દના અર્થનો ખુલાસો થાય છે. કર્ત્તવ્ય શબ્દમાં 'कृञ्' ધાતુને 'तव्य' પ્રત્યય લાગ્યો છે. कृञ् નો અર્થ કરવું અને तव्यनो અર્થ યોગ્ય થાય છે. "कर्तुं योग्यं कर्त्तव्यं" કરવાને જે યોગ્ય તે કર્તવ્ય. ટુંકામાં યોગ્ય-હિતકર ને શ્રેયસ્કર પ્રવૃત્તિ તે કર્તવ્ય. પ્રવૃત્તિમાં યોગ્યતાનો અર્થ ઉપરની ટાપટીપ કે ભપકો થતો નથી; કિન્તુ શુદ્ધ આશય અને ખરી પ્રામાણિકતાથી લક્ષિત વર્તન થાય છે. જે વર્તનનો એક અંશ પણ પ્રામાણિકતાના વર્તુલની લિંટીને ઉલ્લંઘતો નથી; અર્થાત્ સર્વાંશે જે વર્તનમાં પ્રામાણિકતાની પ્રતીતિ થઇ શકે; તેજ વર્તન કર્ત્તવ્ય તરીકે માની શકાય. સદ્વર્તન, સદાચાર અને સદુદ્યોગ એ કર્ત્તવ્ય શબ્દનાજ પર્યાયવાચક શબ્દો છે.

## કર્તવ્યનું સ્પષ્ટીકરણ.

ગૃહસ્થો ! સદાચાર અને સદ્વર્તન શબ્દ ઉપરથી કદાચ કોઇ એમ સમજે કે સત્ એટલે સાધુઓ, તેનો આચાર—વર્તન તે સદાચાર. સાધુઓ—ત્યાગીઓનો આચાર ગૃહસ્થોથી કેમ પળી શકે ? વળી એ રીતે ગૃહસ્થોથી કર્તવ્ય બજાવી શકાયજ નહી ! આવો અર્થ લેવાનો નથી. સત્—સારા માણસો, પ્રામાણિક પુરૂષો, પરોપકારી આદર્શરૂપ જે સમાજ નાયકો કે ધર્મનાયકો, તેમનો આચાર—તે સદાચાર. અથવા સદાચાર—સજ્જનોએ આચરેલો આચાર, બાંધેલા નિયમો, અને પાળેલાં વ્રતો, તે સદાચાર, અને, તેજ કર્ત્તવ્ય. રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, બુદ્ધ અને મહાવીર, આ મહાપુરૂષોએ શ્રેયના માર્ગમાં જે પ્રકારે જીવન ગાળ્યું; તે પ્રકારને કર્તવ્ય કહી શકાય.

## કર્તવ્યનું પૃથક્કરણ.

બંધુઓ! જેમ સ્ટેશનરિ એ શબ્દ બોલતાં સાહી, કાગળ, પેન્સીલ વગેરે અર્થની ઉપસ્થિતિ થાય છે; વળી સેના શબ્દથી હાથી, ઘોડા, રથ, પાયદલ લશ્કરની સ્મૃતિ થાય છે અને વન શબ્દ સાંભળતાં આંબા રાયણ, સાગ, સીસમ વગેરે વૃક્ષસમુદાયની પ્રતીતિ થાય છે; તેમ કર્ત્તવ્ય શબ્દ પણ સમુદાયવાચક છે. તે સમુદાય અનેક અંગોથી બનેલો છે. જે સદ્ગુણો અને કૃતિઓથી ગૃહ-સુધારણા, સમાજસુધારણા, દેશસુધારણા, મનસુધારણા, અને આત્મસુધારણા થઇ શકે, તે સદ્ગુણો અને કૃતિઓનો કર્ત્તવ્યમાં સમાવેશ થઈ શકે. આવા સદ્ગુણો અને કૃતિઓ અનેક અને અપરિમિત છે. કર્ત્તવ્યના કેટલાએક અંગો સર્વ દેશોમાં એક સરખા છે, અને કેટલાએક દેશ અને સમાજના ભેદથી ભિન્ન ભિન્ન થઇ જાય છે.

## મુખ્ય અંગો.

બંધુઓ! હમણાજ કહેવાઇ ગયું, કે અનેક અંગોના મિશ્રણથી કર્ત્તવ્યની નિષ્પત્તિ થાય છે. તે દરેક અંગ કર્તવ્યસાધક ને જરૂરના છે; તો પણ તેમાં પ્રામાણિકતા અને પરાર્થવૃત્તિ અથવા ધીરજ અને ત્યાગ એ અંગો મુખ્ય ગણાય છે; તેમજ તેની ખાસ જરૂર છે. સમાજ અને દેશનો સુધારો કરનારને પહેલા બે સદ્ગુણોની વધારે જરૂર છે; ત્યારે આત્મસુધારકને પાછલા બે સદ્ગુણોની વધારે જરૂર છે. પૈસો કે કીર્તિને માટે પ્રામાણિકતાનો ભોગ આપી, સ્વાર્થ સાધવાની લાલચમાં જેનું મન ઘસડાઇ જાય, તેનાથી પુરેપુરી રીતે કર્તવ્ય બજાવી શકાયજ નહી. તેણે તો

પ્રામાણિકપણું એજ ખરી દોલત કે કીર્તિ માની લેવી જોઈએ, લાખો કે ક્રોડોની લાલચો તેના મનને પ્રમાણિકપણાથી ડગાવી ન શકે; ત્યારેજ કર્તવ્યવ્રતનું પાલન થઇ શકે. સ્વાર્થવૃત્તિનું બળ હોય ત્યાં સુધી સમાનભાવ આવતો નથી અને સમાનભાવ ન આવે ત્યાં સુધી બીજાની સુધારણા માટે ભોગ આપી શકાતો નથી. તેણે તો એમજ માનવું જોઇએ કે,—

**अयं निजः परो वेति, गणना लघुचेतसाम् ॥**
**उदात्तचरितानां तु । वसुधैव कुटुम्बकम् ॥ १ ॥**

સમાજના, દેશના, કે જગતના સર્વ માનવો કે સર્વ પ્રાણિઓ એ મ્હારા બંધુજ છે. આ પોતીકો અને આ પારકો એવો ભેદ રાખવો સુધારકને પાલવે તેમ નથી. “ માથું વાઢે તે માલ કાઢે ” એ કહેવતને તેણે યાદ રાખવી જોઈએ; **अर्थं साधयामि वा देहं पातयामि** ’ આ સૂત્રને તેણે જીવનસૂત્ર માનવું જોઇએ. “ લડ્ડુ બી ખાના ઔર મોક્ષ બી જાના ” એ બે વાત સાથે બની શકે નહીં. સ્વાર્થત્યાગ, અને સહનશીલતા વિના આત્મસેવાનું વ્રત પાળી શકાતું નથી આ જે કર્તવ્યનું લક્ષણ બતાવું છું તે અલબત ઉચ્ચકોટિનું કર્તવ્ય છે. તેના અધિકારી જનસમાજમાં આંગળીએ ગણાય તેટલાજ હોઇ શકે. તોપણ તેથી બીજાઓને નાસીપાસ થવાનું કાંઈ કારણ નથી. કર્તવ્ય એ વિષય એટલો વિશાળ છે, કે તેમાં હરકોઇનો સમાવેશ થઇ શકે છે.

## અંતઃકરણની શુદ્ધિ.

ગૃહસ્થો! એટલું તો ખરૂં કે, જેનું અંતઃકરણ વિશુદ્ધ હોય અને વૃત્તિ માયા કપટથી મલીન થઈ ગઇ હોય, કેવળ સ્વાર્થ વૃત્તિનોજ

જેના મનમાં નિવાસ થયો હોય, તેવા માણસોની પાસે કર્તવ્ય બજાવવાની શક્તિ હોવા છતાં પણ કહેવું જોઈએ, કે તેમણે પોતાનો કર્તવ્ય બજાવવાનો અધિકાર પોતાની જાતેજ ગુમાવી નાંખ્યો છે. કર્તવ્યના અધિકારી બનવા માટે શુદ્ધ અંતઃકરણની જરૂર છે. "**मनस्येकं वचस्येकं कार्येचैकं**" અર્થાત્ મનમાં જેવા વિચારો હોય, તેવાજ વચનો નીકળે; અને જેવું બોલે તે પ્રમાણેજ ચાલે. અર્થાત્ જેનું હૃદય સ્ફટિક રત્નના જેવું સ્વચ્છ-નિર્મળ હોય, બીજાનું દુઃખ દેખી ઘીની માફક પીગળી જતું હોય, અને ઋજુતા -સરલતાથી ભરપુર હોય, એજ માણસ કર્તવ્યના મેદાનમાં પગભર થઇ શકે છે.

## કર્તવ્યની શરૂઆત-વિદ્યાર્થીનું કર્તવ્ય.

બંધુઓ! માણસનું હૃદય બાલ્યાવસ્થામાં ઉપર કહ્યું તેવું નિર્મળ હોય છે. તેથી તે અવસ્થાનું અંતઃકરણ કર્તવ્યનું અધિકારી ગણી શકાય; તોપણ બીજા કેટલાક સાધનોની ખામી હોવાને લીધે કર્તવ્યની શરૂઆત વિદ્યાર્થી અવસ્થાથી માની શકાય. વિદ્યાર્થીઅવસ્થા એક સંગ્રહસ્થાન જેવી છે. આ અવસ્થામાં શિક્ષણ દ્વારા વિદ્યાર્થીના મગજમાં આખી જીંદગીના કર્તવ્યોના તત્ત્વોનો સંગ્રહ થાય છે. આ તત્ત્વોમાં જો હલકા પ્રકારના તત્ત્વોનુ મિશ્રણ થાય, તો તેથી મગજ ને બુધ્ધિ અશુદ્ધ બને છે. અને જીંદગીના ભવિષ્યના કર્તવ્યોમાં કોલાહલ ઉત્પન્ન થાય છે. આ જોખમદારી વિદ્યાર્થી ઊપર મૂકવા કરતાં શિક્ષકોને અને તેના નેતાઓ ઉપર મૂકીએ, તો કાઇ ખોટું ગણાય નહિ. શિક્ષણની દરેક વ્યવસ્થામાં ધાર્મિક શિક્ષણનું તત્વ ઉમેરવું જોઇએ. આગળના વખતમાં વ્યવહારિક ને ધાર્મિક શિક્ષણના

વિભાગો જૂદા ન હતા. ગુરૂકુળ વાસમાં રહીને સાથે સાથે બંને પ્રકારનું શિક્ષણ વિદ્યાર્થીઓને નિઃસ્વાર્થી ગુરૂઓ પાસેથી મળતું હતું; બ્રહ્મદેશમાં—બૌધ્ધધર્મમાં હજુ પણ તેવી રીત ચાલુ છે. શિક્ષક તરફ વિદ્યાર્થીઓને માનની લાગણી રહેવી જોઇએ અને તે ત્યારેજ રહે, કે જ્યારે શિક્ષકો શિક્ષણને માટે પૂરતા લાયક હોય. માણસ માત્રની બુદ્ધિ અનુકરણશીલ હોય છે. તે જેવું જુએ છે; તે પ્રમાણે વર્તવાને તૈયાર થાય છે શિક્ષકને પોતાને બીડી પીવાની ટેવ હોય, અને શિક્ષણ પાઠમાં બીડીના ગેરફાયદા બતાવ્યા હોય; છોકરાઓને તે પાઠ વંચાવતી વખતે માસ્તરના મુખમાંથી ધુમાડાના ગોટા નીકળતા હોય, તો તે પાઠની અસર વિદ્યાર્થીઓના મગજ ઉપર કેવી થાય તેનો વિચાર કરો.

આજ પ્રમાણે દરેક વર્તન માટે કહી શકાય. 'વિદ્યાર્થીઓના મગજ ઉપજ સારી અસર કરવાને શિક્ષકો કર્તવ્ય પરાયણ ને સદાચારી હોવા જોઇએ. એટલુંજ નહિ પણ વિદ્યાર્થી સ્કુલમાંથી છુટા પડયા પછી પોતાને ઘેર પોતાના માબાપ અને સંબંધીઓની હલકી ચાલચલગત જુએ, તો તેના મગજ ઉપર સ્કુલમાં પડેલા સારા સસ્કારો ભુસાઇ જાય છે. તેથી સ્કુલની માફક વિદ્યાર્થીઓનું નિવાસસ્થાન પણ પવિત્ર આચરણવાળા પુરૂષોથી વસાયેલું હોવું જોઇએ. ગાંજો, બીડી, ચા, સીગારેટ, વગેરે તમામ જાતના વ્યસનોથી વિદ્યાર્થીઓએ દૂર રહેવું જોઇએ. આવા વ્યસનોની ઇચ્છા પણ વિદ્યાર્થીઓના મનમાં ન થાય તેટલા માટે સ્કુલ અને ઘર બંને તેવી વસ્તુઓથી નિરાળાં હોવાં જોઇએ. વિદ્યાર્થીઓને શું શું તજવુ જોઇએ તેનો ખ્યાલ આ એક સુભાષિતથી આવી શકશે.

**कामं क्रोधं तथा लोभं, स्वादुशृंगारकौतुकम्**
**आलस्यमतिनिद्रांच, विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥ १ ॥**

અર્થઃ—વિષયવાસના, ક્રોધ, લોભ, ખાવાની આસક્તિ, શૃંગાર, રમત ગમત, આળસ અને અતિનિદ્રા એ આઠ વસ્તુ વિદ્યાર્થીઓએ તજવા જોઈએ.

એક તરફ વિદ્યાભ્યાસ ચાલતો હોય, બીજી તરફ બાળલગ્ન કરી વિષય વાસનાનો માર્ગ ખુલ્લો મૂકવામાં આવે, તો તેનું પરિણામ એ આવે કે, ધાર્યા પ્રમાણે અભ્યાસ પૂરો થઇ શકે નહિ. કારણ કે શરીરને ધક્કો લાગતાં મગજ નબળું પડી જાય, ને બુદ્ધિ ક્ષીણ થઈ જાય; એટલુંજ નહિ પણ વખતે ક્ષય જેવો રોગ લાગુ પડતાં જીંદગીનો અંત પણ આવી જાય. માટે જ વિદ્યાર્થી અવસ્થા ખરા બ્રહ્મચર્ય વ્રતથી પસાર થવી જોઈએ. આ અવસ્થાને એટલા માટે જ બ્રહ્મચર્યાશ્રમ પણ કહેવામાં આવે છે.

ઉપરના શ્લોકમાં શૃંગારને કૌતુકથી વિદ્યાર્થીને દૂર રહેવાનું એટલા માટે કહેવામાં આવ્યું છે, કે તે બંને ચીજો વખતનો દુર્વ્યય કરનારી છે.

જે વિદ્યાર્થી શૃંગારીક ટાપટીપમાં ઉતરી જાય છે, તેનું ચિત્ત તેમાંજ ભટકતું રહે છે, અને વખતે તે વ્યભિચારી પુરૂષોની સોબતમાં સપડાઇ જાય છે, જીંદગીનું દુર્વ્યસન તેને ચોટે છે. તેમાં ઐહિક ને પારલૌકિક બંને પ્રકારની ખુવારી થાય છે. રમત ગમતનો શોખ પણ મનને વિદ્યાભ્યાસમાં ટકવા દેતો નથી. વિદ્યાર્થીનું જીવન એક યોગી કે સાધુના જેવું સાદું ને પવિત્ર હોવું જોઇએ.

## ગૃહસ્થોનું કર્તવ્ય.

સજ્જનો ! વિદ્યાર્થી અવસ્થા સરવાળા રૂપ છે, એટલે કે તેમાં કર્તવ્યના દરેક અંશનો જ્ઞાનરૂપે સંગ્રહ થાય છે અથવા તો કર્તવ્યના શુભ સંસ્કારો સંગ્રહિત થાય છે, ત્યારે ગૃહસ્થ-અવસ્થામાં સંગ્રહ કરેલા સંસ્કારો અંકુર રૂપે ઉદ્‌ભવી પલ્લવિત થાય છે અને કેટલેક અંશે, સુકૃત્ય રૂપે તેનો વ્યય થાય છે; એટલે આ અવસ્થાને બાદબાકી સાથે સરખાવી શકાય.

લોકોનો મોટો ભાગ આ અવસ્થાને મોજ શોખ રૂપે બનાવી દે છે તેથી તેઓ ગૃહસ્થાશ્રમને હલકી સ્થિતિમાં ઉતારી પાડે છે ખરા રીતે જો તેનો સદુપયોગ કરવામાં આવે, તો આ અવસ્થા પણ સ્વાર્થત્યાગ, ને આત્મભોગના શિક્ષણની શાળા ગણી શકાય. જે માણસને પ્રથમ પોતાની જાતનોજ વિચાર હતો; તે માણસને હવે આ અવસ્થામાં પોતાની સાથે પોતાના પરિવારનું પણ હિત સાધવાનો પ્રયત્ન કરવો પડે છે. કારણકે તેનું પોતાનું સ્વત્વ પોતાના પરિવારમાં વિભક્ત થાય છે, તેથી પોતે પરિશ્રમ ખમીને પોતાના કુટુંબનું ભલું કરવા પ્રેરાય છે, આટલે અંશે તેનામાં પરાર્થવૃત્તિ પ્રગટ થઇ. જો તેનો અભ્યાસ આ અવસ્થામાં સારી રીતે થતો જાય તો, તે માણસ સમાજ, દેશ, ને જગતને પણ "वसुधैव कुटुम्बकम्" એ વાક્યાનુસાર પોતાનું કુટુંબ માની દેશ, સમાજ ને જગતનું હિત કરવાનો પાઠ શીખી શકે.

## પિતૃસેવા.

જૈનસૂત્ર ઠાણાંગમાં માબાપ, શેઠ અને ગુરૂનો અનહદ ઉપકાર દર્શાવ્યો છે. માબાપે પુત્ર પ્રત્યે, શેઠે મુનિમ પ્રત્યે અને ગુરૂએ

શિષ્ય ઉપર જે ઉપકાર કર્યો છે; તેનો બદલો—પ્રત્યુપકાર ઘણી મુશ્કેલીથીજ થઇ શકે છે.

ટુંકામાં કોઇ અલભ્ય અને અમુલ્ય ચીજ અપાય તોજ પ્રત્યુપકાર થવાનો સંભવ છે. હાલના કેટલાએક પોતાને સુધારક માનતા જુવાનીયાઓ માબાપની સેવાનો પાઠ તદ્દન ભુલી જાય છે. જો આ રીતિ તેઓ હાલની કેળવણીથી શિખતા હોય તો તે કેળવણી પણ ખામીવાળી ગણાય. આર્ય શાસ્ત્રની કેળવણીમા માબાપની સેવાનો પ્રથમ પાઠ શીખવવામાં આવતો. માબાપની ભકિત પરત્વે ભરત, રામચંદ્રજી, શ્રવણ વગેરેના અનેક દાખલાઓ મશહુર છે. એક પદ્યમાં ખરૂંજ કહ્યું છે, કેઃ—

ભકિત નહી માબાપની નહિ જાણે પીડા હો;
તે તો બેટા જાણવા પેટ માંહિલા કીડા હો
બંધવ બોલ માનો હો ॥ ૧ ॥

જે ગૃહસ્થ પોતાની સ્રી સાથે પોતાના માબાપની ભકિત કરી, તેમને સંતોષ ન ઉપજાવે, તેની બીજી બધી કરણી અંક વગરના શૂન્ય જેવી નિરર્થક ગણી શકાય. મહાવીર સ્વામીએ ગર્ભાવસ્થામાં પોતાના માબાપ જીવતા રહે, ત્યાં સુધી તેમની સેવા કરવાનો નિશ્ચય કર્યો હતો. દીક્ષા લેવાના ઉમેદવારે પણ માબાપની રાજી ખુશીની સંમતિ મેળવવી પડે છે. દીક્ષા લેનાર દીક્ષિત થઇ, ધર્મ પ્રાપ્તિ કરી, તે ધર્મ માબાપને પમાડે; તે પણ એક ઉત્તમ પ્રકારની પિતૃસેવા છે. ઇતિહાસમાં કેસીબાચંકાનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે. તેણે પ્રાણ જતાં સુધી પણ પિતાની અજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નહીં. શિવપુરાણમાં ગણપતિ અને કાર્તિક સ્વામીની રમુજી વાત મા-

બાપની સેવાને પુષ્ટિ આપે છે. તેમાં કહ્યા પ્રમાણે એક માણુસ બધા તીર્થો કરે, અને એક માણુસ માબાપની પ્રદક્ષિણા કરે, તો પહેલા કરતાં બીજો માણુસ વધી જાય. ગણુપતિએ તેજ યુકિતથી કાર્તિકસ્વામી ઉપર જય મેળવ્યો એમ જણાવ્યું છે

## અતિથિસત્કાર યા પુણ્યદાન.

ગૃહસ્થો ! દાન એ ધર્મનો પ્રથમ પાયો છે, અને ગૃહસ્થ ધર્મનું મુખ્ય અંગ છે. શાસ્ત્રમાં દાનના ત્રણુ પ્રકાર કહ્યા છે. અભયદાન, સુપાત્રદાન, અને અનુકંપાદાન. કોઇ પણુ ભયભીત પ્રાણીને ભયમાંથી મુકાવવો તે અભયદાન કહેવાય છે. અહિંસા ધર્મની આખી ઇમારત આ અભયદાનમાં સમાઇ જાય છે. જૈન શાસ્ત્રનો એ કાયદો છે કે બીજાને અભય આપવાથી આપણુને અભય મળે છે. ગર્દભાલિ નામના સાધુએ સંજતિ રાજાને એજ ઉપદેશ કર્યો હતો, કે હે રાજન્ ! તને અભય મેળવવાની ઇચ્છા હોય તો " **अभयदाया भवाहिय** " તું બીજા પ્રાણીઓનો અભયદાતા થા. લાયક પરોપકારી પુરૂષોને તેમના પરોપકારના કાર્યમાં ઉત્તેજનભૂત જે થાય, તે યોગ્ય વસ્તુ તેમને આપવી તે સુપાત્રદાન કહેવાય છે. અને આંધળા, લૂલા, પાંગળા, દુઃખી, દીન, નિરાધારને દયા-અનુકંપા બુદ્ધિથી જે કંઇ આપવું તે અનુકંપાદાન કહેવાય છે. આ ત્રણે પ્રકારના દાન ગૃહસ્થોને કરવાના છે. પોતાની શકિતના પ્રમાણમાં કંઇને કંઇ આપવું—ત્યાગ કરવો, તે ગૃહસ્થની ફરજ છે. એમ કરતાં કરતાં થોડે થોડે ત્યાગનો પાઠ શીખવાનો છે અને આખરે સ્વતંત્રપણે પોતાના તાબાની સર્વ વસ્તુનો ત્યાગ કરી, ત્યાગી બનવાનો અભ્યાસ ચાલુ રાખવો જોઇએ.

જૈનશાસ્ત્રમાં એક હાથીનું ખ્યાન છે. તેણે દાવાનળથી રક્ષણ મેળવવાને એક મંડલાકાર જમીનનો કટકો લીપી ગુંપી તૈયાર કરી રાખ્યો હતો. દાવાનળના વખતમાં તે જગ્યા જંગલના પ્રાણીઓથી ખીચાખીચ ભરાઇ ગઇ. સળી સંચરવા જેટલો પણ અવકાશ ત્યા રહેવા પામ્યો નહોતો. દરમ્યાન એક સસલો જગ્યાની શોધ માટે ત્યાં નીકળી આવ્યો. બળવાન પ્રાણીઓના જુથ્થમાં બિચારા ગરીબ સસલાને કોણ જગ્યા આપે? દરમ્યાન હાથીએ પગ ઉંચો કર્યો કે તેજ સમયે સસલો કુદકો મારી ત્યાં બેસી ગયો. હાથીને પગ મુકતાં સુંવાળી વસ્તુ જણાઇ, જોયુ તો એક અતિથિ સસલાને ત્યાં બેઠેલો જાણ્યો. હાથીએ તેનો સત્કાર કર્યો, એમ જાણીને કે તે બિચારાને કયાંય જગ્યા મળી નથી, તેથી આહિ આવ્યો છે, તો મારે પગ અધર રાખીને પણ સસલાને જગ્યા આપી તેનો બચાવ કરવો. અઢી દિવસ સુધી પગ આકાશમાં અધર રાખીને સસલાનો બચાવ કર્યો પણ પગની નસો ઝકળાઇ જવાથી તે હાથી જમીનપર પગ મુકતાં પડી ગયો, અને મરણ પામ્યો. આ પ્રમાણે એક સસલાનો અતિથિ સત્કાર કરવાથી યા અભયદાન આપવાથી તે હાથીનો જીવ શ્રેણિક રાજાને ત્યાં કુમારપણે ઉત્પન્ન થયો.

એક ગરીબ બ્રાહ્મણ કુટુંબે ચાર ચાર છ છ દિવસની ભૂખ ખમ્યા પછી મળેલા ભોજનથી અતિથિ સત્કાર કરવાનું દૃષ્ટાંત મહાભારતમાં આપેલું છે તે પણ પુણ્યદાન અથવા અતિથિ સત્કારની ઉચ્ચતાનો પુરાવો આપે છે.

## શ્રીમંતોનું કર્ત્તવ્ય.

બંધુઓ ! શ્રીમંતોની પાસે જેમ સાધનો બહોળાં હોય છે, તેમ તેમના ઉપર કર્તવ્યની જોખમદારીઓ પણ વિશેષ રહેલી

છે. દેશમાંના દુઃખી, દીન અને નિરાધાર વર્ગની શારીરિક અને માનસિક તંગીઓ દૂર કરનારી સંસ્થાઓ સ્થાપવાનો, અને સ્થપાયેલી સંસ્થાઓનો નિર્વાહ કરવાનો બોજો શ્રીમંત વર્ગે પોતાના ઉપર ઉપાડવો જોઇએ. તેઓએ સમજવું જોઇએ કે જે પુણ્યના પ્રભાવથી હાલ તેઓ લક્ષ્મીના અધિકારી થયા છે. ભવિષ્યમાં તેવું ફલ આપનાર તે પુણ્ય પ્રાપ્ત કરવાને ઉચિત ક્ષેત્ર તેવી સંસ્થાઓ અને તેને લગતાં કૃત્યોજ છે. જે ધનથી દીન અને દુઃખી જનોનો ઉદ્ધાર થયો નહીં; ગરીબોને સહાય, મળી નહીં; કોઇ પણ સંસ્થાના મૂળમાં સિંચન થયું નહીં તે ધનની કિમ્મત ધૂળ કરતાં કંઇ પણ વધારે નથી. યુરોપ અને અમેરિકાના કેટલાએક શ્રીમંતો પછવાડે સંતતિ હોય, ચાહે ન હોય તો પણ પોતાની લક્ષ્મીનો મ્હોટો ભાગ નવી નવી ઉપયોગી સંસ્થાઓ ઉત્પન્ન કરવા પાછળ ખરચે છે. ત્યારે અહીંના કેટલાએક શ્રીમંતો લક્ષ્મીને જમીનમાં દાટી સંચય કરવા માંગે છે; પણ પરિણામે તો જમીનમાં માટી ભેગી માટી મળી જાય છે.

કેટલાએક દેશોમાં લગ્ન અને મરણ પ્રસંગે કીર્તિની ખાતર જમણો જમાડવામાં અને વેશ્યાઓના નાચ કરાવવામાં લાખો રૂપીઆ ખરચી નાખે છે. તેમાં વળી એક એકની હરીફાઇ પણ કરે છે. પરંતુ તેઓને જો ઉપયોગી કેળવણીની સંસ્થાઓમાં કંઇક આપવાનું કહેવામાં આવે તો મ્હોં મચકોડી ચોખી ના પાડશે. આ દેશમાં કેટલીએક ફજુલ ખર્ચની રૂઢીઓ હજી દૂર થઇ નથી, તેથી ઉપયોગી સંસ્થાઓને મ્હોટો ધક્કો લાગે છે, અને તેનો દોષ શ્રીમંત વર્ગના અવિચારીપણા ઉપર છે. શ્રીમંત વર્ગ સર્વથા

વિચારશીલ બને, તો કેટલીએક કુરૂઢિઓ નાબુદ થવાની સાથે સખાવતનો ઝરો બમણા વેગથી વહેવા માંડે અને દેશની દરિદ્રતા દૂર ભાગી જાય.

### સદ્વર્તન એ ઉત્તમ દોલત છે.

એવા ઘણા માણસો થઇ ગયા છે, કે જેમની પાસે માત્ર એક સદ્વર્તનના ખજાના સિવાય દોલત, સત્તા, કે પક્ષપાત એમાંનું કશું પણ ન હતું. છતાં તેઓ મુકુટધારી રાજાની માફક સદ્વર્તન ઉપર દૃઢ આસન જમાવી અડગ ખડકની માફક એક ટેકથી વર્તીને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જીવન ગાળતા હતા. એવા પુરૂષોના દૃષ્ટાંતો શાસ્ત્રમાં અનેક છે. જૈન શાસ્ત્રમાં પુણીઆ શ્રાવકનું ચરિત્ર, તેવા પ્રકારનુંજ છે. સૉક્રેટીસ પાસે દોલત કાંઇ પણ નહોતી, તોપણ સદ્વર્તન રૂપ ખજાનાના બળથી તે એટલો સ્વતંત્ર હતો; કે મોટા રાજાઓના રૂઆબથી કે દબાણથી તે અંજાઇ કે દબાઇ જતો નહીં.

### સદ્વર્તનમાંજ સર્વ વિદ્યાનો સમાવેશ થાય છે.

જીવનની શ્રેષ્ટતાનું માપ, દોલતથી કે દમામથી, મોટાઇથી કે વિદ્વતાથી થતું નથી: પણ કર્તવ્યપરાયણતાથીજ થાય છે જ્યોર્જ હર્બર્ટ કહે છે કે, વિદ્વત્તાના થોકેથોક હોય તેના કરતાં મુષ્ટિભર સદ્વર્તન હોય તે વિશેષ પસંદ કરવા યોગ્ય છે. આનો આશય વિદ્યાનો અનાદર કરવાનો નથી; પણ કર્તવ્ય વગરની વિદ્યાને તુચ્છ ગણવાનો છે. વિદ્યાનું લગ્ન મનની મોટપ સાથે, કે સદ્વર્તનની સાથે થયું નથી, ત્યાં સુધી વિદ્યારૂપ કુમારિકા જોઇએ તેવું ઇષ્ટ ફળ આપતી નથી. ઘણા માણસો કળા કૌશલ્ય ને વિદ્યામાં નિપુણ અને શાસ્ત્રના પારંગત હોય છે; પણ પ્રમાણિક-

પણામાં, સદ્દગુણનો સંગ્રહ કરવામાં, કે કર્તવ્યની સાવચટમાં તદન નાદાન હોય છે. તેવા માણસોને તત્વવેત્તાઓ ગરીબ અભણ ગામડીઆ કરતાં વિશેષ ચડતા ગણાતા નથી. માનસિક કેળવણી વગર બીજી બધી વિદ્યા અને મોટી મોટી વાતો આકાશપુષ્પ કે વંધ્યાપુત્ર જેવીજ છે એમ નક્કી સમજવું.

## વિદ્યા ને લક્ષ્મી કરતાં સદ્વર્તન શ્રેષ્ઠ છે.

જ્યારે સદ્વર્તન આગળ વિદ્યા આવી રીતે પાણી ભરે છે, ત્યારે બિચારી દોલતની તો ગણુતરીજ શી ખરા ડહાપણને શાણુ-પણા સિવાય દોલતનો શું ઉપયોગ છે? કર્તવ્યની સમજણ વગર તો તે દોલત, લાલચ અને મોટપની મોહજાળરૂપજ છે. અને તે પોતાને તેમજ બીજાને બેહદ નુકશાનનું મૂળ થઇ પડે છે. મારા કહેવાનો આશય એવો નથી કે પૈસા કશા કામના નથી. અલબત અમુક હદ સુધી વ્યવહાર વર્તનમાં તે એક જરૂરની ચીજ છે; પણ તે કર્તવ્યની હદમ રહીનેજ મેળવવાથી અને મેળવ્યા પછી કર્તવ્ય બજાવવામાં મદદરૂપે થવાથીજ સુખપ્રદ થઇ શકે. અન્યથા તે દુર્ગતિનુંજ મૂળ થાય છે. માટે કર્તવ્યના ખજાનામાંજ દોલતનો કે વિદ્યાનો ખજાનો ભરો. દ્રવ્યના લોભ કરતાં સદ્વર્તનનો લોભ વધારે રાખો. સદ્વર્તન એજ ખરી મિલ્કત કે જાગીર માનો. જે માણસો સદ્વર્તનની જાગીરમાં રહી જીવન ગાળે છે તેઓને આ દુનિયાની દોલત કદાચ નહીં મળે, તો પણ લોક સમુદાયમાં તેમની જે યોગ્ય ગણના થશે અને ઉજ્વળકીર્તિ માન અને પ્રતિષ્ઠા મળશે તેથી તેમને દોલત કરતાં વધારે બદલો મળી રહેશે કેવળ દ્રવ્ય સંચય કરનારા પોતાના મનમાં ગમે તેટલી

મગરૂરી માનતા હોય, પણ દોલતના ખરા ઉપયોગ વગર ને કર્તવ્યની ઉંચી સમજણ વગર તેમની કિંમતમાં જે કંજુસાઇની ઝાંખપ લાગે છે તે જમાના જતાં પણ ભુસાવાની નથી. ખરી રીતે જોતાં તો કેવળ વિદ્યા ને લક્ષ્મીજ નહિ; પણ સુખના તમામ સાધનો પૂર્વકૃત કર્તવ્યનાજ પરિણામો છે. અર્થાત્ ગત જન્મોમાં આચરેલ સુકૃત્યો પરિપાક દશા પામીને શુભ સંસ્કાર દ્વારા કામ્ય ફળ આપે છે. તેમાં જેઓ વર્તમાનમાં કર્તવ્ય વિમુખ રહે છે, કે કર્તવ્યના માર્ગને ઉલ્લંઘીને ચાલે છે તેઓ અશુભ કૃત્યો વડે અશુભ સંસ્કારોનો પાયો રોપી સંપત્ આપનારા શુભ સંસ્કારોને ભુસાડી નાખે છે. જેથી તેઓ વર્તમાનમાં કદાચ ધનના સુખનો ઝાંખો પ્રકાશ નજરે દેખે, પણ તે પ્રકાશના પડદા પછવાડે ભાવિ અનંત દુઃખમય અંધકારનો ભયંકર પ્રદેશ તેમના માટે ખુલ્લો થતો જાય છે. તે ઉપર તેમનું લક્ષ્ય પહોંચતું નથી એજ ખેદનો વિષય છે.

કર્તવ્યનું સ્વરૂપ સમજ્યા વિના વાસ્તવિક સુખ મળનાર નથી વિદ્યા, લક્ષ્મી, કીર્તિ કે સત્તા એ બધા કરતાં કર્તવ્યની મહત્તા જ્યારે તમારા દિવ્યચક્ષુ પ્રત્યક્ષ કરશે, ત્યારેજ તમો દેશને કે પ્રજાને આબાદ કરી શકશો. ત્યારેજ તમો તમારા જીવનને નમુનેદાર બનાવી ખરા પુરૂષત્વના હકને મેળવી શકશો. જો તમારૂં અંતઃકરણ જીવનના ઉચ્ચ ઉદ્દેશ તરફ લક્ષ્ય આપી શકતું હોય, તો તમારે તે કરવું જ જોઈએ. તે જ્યારે તમને તમારૂં અંતઃકરણ સૂચવે ત્યારે વિલંબ અને આનાકાની કર્યા વગર તે કામ બજાવવા તમો જરી પણ ચૂકશો નહિ. કર્તવ્યમાં ગફલત કરવાથી કે ખસી જવાથી લાંબે પલ્લે તમે તમારા સુખમાં કદી પણ વધારો કરી શકશો નહિ

જીવનના નેકી કાર્યોમાં પ્રામાણિકતા યાને પરોપકાર એ જીંદગીરૂપી નૌકાના સુકાન યાને હોકાયંત્રરૂપ છે. સુકાન કે હોકાયંત્ર વગરનું વહાણ પવનના ઝપાટાથી અવળી દિશાએ ઘસડાઇ જાય છે, તેવીજ રીતે પ્રામાણિકતા વગર જીવનનૌકા અનીતિને રસ્તે ઘસડાઇ જઇ દુર્ગતિ તરફ પ્રયાણ કરે છે તેથી બચવાનો માર્ગ પણ કર્તવ્યજ છે. મનુષ્ય પોતે દુઃખને ઇચ્છતો નથી પણ જે દુઃખ તે અનુભવે છે તે તેનાંજ કૃત્યોનું પરિણામ છે. યતઃ ॥ सुखस्य दुःखस्य न कापि दाता ॥ આ સૂત્ર સુખ દુઃખની ખરી સ્થિતિ બતાવે છે. સેંટ બર્નાર્ડે કહ્યું છે કે, "મારા વિના મારા પિંડને કોઇ નડનર કે નુકશાન કરનાર નથી. મને જે ઇજા કે હરકત થાય, તે હું મારા શરીરમાંથીજ પેદા કરૂં છું ને મારી પોતાની કસુર વિના હું કદી દુઃખ ભોગવતો નથી, એમ હું માનું છું. આ વચનો શું ખરી સ્થિતિને બતાવનાર નથી? જો હોય તો તે ઉપરથી એ નિયમ સિદ્ધ થાય છે કે "॥ सुखस्य दुःखस्य न कोऽपि दाता ॥" દુઃખ ને સુખ પ્રયત્નના વર્તુલમાં સમાઇ રહેલા છે. પ્રયત્નની હદમાંથી જ્યારે અયોગ્યતાના અંશને બાદ કરીએ ત્યારે જેમ કર્તવ્યનું વર્તુલ જુદું પડી જાય છે, તેમ તેની સાથે સુખને દુઃખનું પણ પૃથક્કરણ થઇ જાય છે. અર્થાત્ અયોગ્ય પ્રયત્નની હદમાં દુઃખનું ઘુમવું રહે છે, અને યોગ્ય પ્રયત્નરૂપ કર્તવ્યના વર્તુલમાં માત્ર સુખજ અવશિષ્ટ રહે છે. જેથી સુખાભિલાષીઓને સુખની હદમાં રહેવું હોય તો કર્તવ્યના વર્તુલથી એક પગલું પણ આગળ જવાનું કદી પસંદ કરવું નહિ.

## કર્તવ્યની પદવી શાશ્વત ને ખર્ચ વિનાની છે.

મહાશયો! બેરોનેટ કે અર્લની પદવી મેળવવા માટે લાખોની સખાવત કરવા ઉપરાંત કરોડોની મિલકત જોઇએ છીએ. એડવોકેટ

જનરલ, બૅરીસ્ટર કે સીવિલ સર્વિસની પરીક્ષા પસાર કરવા માટે પણ પુરતા પૈસા ને બુદ્ધિનો શ્રમ એ બંને જોઇએ. બી એ. કે એમ એ.ની ડીગ્રી મેળવવા તન અને મન બંનેનો અમુક અંશે ભોગ આપવો પડે છે, પણ કર્તવ્યપરાયણતાનું પદ મેળવવામાટે તેમાની કશાની જરૂર નહિજ પડે. અર્થાત્ પૈસો, બુદ્ધિ કે શ્રમ, અને હાડમારી કાંઇ પણ ભોગવવી પડતી નથી. અને પરિણામ પહેલાં કરતાં આમાં વિશેષ સારૂં રહેલ છે. કારણ કે પહેલાનું સારૂં પરિણામ અલ્પ કાળ સ્થાયિ છે; અને તે પણ કર્તવ્યના સંમિલનથીજ સારૂં પરિણામ આવે છે. જ્યારે કર્તવ્યનું પરિણામ જેટલુ પોતાને તેટલુંજ બીજાને લાભકારક થાય છે. એટલુંજ નહિ પણ તે પરિણામ બીજી જીંદગીનું પણ સહચારી બને છે. માટે ચળકતા ક્ષણિક પ્રકાશમાં ન અંજાતા જીંદગીના શાશ્વત પ્રકાશવાળા કર્તવ્યના પ્રદેશમાં પ્રયાણ કરવાનો ઇરાદો અચલ કરો.

## ઉત્તમ આચારમાંજ આર્યતા.

આ એક સામાન્ય કહેવત છે કે; કીર્તિવંત કૃત્યોથી ભરેલો જીવતરનો એક કલાક પણ નામ વગરના એક જમાના જેટલો છે. અંતઃકરણને કર્તવ્ય અનુકુળ બનાવ્યા વગર ખાલી મહત્વેચ્છા રાખવી, તે નાશકારક અગ્નિનો મોહક મોટો ભડકો છે. તેમાં ખરા સદ્ગુણોના સંસ્કારો બળી ભસ્મ થઇ જાય છે. અભિમાનની રાખમાં નમ્રતા અને સરલતાના ઉજવળ રત્નો ઝાંખા પડી જાય છે. અલબત સામાન્યદૃષ્ટિથી જોતાં આપણે એમ કહી શકીએ કે; મહત્વેચ્છા વગર સારાં કૃત્યો થતાં નથી. મહત્વાકાંક્ષાથી પરોપકારનાં

કાર્યોમાં માનવો જોડાય છે; પણ જ્યારે બારીક દૃષ્ટિથી જોશું ત્યારે સ્પષ્ટ જાણવામાં આવશે, કે ખરેખરા ઉચ્ચ કૃત્યો મહત્વાકાંક્ષાથી નહિ, પણ કર્તવ્યવ્યાપ્ત અંતઃકરણની પ્રેરણાથીજ બને છે. અને તેવી પ્રેરણા જેને થાય છે તેજ ખરા મહાપુરૂષો કહી શકાય છે. કહ્યું છે કે;

अधमा धनमिच्छन्ति, मानमिच्छन्ति मध्यमाः ।
उत्तमाः कृत्यमिच्छन्ति, कृत्यं हि महतां धनं ॥ १ ॥

કર્તવ્યનેજ સર્વસ્વ માનનારા તે મહાપુરૂષ કે આર્ય ગણાય છે. ऋ ધાતુથી આર્ય શબ્દ થયો છે. તેનો અર્થ જવું અથવા ઉદય પામવો એમ થાય છે. ઉદય સદ્વિચાર ને સદાચારથીજ થાય છે. એવા સદાચારી મહાપુરૂષના યોગથી જમીન પણ આર્ય ગણાય છે. એક ઠેકાણે એવો ઉલ્લેખ છે કે;

कर्तव्यमाचरन् कार्य—मकर्तव्यमनाचरन् ।
तिष्ठति प्रकृताचारे सवा आर्य इति स्मृतः ॥ १ ॥
वृत्तेन हि भवत्यार्यो न धनेन न विद्यया ॥

તેવા આર્યો હાલ ક્યાં છે? હાલ તો ઘણે ભાગે આર્ય નામજ રહ્યું છે. એક વખત એવો હતો કે જેમાં તમામ પ્રજા આર્ય હતી, ત્યારે આજે તેવા આર્યો શોધ્યા મળતા નથી. તેવા આર્યોના આચારણમાંજ તમામ શાસ્ત્રો અને દર્શનોનું તત્વ આવી જાય છે. એટલા માટેજ એક પંડિતે કર્તવ્યનું લક્ષણ ટુંકમાં કહ્યું છે કે "किं कार्यमार्यचरितं सुकृतं न दोषः" શિષ્યે પૂછ્યું કે કર્તવ્ય તે શું? ત્યારે ગુરૂએ કહ્યું કે, આર્ય પુરૂષોએ આચરેલું સુકૃત્ય તેજ કર્તવ્ય. ગીતાજીમાં કહ્યું છે કે;

**यद्यदाचरति श्रेष्ठ, स्तत्तदेवेतरो जनः**
**स यत्प्रमाणं कुरुते, लोकस्तदनुवर्तते ॥ १ ॥**

દરેક વર્ગના અગ્રેસરોએ આ વાકય ઉપર ખાસ ધ્યાન આપવાનું છે. એમાં જણાવ્યા પ્રમાણે અગ્રેસરોના સારા યા માઠા આચરણોની છાપ તેના અનુયાયિ વર્ગમાં નીતિ યા અનીતિ રૂપે પડયા વિના રહેતી નથી. અર્થાત્ નીતિની કે અનીતિની શરૂઆત પ્રથમ અગ્રેસરોના ગૃહદ્વારથીજ થાય છે. જેથી નીતિના તત્વો કે કર્તવ્યના વિચારેને જનસમાજમાં ફેલાવવાનો મુખ્ય રસ્તો એજ છે કે, જેની સત્તાને હજારો મનુષ્યો માનનારા છે, જેના અધિકારને લાખો માણસો માન આપે છે, જેનું રૂઆબ ભરેલું એક વચન હજારો મનુષ્યોને સ્વેચ્છિત કાર્યમાં પ્રેરે છે—તેવા મનુષ્યોના ગૃહદ્વારમાં કર્તવ્યપદનો અભિષેક થવો જોઇએ. તેમની ગૃહસત્તા, અધિકારસત્તા કે દ્રવ્યસત્તાને કર્તવ્યનિષ્ઠાની પુરેપુરી પિછાન હોવી જોઇએ તેમનું અંતઃકરણ જાણે કર્તવ્યમાર્ગનો ભોમીઓ હોય, તેમ તેમના દરેક વિચારોમાં અને કૃત્યોમાં પ્રતીતિ થવી જોઇએ.

અધિકાર કે મોટાઇ ઉપર પ્રામાણિક્તા, સદાચાર અને સન્માર્ગના નિયમનની જવાબદારી રહેલી છે, એ વાત તમારા લક્ષ્ય બહાર રહેવી ન જોઇએ. એક વખત એક રાજાએ કોઇ નિરપરાધી પુરૂષને દેહાંત દંડની શિક્ષા કરી, ત્યારે તે મનુષ્યે કહ્યું કે નરાધિપ! તું તારા પોતાની દયા લાવ, કારણ કે હું તો માત્ર એક ક્ષણનુંજ દુઃખ ભોગવીશ; પણ આ પાપ તારે નશીબે હમેશને માટે ચોટશે. કારણ કે નિરપરાધીને દંડવાથી તારી જવાબદારીમાં વધારો થશે, ને ખરે વખતે તને પશ્ચાતાપ કરવો પડશે.

બંધુઓ ! અધિકારમાં અંધતા ભરાય છે અથવા તો કેવળ સ્વાર્થવૃત્તિની પ્રબળતા હોય છે, ત્યારે તેવા દાખલા અધિકારની સત્તામાં કે મોટાઈની ઘેલછામાં ઘણા બને છે. જ્યાં સુધી તેમ બને, ત્યાં સુધી તે દેશ દુર્દૈવના પગ તળે કચરાય છે, અને શાન્તિ તથા સુખથી બેનસીબ રહે છે. પણ જ્યારે અધિકારના ઉચ્ચ પદ પર પ્રામાણિકતા પુરઃસર કર્તવ્યની સ્ફુરણા થાય છે, ત્યારે દેશનું દુર્દૈવ તરતજ નષ્ટ થઇ જાય છે અને સદ્‌ભાગ્યનો સાર્વત્રિક નિવાસ થાય છે; પણ મારે જણાવવું જોઇએ કે, જ્યાં સુધી ધીરજ વગરનો જુસ્સો હોય, કૃતિ વગરનું અભિમાન હોય, અને મોજશોખમાં મશહુરતાને લીધે વિચાર કરવાની શકિત બુઠી થઇ ગઇ હોય, ત્યાં સુધી કર્તવ્યસ્ફુરણા થવા પામતી નથી. માટે તેની વિરોધી પ્રકૃતિઓને દૂર કરવી એ કર્તવ્યમાં પણ અગ્ર કર્તવ્ય છે.

## કર્તવ્યનું સ્વરૂપ.

કર્તવ્ય એ કાંઇ એવી ચીજ નથી કે જે પુસ્તકની માફક હાથમાં લઇ બતાવી શકાય. તે હવાઇ ચીજ નથી, કે પવનની માફક સ્પર્શથી કે નાદથી જાણી શકાય. તે એવો પદાર્થ નથી કે યંત્રાદિકની મદદથી તેનું પૃથક્કરણ કરી વા રૂપાન્તર બનાવી દૃશ્યાકારમાં મેલી શકાય; આ વાત સામાન્યદૃષ્ટિવાળા મનુષ્યોને માટે તો ખરેખરી છે; પણ વિશેષદૃષ્ટિવાળા, કે જેમની ચિદ્‌વૃત્તિ ( કોન્સ્યન્સ ) બુદ્ધિ ખીલેલી છે, તેમને માટે સત્ય નથી. કારણ કે તેમનું અંતઃકરણ હમેશના અભ્યાસને લીધે કર્તવ્યસ્ફુરણાથી એટલું પરિમિત થઇ ગયેલું હોય છે, કે તે

આંતર અનુભવથી તેનો સાક્ષાત્કાર નિરંતર કર્યા કરે છે અને કર્તવ્યનો આદેશ કરવાનું કામ પણ પોતાની સત્તા નીચે રાખે છે. તેવા અંતઃકરણનો નમુનો જોવો હોય તો નીચેના શ્લોકમાં સાક્ષાત્કાર થશે.

सपादि विलयमेतु राज्य लक्ष्मी—रुपरि पतन्त्वथवा कृपाणधारा
अपहरतुतरां शिरःकृतान्तो, ममतु मतिर्न मनागपैतु धर्मात् ॥ १ ॥

निन्दन्तु नीतिनिपुणा यदिवा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरेवा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ २ ॥

મહાપુરૂષોનાંજ અંતઃકરણ આવાં હોય છે. મહાપુરૂષોની ગણનામાં આપણું નામ પંકાય એવા આપણા ભાગ્ય ક્યાંથી? એમ માનવાનું કાંઇ પણ કારણ નથી આવા ભૂલભરેલા વિચારોથી તમો નિરાશ થશો નહિ. કારણ કે મહાપુરૂષો કાંઈ આકાશમાંથી પડતા નથી, તેઓ મહાપુરૂષોને છાજતા કૃત્યો કરીનેજ મહાપુરૂષો બન્યા છે તેવા કૃત્યો કરવાનું સામર્થ્ય જેમ તેમનામાં હતું તેમ તમારામાં પણ છે. તેવા મહાપુરૂષો બે હાથ પગવાળા તમારા જેવાજ મનુષ્યો હતા, અને છે. ગવર્નરનો ઓદ્ધો કે વોઇસરૉયની પદવી મેળવવામાં પૂર્વના પ્રારબ્ધની અપેક્ષા રહે છે; પણ મહાપુરૂષની પદ્વી મેળવવા માટે અંતઃકરણની કુંચીજ ફેરવવી જોઇએ—કે જેને લીધે પરોપકાર વૃત્તિની જાગૃતિ થાય, અને આત્મસંમયની સાથે દૃઢતાના દરવાજા ખુલ્લા થાય. આ કુંચી તે સમજણ પૂર્વકની હિમ્મત છે. તમારી પાસે કોઇ ગ્રાહક આવ્યો હોય તેને ઉંધું ચતું સમજાવી ખોટા માલને સારો મનાવવાની

તમારામાં હિંમત છે, કોઈની પાસેથી પૈસા લીધા હોય; તે લેવા આવે ત્યારે તેને ન આપતાં ઉલટું તેને દબાવી, કોરટમાં ઘસડી જઈ, તેના ઉપર ખોટા આરોપો ચડાવવાની તમારામાં હિમ્મત છે. પણ આ હિમ્મત ગેરસમજણવાળી છે. તેનું ચણતર અવળા પાયા ઉપરથી થએલું છે. તે ચણતરને પાડી, તેને સવળા પાયા ઉપર ચડાવવું એજ અર્થ સમજણ પૂર્વકની હિમ્મતનો છે.

બંધુઓ! કાંઇક વિચારશકિત જેનામાં છે તેમનાં અંતઃકરણો ઘણી વાર અયોગ્ય અને નિષિદ્ધ કૃત્યો તરફ ધિક્કારની લાગણી પ્રકટ કરે છે છતાં પણ હિમ્મતની ગેરહાજરીને લીધે તરત વિરોધી લાગણીઓથી તે લાગણી દબાઇ જાય છે. માટેજ કહ્યું છે કે પ્રથમ હિમ્મતરૂપી કુંચીને હાથમાં રાખો.

કર્તવ્ય બજાવવાને લાયક તમારૂં અંતકરણ થયું એટલે જીવનના ઉચ્ચ કાર્યોમાં તમે ફત્તેહમંદ થશો. 'સેનેકા' એ કહ્યું છે કે, જો તમે તમારૂં કર્તવ્ય બહાદુરીથી અને ઉદારતાથી પરિપૂર્ણ કરશો તો ખરેખર તમે કૃતકૃત્ય થશો. વચનની આશાથી કે શિક્ષાની બીકથી નહિ, પણ જે સારૂં છે તેના ઉપરની ખરી લાગણીથી કર્તવ્ય બજાવશો તો તમારૂં અંતઃકરણ એ એક આનંદનું મંદિર બનશે.

"એમર્સન" કહે છે કે, "મનુષ્યજાતિના પોતાની મેળે બે વર્ગ બંધાય છે. કલ્યાણ કર્તા, અને અકલ્યાણ કર્તા. જો તમો પાછલા વર્ગમાં હશો તો તમારા મિત્રો એક વખત તમારા દુશ્મનો થશે, યાદગીરીઓ દુઃખદાયક થશે, જીવતર ગ્લાનિરૂપ થશે, દુનિયા કારાગૃહ સમાન થશે, અને મૃત્યુનો ત્રાસ લાગશે. હવે

એથી ઉલટું જો તમો શુદ્ધ ને સારા વિચારો મનમાં લાવશો ને કોઇને પણ તેના જીવતરમાં સુખ આપશો; તો તમે એક દેવદૂતની ફરજ બજાવી ગણાશે. ”

## મનોબળની જરૂરી.

બંધુઓ! કોઇ કોઈ જમાનામાં કર્ત્તવ્યપરાયણ થવામાં કંઇ મુશ્કેલી હોતી નથી, ત્યારે કોઇ જમાનામાં તે કામ મહાભારત જેવું મુશ્કેલ થઇ પડે છે. જે જમાનામાં કર્ત્તવ્ય બજાવનારાની સંખ્યા થોડી હોય છે તે જમાનામાં મુશ્કેલીઓ વધે છે અને સંખ્યા વધારે હોય તો મુશ્કેલી કમ થાય છે. આખો સમાજ જૂઠ પ્રવૃત્તિમાં મચ્યો હોય, ત્યારે એક બે માણસ સત્યવાદી થવા ધારે, તો તેમને બહુ મુશ્કેલી નડે છે. ઘેર અને બહાર અનેક લોકોના પ્રહાર તેમને સહન કરવા પડે; એટલુંજ નહીં પણ તેથી પોતાની આર્થિક સ્થિતિને પણ કદાચ ધક્કો લાગી જાય. તો પણ ખરા સત્યસેવકો એટલેથી પાછા પડતા નથી. તેઓ કમર કસીને અસત્યની સામે થાય છે. કર્તવ્ય બજાવતાં પડતી મુશ્કેલીઓ અને દુઃખના ઘા ખમવાને પોતાના હૃદયને વજ્રતુલ્ય બનાવે છે. સતી સીતા અને દ્રોપદીના દાખલા તમે અનેકવાર સાંભળ્યા હશે.

બલવાન્ રાજાઓની ધમકીઓ અને લાલચોએ તેમના ચરિત્ર ઉપર જરી પણ અસર કરી નહીં. મરણાંત કષ્ટ આવતાં પણ તેણી સત્યશીલથી ચુકી નથી. સ્વપ્ને પણ અનાચાર સેવવાની ઇચ્છા કરી નથી. આવા મનોબળ વિના કર્તવ્યનું કઠિન વ્રત પાળી શકાતું નથી. ચાલુ જમાનામાં કર્તવ્ય બજાવનારાઓની

સંખ્યા થોડી હોવાને લીધે કર્તવ્યવ્રત કઠિન જેવું લાગે છે, પણ જો મનને કેળવવામાં આવે અને મનોબળનો સંચય કરવામાં આવે તો કંઇ કઠિન નથી. 'किं दूरं व्यवसायिनाम्' ઉદ્યોગી અને ખંતીલા માણસને શું અસાધ્ય છે? રામરાસમાં એક ઠેકાણે ખરૂં કહ્યું છે કેઃ—

રામ પુછે સુગ્રીવને રે, લંકા કેતી દૂર;
આળસુને અલગી ઘણી રે, ઉદ્યમવંત હજુર;
બિભીષણ વાત વિચારો એહ.

કોઈ પણ કાર્ય મુશ્કેલ લાગે છે, તે માત્ર મનની નબળાઇને લીધેજ. તેજ કાર્ય ઉદ્યમી અને મનોબળવાળાને સુકર જણાય છે.

સજ્જનો! તમારામાંથી કોઇને એમ માનવાનું કારણ નથી, કે આપણામાં તેટલું મનોબળ નથી તો આપણાથી કર્તવ્ય કેમ બજાવી શકાય? કર્તવ્ય એક પ્રકારનું નથી. તેના અનેક પ્રકાર છે. તેમજ કર્તવ્યસાધક બળની પણ અનેક ડિગ્રીઓ છે. જે ડિગ્રીનું બળ જે પ્રકારનું કર્તવ્ય સાધવાને સમર્થ થાય તે પ્રકારનું કર્તવ્ય સાધવું એમાં કંઇ હરકત નથી. થોડું બળ હોય તો થોડેથી શરૂઆત કરો પણ એટલો નિશ્ચય કરો, કે જેની શરૂઆત કરી, તેને પાર પાડયા વિના પડતું મેલવું નહી. પડતું મેલનાર કદી પણ ફત્તેહ પામતો નથી. એટલુંજ નહીં પણ તેની ગણના અધમ વર્ગમાં થાય છે ભર્તૃહરિએ એક ઠેકાણે કહ્યું છે કેઃ—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः ।
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ॥

विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः ।
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥ १ ॥

અર્થઃ—હલકી પ્રકૃતિના માણસો કાર્યના પ્રારંભમાંજ વિઘ્નોનો વિચાર કરે છે. મધ્યમ કામ શરૂ કરી પડતું મેલે છે પણ ઉત્તમ પુરૂષો આરંભેલું કાર્ય મરણાંત કષ્ટે પણ પડતું મુકતા નથી.

સ્વાર્થનાં કાર્યો પડતાં મુકાય તો ભલે, પણ પરમાર્થ અને સદ્વર્તનથી તો કદિ પણ દૂર ન થવું જોઇએ.

ૐ શાંતિ. શાંતિ. શાંતિ.



# વ્યાખ્યાન ૫મું.

## સ્થલ—કઠોર, તા૦ ૧૦-૫-૧૪ ને રોજ.

## વિષય—સામાન્ય ધર્મ.

સજ્જનો ! આજનો વિષય સામાન્ય ધર્મનો છે. આ શબ્દ સમૂહમાં કે સામાસિકશબ્દઘટનામાં 'સામાન્ય' અને 'ધર્મ' એવા બે શબ્દો છે. પ્રથમ 'ધર્મ' શબ્દના અર્થનો આપણે વિચાર કરશું. સામાન્ય રીતે 'ધર્મ' એ શબ્દ લોકોમાં એટલો બધો પ્રચલિત છે કે એક નાનાં બાળકથી પણ તે શબ્દ અજાણ્યો નથી, પરંતુ તેનો અર્થ તથા ગૂઢ રહસ્ય થોડાજ મનુષ્યો સમજે છે. 'ધર્મ' શબ્દ ધૃ સં. ધાતુ ઉપરથી બન્યો છે. એ ધાતુનો અર્થ 'ધારણ કરવું' એવો થાય છે. અર્થાત્ ધરી રાખે તે ધર્મ.

તમે કહેશો કે અમે ખુરશીપર બેઠા છીએ ને તે પણ અમને ધરી રાખે છે, તેમજ ખુરશીને પૃથ્વી ધરી રાખે છે ત્યારે તેને પણ ધર્મ કહીશું ? હા. એક રીતે તેને પણ ધર્મ કહેવાય. દરેક વસ્તુને તે તે વસ્તુના સ્વરૂપમાં યા ગુણમાં ધરી રાખનાર જે સ્વભાવ તેનું નામ ધર્મ.

"वत्थुसहावो धम्मो" એ ધર્મનું સામાન્ય લક્ષણ છે. પણ આપણે આ વખતે જડના ને બીજી વસ્તુના ધર્મ તપાસવાના નથી. પરંતુ આ સ્થળે મનુષ્યનો અથવા આપણો પોતાનો શું ધર્મ છે તેજ જાણવાનું છે. મનુષ્ય તત્ત્વ બે વસ્તુનું બનેલું છે. શરીર, તેને લગતા અવયવો તથા આત્મા.

આત્માનો સ્વભાવ ઉચ્ચ ગામી છે, પરંતુ તે શરીર અને બીજા હલકા સંયોગોમાં સંયોજાઇ નીચગામિ થઇ જાય છે. માટે તેને નીચ સ્વભાવમાંથી બચાવીને ઉચ્ચ સ્વભાવની દિશામાં ધરી રાખે છે તેને આપણે ધર્મ કહીએ છીએ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

'यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः'

અર્થાત્ જેનાથી અભ્યુદય ને મોક્ષની સિદ્ધિ થાય તેજ ધર્મ. તે ધર્મ ક્યાં રહે છે?—

કેટલાક લોકોની માન્યતા એવી હોય છે કે દિવસમાં એક વાર ધર્મસ્થાનમાં કે દેવમંદિરમાં જઇ ગુરૂ કે ભગવાનની મૂર્તિનાં દર્શન કરી આવવાં અને સંપ્રદાયનાં બાહ્ય ચિન્હ ધારણ કરવાં એજ ધર્મ. પછી વ્યવહારમાં ગમે તે રીતે વર્તવામાં આવે તેની દરકાર નહિ. શું ધર્મ આટલી હદમાંજ સમાએલો હશે? નહિ, નહિ, ધર્મની હદ વિશાળ છે. તે બાહ્ય ચિન્હોમાં અગર સંપ્રદાયની નિશાનીઓમાંજ સમાએલો નથી. કિન્તુ દરેક પ્રાણીને પોતાની પેઠે માનનારના અંતરમાં જ્યાં જ્યાં સદ્બુદ્ધિનો નિવાસ છે ત્યાં ત્યાં ધર્મ પ્રસરેલો છે.

જે બુદ્ધિમાં અગર હૃદયમાં ધર્મનો પ્રકાશ હોય છે તે હૃદયમાં હમેશાં ઉચ્ચ સ્ફુરણાઓનો આવિર્ભાવ થયા કરે છે, તે માણસ પાસે જે કાંઇ વસ્તુ હોય છે તેનો હમ્મેશ સદ્ઉપયોગજ થાય છે. સંસ્કૃતમાં એક સ્થળે એવું કથન છે કેઃ—

वादाय विद्या च धनं मदाय। शक्तिः परेषां परिपीडनाय॥
खलस्य साधोर्विपरीतमेत ज्ज्ञानाय दानाय च रक्षणाय॥ १॥

સદ્બુદ્ધિવાળો માણસ જો ભણેલો હોય તો તે વિદ્યાનું રહસ્ય સમજી તેનો ઉપયોગ બીજાને સમજાવવામાં અને સન્માર્ગે દોરવામાંજ કરે છે. જો તેની પાસે ધન હોય તો તે ધનને સંગ્રહી ન રાખતાં કે સ્વાર્થ માટે ન વાપરતાં, સારી સારી સંસ્થાઓમાં, જનસમાજનો ઉદ્ધાર કરવામાં અને ગરીબ મનુષ્યોનું પોષણ કરવામાં તેનો વ્યય કરે છે. કદાચ તેની પાસે અધિકાર કે સત્તા હોય તો તેનો ઉપયોગ લોકોને ન્યાય આપવામાં, રક્ષણ કરવામાં કે શાન્ત રાખવામાંજ કરે છે, ત્યારે દુષ્ટબુદ્ધિવાળો માણસ તેવોજ ભણેલો હોય તો પણ તે વિદ્યાનો ઉપયોગ વાદવિવાદમાં ઉતરી કોઇને હલકા પાડવામાં કે અભિમાન ધરાવવામાં કરે છે, અને ધનનો ઉપયોગ કેવળ સ્વાર્થ સાધવામાં, બીજાઓને દબાવવામાં કે મોજશોખમાં કરે છે. તેમજ સત્તાનો ઉપયોગ અન્યાયથી બીજાઓને પીડવામાં કરે છે.

### દુર્યોધન અને ધર્મરાજાનું દૃષ્ટાન્ત.

બંધુઓ! સદ્બુદ્ધિ ને દુર્બુદ્ધિનું આ એક દૃષ્ટાંત અત્રે અસ્થાને નહિજ ગણાય. એક સમયે ધર્મરાજા તથા દુર્યોધનને શ્રી કૃષ્ણ મહારાજે કહ્યું કે દ્વારિકામાં સારામાં સારા તથા ખરાબમાં ખરાબ માણસો કોણ કોણ છે તે શોધી લાવો. તે ઉપરથી ધર્મરાજાએ દ્વારિકામાં સ્થળે સ્થળે ફરી દરેક માણસની તપાસ કરી તો તેમને જ્યાં ત્યાં ગુણી માણસોજ જોવામાં આવ્યા. કોઇ ખરાબ માણસ જોવામાંજ આવ્યું નહિ. દુર્યોધન પણ તેવીજ રીતે તપાસ કરવા ફરી વળ્યો તો તેના જોવામાં જ્યાં ત્યાં દુર્ગુણોથી લિપ્ત થએલાં મનુષ્યો જણાયાં, કોઇ સારો માણસ તેના જોવામાં આવ્યો નહિ. બંને જણા શ્રીકૃષ્ણ મહારાજ પાસે

આવ્યા. ત્યાં ધર્મરાજાએ કહ્યું કે મને તો સર્વત્ર સારા માણુસોજ દશ્ય થાય છે. તેજ સમયે દુર્યોધને કહ્યું કે મને તો દ્વારિકામાં કોઇ સારા માણુસો જોવામાં આવતા નથી. કોઇ ચોર, કોઇ નિંદક, કોઇ જૂઠા બોલો, કોઇ લોભી, કોઈ લુચ્ચો, કોઇ કપટી વગેરે દુર્ગુણીજ જોવામાં આવે છે. આ પ્રશ્નનો વિચાર કરતાં સિદ્ધ થાય છે કે સારા ને ખરાબનો આધાર પરીક્ષકની બુદ્ધિ ઉપર રહેલો છે. અર્થાત્ ધર્મરાજાની દૃષ્ટિ ગુણગ્રાહિણી હતી, તેથી તેમને દરેક માણસમાં ગુણજ જોવામાં આવ્યા; પરંતુ દુર્યોધનની દૃષ્ટિ દોષ ગ્રાહિણી હતી માટે તેને સર્વત્ર દોષજ જોવામાં આવ્યા. જેવી તેમની દૃષ્ટિ હતી તેવા તેઓ પોતે હતા; એટલે ધર્મરાજા સદ્ગુણી ને નીતિમાન હતા ત્યારે દુર્યોધન દુર્ગુણી અને અનીતિમાન હતો તેનું પરિણામ પણ તેવુંજ આવ્યું એટલે કે અંતે યુદ્ધમાં દુર્યોધનના પક્ષમાં ઘણા માણુસો હતા છતાં તેનો પરાજય થયો, અને ધર્મરાજાના પક્ષમાં થોડા માણુસો છતાં તેમનો વિજય થયો ખરૂંજ કહ્યું છે કે,—**यतो धर्मस्ततोजयः** એટલે જ્યાં ધર્મ છે ત્યાંજ જય છે.

## અધર્મનો ક્ષણિક પ્રકાશ.

બંધુઓ ! અધર્મ અને અન્યાયનો પ્રકાશ વધારે વખત ટકતો નથી. વિજળીના ચમકારાની પેઠે તે એક વાર ચળકે છે; પરંતુ અલ્પસમયમાં તેનો લય થઇ જાય છે. સુભાષિતકારે કહ્યું છે કેઃ-

**अन्यायोपार्जितं द्रव्यं । दशवर्षाणि तिष्ठति ॥**
**प्राप्ते चैकादशे वर्षे । समूलंच विनश्यति ॥ १ ॥**

અન્યાય ને અધર્મથી મેળવેલી લક્ષ્મી, અધિકાર કે સત્તા લાંબો વખત ટકતાં નથી. તેની અવધિ ૧૦ દશ વર્ષની છે. અગીઆરમે

વધે મૂળ સંપત્તિને પણ લઇને અન્યાયથી મેળવેલી સંપત્તિ ચાલી જાય છે.

## ધર્મનો પ્રકાશ.

અધર્મના પ્રકાશ જેવો ધર્મનો પ્રકાશ નથી કિન્તુ તે ચિરસ્થાયી છે. અલબત તે પ્રકાશ અધર્મની પેઠે એકદમ દેખાતો નથી, તે મોડેથી દેખાય છે અને એક સરખો લાંબા સમય સુધી પહોંચે છે. જે ઝાડનાં મૂળ ભૂમિમાં ઉંડાં હોતાં નથી, તેની વૃદ્ધિ અને વિકાસ ઝટ થાય છે પરંતુ તે તુરતજ સુકાઇ જાય છે. પણ ઉંડા મૂળવાળાં ઝાડ જેમ ધીમા ધીમા વૃદ્ધિ પામી દીર્ઘકાલ પર્યંત વિના પોષણે ટકી રહે છે, તેમ ધર્મનો પ્રકાશ ધીમે ધીમે પ્રસરતો જઇ દીર્ઘકાલ પહોંચે છે. રાયણનાં ઝાડો એટલાં ધીમાં વૃદ્ધિંગત થાય છે કે તેના રોપકને તેના ફળનો લાભ કદાચ મળી શકતો નથી પરંતુ તેના પુત્ર પરિવારાદિને તો તેનો લાભ લાંબા સમય સુધી મળે છે, તેમ ધર્મનો વેગ ધીમો છે છતાં તેનાં ફળ પોતાને ને બીજાઓને લાંબા વખત સુધી મળે છે.

જે કુટુંબમાં, ગામમાં, દેશમાં, કે સમાજમાં કહેવાતા ધર્મનું નહિ પણ વાસ્તવિક ધર્મનું સામ્રાજ્ય હોય છે ત્યાં પ્રસન્નતા, શાંતિ, આનંદ ને અભિવૃદ્ધિ શું આપણે જોતા નથી? આ શું ધર્મનું પ્રત્યક્ષ ફળ નથી? કેટલાક લોકો કહે છે કે ધર્મથી પરલોકમાં સુખ મળે છે, અહીં તેનું ફળ નથી. શું આ માન્યતા સાચી છે? આજે ખાઇએ તેની તૃપ્તિ આજે નહિ મળતાં કાલેજ મળે? નહિ, એ સંભવિત નથી. ખાધા પછી તુર્તજ તૃપ્તિ થાય છે તેમ ધર્મથી પણ તુરતજ આલોકમાં પણ પ્રસન્નતા, શાંતિ આનંદ વગેરે ધર્મનાં ફળો અવશ્ય પ્રાપ્ત થાય છે.

## સામાન્ય શબ્દનો અર્થ.

બંધુઓ! ધર્મ શબ્દ સાથે યોજાએલા સામાન્ય શબ્દનો શું અર્થ છે તેનો વિચાર કરીએ. "समानानां भावः सामान्यं" અર્થાત્ સમાન વસ્તુઓનો જે ભાવ તે સામાન્ય એટલે સાધારણ, તુચ્છ (કિંમત વગરનું) એવો અર્થ અહીં લેવાનો નથી. અહીં તો જે સ્વભાવ કિંવા ધર્મ એક સરખી રીતે સર્વત્ર રહી શકે તે સામાન્ય, આવા અર્થમાં સમાન્ય શબ્દ અને ધર્મ શબ્દનો વિશેષણ વિશેષ્યભાવ રહી શકે છે. તેથી "सामान्यानां धर्मः" (સામાન્ય માણસોનો ધર્મ) "सामान्यधर्मः" એમ તત્પુરૂષ સમાસ ન કરતાં કર્મધારય સમાસ કરવો ઉચિત છે; પણ આ વિશેષણવિશેષ્યભાવ ત્યારેજ સંભવી શકે કે જ્યારે ધર્મ એ વસ્તુ અનેક આશ્રયોમાં એક સરખી રીતે રહી શકતી હોય. શું તેમ છે? આપણે અહીં તો જૂદા જૂદા ધર્મો ને પંથો વળી તેની જૂદી જુદી માન્યતાઓ એટલી બધી ભિન્ન ભિન્ન જોઈએ છીએ કે તેમાં ધર્મની સમાનતા અથવા સામાન્યપણું અસંભવિત જેવું લાગે. ઉપલક દૃષ્ટિથી જોઇએ તો અલબત તેવું લાગે, પણ ઉંડો વિચાર કરતાં તેમ નહિ જણાય.

## કુદરતની સમાનતા.

આપણે કુદરતના ખજાના તરફ દૃષ્ટિ કરીએ છીએ તો વિષમતાને બદલે સમાનતા જોવામાં આવે છે. દાખલા તરીકે,–પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ વગેરે જુઓ. પૃથ્વી તરફ નજર કરો તો તે દરેકને સરખી રીતે આશ્રય આપે છે. તેના ઉપર ગમે તો હિંદુ, મુસલમાન, પારસી, કે ક્રિશ્ચિયન ઉભો રહે તો પણ પૃથ્વી

તેનો ભેદ રાખતી નથી; કે અમુકને આશ્રય આપવો ને અમુકને નહિ, કે અમુકને પાઠ આપવો ને અમુકને નહિ. તેવો કાંઇ ભેદ નથી. તેમજ આકાશમાંથી વરસતું પાણી પણ દરેક દેશની પ્રજાને એક સરખો આસ્વાદ આપે છે. એટલુંજ નહિ પણ દરેકના જીવન વ્યાપારમાં સરખું ઉપયોગી થાય છે. સૂર્યનો પ્રકાશ પણ દરેકને સરખો લાભપ્રદ છે. હવા ને અગ્નિનું પણ તેમજ છે. આ કુદરતી વસ્તુઓમાં દેશ અને સમાજ કે ધર્મપરત્વે કાંઇ પણ અસમાનતા નથી. બાળક જ્યારે જન્મે છે, અને મનુષ્ય બુદ્ધિના ભેદભાવનો સંસ્કાર તેના મન ઉપર જ્યાં સુધી પડયો નથી ત્યાં સુધી તેનામાં પણ અસમાનતા જોવામાં આવતી નથી.

## મનુષ્યબુદ્ધિમાં વિષમતા.

આમ કુદરતના ખજાનામાં જ્યારે સમાનતાજ જોવામાં આવે છે ત્યારે મનુષ્યબુદ્ધિ કે જે જાણે કુદરતથી ઉલટુંજ કામ કરતી હોય તેમ તેમાં વિષમતા જોવામાં આવે છે. આકાશમાંથી પડેલું પાણી તળાવમાં એક સરખું પડયું હોય છે, પરંતુ જ્યારે જુદી જુદી જાતના માણસોના જૂદા જૂદા વાસણમાં તે પાણી આવે છે ત્યારે તેમાં મોટો ભેદ માની લેવામાં આવે છે. ખરૂંજ કહ્યું છે કે;

"ટીપા પાની એક હે, પનીહારી અનેક,
બાસન મેં બીગરા ભયા; નીર એકકા એક."

આ ભેદ કયાંથી આવ્યો ? તળાવના પાણીમાં કે કુંભાર વા કંસારાના બનાવેલા વાસણમાં ? એ બેમાં તો ભેદ જણાતો નથી. તળાવનું પાણી એકજ છે, અને જે માટીમાંથી કે ધાતુમાંથી વાસણ બન્યાં તેમાં પણ ભેદ નથી. ત્યારે તે ભેદ આવ્યો કયાંથી ?

તે કોઇ જણાવશે ? કોઇ નહિ જણાવે તો હું કહીશ કે તે ભેદ બીજી કોઇ વસ્તુનો નહિ; પણ માનવ બુદ્ધિમાં માની લીધેલી ઉચ્ચતા નીચતા રૂપ વિષમતાનોજ છે.

## ધર્મમાં પણ વિષમતા.

માણસના મનનો સ્વભાવ એવો પડી ગયો છે કે તે પોતાની માન્યતા, પોતાનું કુળ, પોતાનો વ્યવહાર અને પોતાની જે કાંઇ વસ્તુ માની લીધેલી હોય છે તે બધાને ઉચ્ચ માને છે; અને અન્યવસ્તુઓને નીચ માને છે, તેમ કેટલાએકને એવી પણ આંતરિક ઇચ્છાઓ હોય છે, કે કોઇ પણ પ્રકારે મારી મહત્તા વધે, લોકો મારી સત્તાને આધીન થાય, મારા કરતાં બીજા કોઇની મહત્તા ન્યૂન રહે આમ મહત્વાકાંક્ષા, ઇર્ષા, ને પોતાની વસ્તુઓમાં અભિમાનને લઇને પોતાની સરસાઇ અને બીજાની હલકાઇ બતાવવાની પ્રવૃત્તિ થાય છે. આ પ્રવૃતિએજ સામાન્ય અને અખંડ ઉત્તમ ધર્મમાં ભેદ ઉત્પન્ન કર્યા છે. તેથી કાળના પ્રવાહમાં એક ધર્મના અનેક ખંડો થઇ ગયા છે. હું ભૂલતો ન હોઉં તો એક હિંદુસ્તાનમાંજ ત્રણ હજાર ધર્મ પંથો અસ્તિત્વ ધરાવે છે. અલબત, નવીન તત્વની શોધ જુના મગજમાં ભળે નહિ એ પણ ભેદનું એક કારણ છે. પરંતુ તે કારણને લઇને જેટલા ભેદ પડયા છે તેના કરતાં પહેલાં જણાવેલા કારણોથી વધારે ભેદ પડયા છે; અને તેની પરસ્પર એટલી બધી વિષમતા ચાલે છે કે જેનું વર્ણન કરતાં પણ તિરસ્કાર છુટે છે. " **हस्तिना ताड्यमानोपि न गच्छेज्जैन मंदिरं** ॥ અર્થાત્ હાથી માર માર કરતો ચાલ્યો આવતો હોય તેની સામે જઇ ચગદાઇ જવું કે

તેનો ભેદ રાખતી નથી; કે અમુકને આશ્રય આપવો ને અમુકને નહિ, કે અમુકને પાઠ આપવો ને અમુકને નહિ. તેવો કાંઇ ભેદ નથી. તેમજ આકાશમાંથી વરસતું પાણી પણ દરેક દેશની પ્રજાને એક સરખો આસ્વાદ આપે છે. એટલુંજ નહિ પણ દરેકના જીવન વ્યાપારમાં સરખું ઉપયોગી થાય છે. સૂર્યનો પ્રકાશ પણ દરેકને સરખો લાભપ્રદ છે. હવા ને અગ્નિનું પણ તેમજ છે. આ કુદરતી વસ્તુઓમાં દેશ અને સમાજ કે ધર્મ પરત્વે કાંઇ પણ અસમાનતા નથી. બાળક જ્યારે જન્મે છે, અને મનુષ્ય બુદ્ધિના ભેદભાવનો સંસ્કાર તેના મન ઉપર જ્યાં સુધી પડયો નથી ત્યાં સુધી તેનામાં પણ અસમાનતા જોવામાં આવતી નથી.

## મનુષ્યબુદ્ધિમાં વિષમતા.

આમ કુદરતના ખજાનામાં જ્યારે સમાનતાજ જોવામાં આવે છે ત્યારે મનુષ્યબુદ્ધિ કે જે જાણે કુદરતથી ઉલટુંજ કામ કરતી હોય તેમ તેમાં વિષમતા જોવામાં આવે છે. આકાશમાંથી પડેલું પાણી તળાવમાં એક સરખું પડયું હોય છે, પરંતુ જ્યારે જુદી જુદી જાતના માણસોના જૂદા જૂદા વાસણમાં તે પાણી આવે છે ત્યારે તેમાં મોટો ભેદ માની લેવામાં આવે છે. ખરૂંજ કહ્યું છે કે;

> " ટીપા પાની એક હે, પનીહારી અનેક;
> બાસન મેં બીગરા ભયા; નીર એકકા એક. "

આ ભેદ ક્યાંથી આવ્યો ? તળાવના પાણીમાં કે કુંભાર વા કંસારાના બનાવેલા વાસણમાં ? એ બેમાં તો ભેદ જણાતો નથી. તળાવનું પાણી એકજ છે, અને જે માટીમાંથી કે ધાતુમાંથી વાસણ બન્યાં તેમાં પણ ભેદ નથી. ત્યારે તે ભેદ આવ્યો ક્યાંથી ?

તે કોઇ જણાવશે ? કોઇ નહિ જણાવે તો હું કહીશ કે તે ભેદ બીજી કોઇ વસ્તુનો નહિ; પણ માનવ બુદ્ધિમાં માની લીધેલી ઉચ્ચતા નીચતા રૂપ વિષમતાનોજ છે.

## ધર્મમાં પણ વિષમતા.

માણસના મનનો સ્વભાવ એવો પડી ગયો છે કે તે પોતાની માન્યતા, પોતાનું કુળ, પોતાનો વ્યવહાર અને પોતાની જે કાંઇ વસ્તુ માની લીધેલી હોય છે તે બધાને ઉચ્ચ માને છે; અને અન્યવસ્તુઓને નીચ માને છે, તેમ કેટલાએકને એવી પણ આંતરિક ઈચ્છાઓ હોય છે, કે કોઇ પણ પ્રકારે મારી મહત્તા વધે, લોકો મારી સત્તાને આધીન થાય, મારા કરતાં બીજા કોઇની મહત્તા ન્યૂન રહે આમ મહત્વાકાંક્ષા, ઇર્ષા, ને પોતાની વસ્તુઓમાં અભિમાનને લઇને પોતાની સરસાઇ અને બીજાની હલકાઇ બતાવવાની પ્રવૃત્તિ થાય છે. આ પ્રવૃતિએજ સામાન્ય અને અખંડ ઉત્તમ ધર્મમાં ભેદ ઉત્પન્ન કર્યા છે. તેથી કાળના પ્રવાહમાં એક ધર્મના અનેક ખંડો થઇ ગયા છે. હું ભૂલતો ન હોઉં તો એક હિંદુસ્તાનમાંજ ત્રણ હજાર ધર્મ પંથો અસ્તિત્વ ધરાવે છે. અલબત, નવીન તત્વની શોધ જુના મગજમાં ભળે નહિ એ પણ ભેદનું એક કારણ છે. પરંતુ તે કારણને લઇને જેટલા ભેદ પડયા છે તેના કરતાં પહેલાં જણાવેલા કારણોથી વધારે ભેદ પડયા છે; અને તેની પરસ્પર એટલી બધી વિષમતા ચાલે છે કે જેનું વર્ણન કરતાં પણ તિરસ્કાર છુટે છે. " **हस्तिना ताड्यमानोपि न गच्छेज्जैन मंदिरं** ॥ અર્થાત્ હાથી માર માર કરતો ચાલ્યો આવતો હોય તેની સામે જઇ ચગદાઇ જવું કે

મરી જવું બહેતર છે; પણ જૈનનાં સ્થાનમાં જવું નહિં." આવાં વાક્યો હજુ સુધી પણ કેટલાક માણુસોના મુખેથી સાંભળીએ છીએ.

એક પંથમાંજ નહિ પણ દરેક પંથમાં આવા દ્વેષ ભાવવાળાં વાક્યો પરસ્પર યોજી કાઢવામાં આવેલાં છે—દક્ષિણમાં શૈવ અને વૈષ્ણવ પંથ વચ્ચે પણ એવો દ્વેષ ચાલે છે કે—શૈવો વૈષ્ણવો તરફ તિરસ્કારથી જુએ છે, અને વૈષ્ણવો એ શિવમંદિરમાં તો ન જવું પણ વિષ્ણુના અનેક નામમાં કેશવ એ એક નામ છે,—તે પણ ન લેવું, એટલા માટે કે તેમાં શ, વ એ બે અક્ષરો શિવ નામના આવી જાય છે. આ શું થોડો દ્વેષ છે? આ તો એકજ ધર્મ, એકજ મૂળ શાસ્ત્ર, લગભગ સરખોજ આચાર વિચાર. તેમાં "બાસનમે બિગડ ભયા" જેવું થયું. એક પંથની માન્યતા પ્રમાણેજ ધર્મના નિયમોનું કથન બીજા પંથના ઉપદેશકના મુખેથી થાય તો જાણે કે આભડછટ લાગી જતી હોયની! તેમ તે વચનોને સ્પર્શ કરતાં મન અચકાય છે, અને તેથી એક પંથવાળાનું સત્ય કથન પણ બીજા પંથવાળાને નિરૂપયોગી થઇ પડે છે. આવી પદ્ધતિથી આપણને શું થોડું નુકશાન ભોગવવું પડે છે?

ધર્મના પંથોની આ વિષમતા કેવળ ધર્મસ્થાનોમાંજ રહી હોત તો આટલું નુકશાન નહિ થાત. પણ તે વિષમતા તો આગળ વધીને વ્યવહારનાં દરેક કાર્યોમાં પણ ઓતપ્રોત પ્રસરી ગઇ છે. તેથી ઉદ્યોગમાં, વ્યાપારમાં, દેશ પરદેશની મુસાફરીમાં, તેમ વ્યવહારનાં અનેક કાર્યોમાં કેટલીક ગુંચવણો ઉભી થાય છે. તે તમારાથી કાંઇ અજાણ્યું નથી.

ધર્મનાં બાહ્યચિન્હોની શું જરૂર નથી ? હું એમ કહેવા માગતો નથી કે સંપ્રદાયના જૂદા જૂદા ચિન્હો નિરર્થક છે. અલબત ! તે ચિન્હો કાંઇ કાંઇ અર્થસૂચક છે. એટલે જૂદા જૂદા સંપ્રદાયોમાં અમુક અમુક ગુણોની કે ધર્મનાં અંગોની પ્રધાનતા હોય છે, જેમકે વૈષ્ણવોમાં ભકિત, મુસલમાનોમાં ઇમાન (શ્રદ્ધા), જૈનોમાં દયા.

કોઇ અજાણ્યા માણસને જ્યારે વૈદ્ય, વકીલ, વ્યાપારી કે એવી કોઇ પણ વ્યકિતની જરૂર પડે છે ત્યારે તેમનાં સ્થાને ટાંગેલાં પાટીઆં ઉપરની નિશાની જોઇ તેમને ત્યાં જાય છે; તેમ અમુક ધર્મી પુરૂષની ઓળખાણને માટે અમુક ગુણને લઇને ધર્મના અમુક ચિન્હો નકી કરવામાં આવ્યાં હોય એ સંભવિત છે. પરંતુ સાથે એટલું સમજવું જોઇએ કે; નિશાની પ્રમાણે ધર્મના ગુણો પણ ખાસ કરીને તેનામાં હોવા જોઇએ.

જૈન દેરાવાસી ભાઇઓ કેશર ને ચંદનના મિશ્રણના ચાંલ્લા કરે છે તેનો મૂળ હેતુ એ હોવો જોઇએ કે કેશર કે જેનો સ્વભાવ ગરમ છે ને ચંદન કે જેનો સ્વભાવ ઠંડો છે. હવે તે બંનેના મિશ્રણનો હેતુ એ છે કે ગરમી અને ઠંડી બંનેને સમભાવથી સહન કરવાં ને રાગદ્વેષ ન કરવો એ વીતરાગ દશાને સૂચવનાર ચિન્હ છે. ત્યારે તેનો અર્થ એવો થાય છે કે તે ચિન્હ કરનારે રાગદ્વેષની પ્રગતિને અટકાવી સમભાવ તરફ વલણ રાખવું જોઇએ. તેવીજ રીતે સ્થાનકવાસી જૈનોનું ચિન્હ મુહપત્તી છે. તે એમ સૂચવે છે કે મુખથી અસત્ય, અપ્રિય, અપથ્ય અને હાનિકારક વચન નીકળવા માંડે તો તેને અટકાવી વચનને ગાળી સત્ય, પ્રિય, પથ્ય ને શ્રેય કારકજ વચનો બોલવાં અગર મૌન રહેવું. આમ દરેક સંપ્રદાયનાં ચિન્હોમાં

કાંઇને કાંઇ હેતુ હોય છે. તે ચિન્હો સામાન્યધર્મની સત્તાને સૂચવનારા હોવા જોઇએ.

## તત્વ વગર ચિન્હોની નિરર્થકતા.

રૂપીઆની કોથળી ઉપર રૂપીઆની સંખ્યાસૂચક આંક લખ્યો હોય છતાં તેમાં એકે રૂ. ન હોય અગર વૈદ્યની દુકાનનાં પાટીઆં ઉપર અનેક રોગોના ઉપચારના ઔષધ કરનાર રાજવૈદ્ય, ધનવંતરી વગેરે વિશેષણો લખ્યાં હોય છતાં વૈદ્યમાં તેમાંનો એકે ગુણ ન હોય તો તેની શું કિંમત છે? નહિંજ. તેવીજ રીતે ધર્મી તરીકેનાં બાહ્યચિન્હ કે બાહ્યક્રિયા કરનારા અને ધર્મી તરીકેનો દાવો રાખનારાઓમાં જો દયા, પ્રામાણિકતા, ન્યાયવૃત્તિ, પરોપકાર, સંતોષ, સહનશિલતા, ક્ષમા, વૈરાગ્ય, વિવેક, ઉદારતા વગેરે ગુણો ન હોય પરંતુ તેને બદલે જૂઠ, નિર્દયતા, વિશ્વાસઘાત છળ, પ્રપંચ, ચોરી, વ્યભિચાર, ઈર્ષા અસૂયા, પરનિંદા, વગેરે દુર્ગુણો ભર્યા હોય તો તેનાં બાહ્યચિન્હો કે બાહ્યક્રિયાઓ કેવળ દંભરૂપજ ગણી શકાય કે જે દંભ ધર્મને માટે હલાહલ વિષ જેવો છે.

## વર્તમાનમાં ગણાતા ધર્મીઓ.

વર્તમાનમાં ચાલતા પંથો તરફ નજર કરીએ છીએ ત્યારે શું જણાય છે? જેઓ વધારે વખત ધર્મસ્થાનોમાં જાય છે, છાપાં, તિલક, ચાંલ્લા વગેરે બાહ્યચિન્હો ધારણ કરે છે, અને ધર્મી અથવા ભક્ત તરીકે ઓળખાય છે, તે પૈકીનો મોટો ભાગ વ્યાપારમાં અને વ્યવહારમાં એટલા કપટ ને પ્રપંચથી વર્તે છે કે જાણે તેમનું હૃદય તદન શુષ્ક—દયા વગરનું હોયની! ભોળા અને અજાણ્યુ માણસોને ઠગવામાંજ પોતાનું ડહાપણ સમજે છે. હિસાબ ગણવામાં

૧૬×૫=૮૦ ને બદલે પંચાશી ગણાવી વળતી ર છુટ મુકી, હોય તેનાં કરતાં વધારે રકમ અભણ માણસને રાજી રાખીને પણ ઠઢાવે છે. ખોટાં નામાં લખવામાં કે ખોટી સાક્ષી પૂરવામાં ધર્મની આજ્ઞાઓને ભૂલી જઇ, નિડરપણે ફાવે તેમ વર્તે છે. સમાજમાં, જ્ઞાતિમાં ને કુટુંબમાં સુલેહ રાખવાને બદલે કલેશનાં બી રોપવામાં ને કોઇનું નિકંદન કાઢવામાં જરા પણ અચકાતા નથી. આવી સ્થિતિમાં વિશેષધર્મનાં યા સંપ્રદાયનાં બાહ્ય ચિન્હો ગમે તેટલાં ધારણ કરવામાં આવે છતાં તેના હૃદયમાં સત્ય ધર્મનો લેશ માત્ર પણ પ્રકાશ દેખાતો નથી. આ સ્થળે ઉક્ત વિષયને અનુસરતું એક દૃષ્ટાંત યાદ આવે છે કે—

ચંદ્રનગર નામના શહેરમાં એક મહાત્મા સાધુપુરૂષનું પધારવું થયું. ગામમાં આવો સત્સંગલાભ વખતેજ પ્રાપ્ત થતો, જેથી લોકોમાં વિશેષ ધર્મની લાગણી નહોતી; પરંતુ આ મહાત્માનું પધારવું થતાં લોકોને સત્સંગનો લાભ પ્રાપ્ત થયો. મહાત્મામાં બોધ આપવાની શક્તિ ઉંચા પ્રકારની હતી તેમજ તેમનામાં આકર્ષક શકિત પણ પ્રશંસાપાત્ર હતી. બોધને પરિણામે શ્રોતાઓની સંખ્યા વધવા લાગી અને ઠેકાણે ઠેકાણે મહાત્માની તારીફ થવા લાગી. તે સાંભળીને ગામના રાજાને પણ બોધ વચન સાંભળવાની જીજ્ઞાસા થઇ જેથી તે પણ હરવખત મહાત્માના ભાષણ સમયે હાજર રહેતો. આ બોધને પરિણામે રાજાની ધર્મ તરફ વૃત્તિ થઇ. ઉભા થઇ ગુરૂને વંદન કરી કહ્યું કે મહારાજ ! આજથી આપ મારા ગુરૂ અને હું આપનો શિષ્ય થયો છું.

“ गुरुश्च को यश्च हितोपदेष्टा शिष्यस्तुको यो गुरुभक्तमेव ”

આ સૂત્ર પ્રમાણે આપે મને હિતનો બોધ આપ્યો તો મારે

આપની ભક્તિ કરવી જોઇએ તેથી આપ આજ્ઞા કરો કે મારે શું કરવુ ? ગુરૂએ વૈષ્ણવધર્મનો ફેલાવો જે માર્ગે થાય તે માર્ગ લેવાને રાજાને કહ્યું. રાજાએ તેમ વર્તવાનો નિશ્ચય કર્યો, ને જે સ્વધર્મી વૈષ્ણવમાર્ગી બને તેનો કર માફ કર્યો. આમ કરવાથી વૈષ્ણવમાર્ગીની સંખ્યામાં વધારો થવા લાગ્યો ને રાજાની ઉપજ ઘટવા લાગી. ઉપજ ઘટવાથી રાજાને પોતાનું ખર્ચ નિભાવવું મુશીબત ભરેલું થઇ પડયું. આવી મુશીબત પડયા છતાં રાજાએ પોતાનો નિશ્ચય છોડયો નહિ. વૈષ્ણવોની સંખ્યા દિવસે દિવસે વધવા લાગી તેમ રાજાની ચિંતામાં પણ વધારો થતો ગયો. એક વખતે પાછા તેજ ગામમાં પેલા સાધુ આવી ચડયા. મહારાજને આવેલા જોઇ તેમના સર્વ વૈષ્ણવ ભકતો દર્શનાર્થે ગયા. રાજા પણ ગયો. રાજાના મુખ ઉપરની ગ્લાનિ જોઇ મહાત્માએ રાજાને તેમ થવાનું કારણ પૂછયું. રાજાએ પોતાની આર્થિક સ્થિતિ મહાત્માને જણાવી. મહાત્મા સમજી ગયા કે સૌ પૈસાની લાલચે ભકત બન્યું છે. પણ ખરા ભકત કોણ છે તે જોવા તો ખરા એમ વિચારી રાજાને આશ્વાસન આપી સર્વ વૈષ્ણવ ભકતોને એક મેદાનમાં ભેગા થવા જણાવ્યું ને કહ્યું કે જે ખરા વૈષ્ણવ ભક્ત હોય તેમણેજ આ મેદાનમાં ભેગા થવું. રાજાએ તે પ્રમાણે ગામમાં ઢંઢેરો ફેરવ્યો, તે સાંભળી સર્વે ટીલાં ટપકાં કરી ભક્તિનો ડોળ બતાવતા મેદાનમાં ભેગા થયા, સૌને મેદાનમાં ભેગા થએલા જોઇ મહારાજે કહ્યું કે, તમને આ સ્થળે ભેગા થએલા જોઇ મને ઘણો આનંદ થાય છે તમે સૌ વિષ્ણુના ભકત છો જેથી તમારી પાસે મારે આજે એક માગણી કરવાની જરૂર પડી છે. તે એ કે ઇશ્વર અર્થે થોડા બગનીઆ તેલની જરૂર પડી છે માટે જે વિષ્ણુના ખરા ભક્ત હોય તેમણે આ મેદાનમાં રાખેલી ઘાણીમાં

દાખલ થઇ તેલ કાઢવા આપવું. આ શબ્દ સાભળતાંજ સૌનાં મોઢાં કરમાઇ ગયાં. મોઢાનું થુંક લઇ ટીલાં ટપકાં સૌએ લુછવા માંડયાં, તે કહેવા લાગ્યા કે અમે તો વૈષ્ણુવ નથી, પરંતુ અન્યમાર્ગી છીએ એમ સૌએ જૂદા જૂદા મત દર્શાવ્યા. આ વખતે સૌ ગમે તેમ બહાનાં કાઢી ભગતીયા તેલની બીકે સટકી ગયા. પરતુ એક માણસે હિમ્મત રાખી મહાત્માને કહ્યું કે હું ખરો વૈષ્ણુવ છું ને હું ભગતીરૂં તેલ આપવાને ખુશી છું. તમે ખુશીથી ઘાણીમાં દાખલ કરો એમ કહી પોતે ઘણીજ ખુશી બતાવતો ભગતીયા તેલને અર્થે પોતાનો દેહ આપવા ઉત્સુક થયો અને ઘાણીમાં રાજી ખુશીથી દાખલ થયો. ઘાણી ફરવા લાગી પણ તેના મુખ ઉપર ખુશાલી છવાઇ રહી હતી. મહાત્માના ઇસારાથી જ્યારે ઘાણી ફરતી બંધ થઇ ત્યારે તે ઉદાસ થયો કે શું હું લાયક નથી? મહાત્માયે કહ્યું કે મારે તેલ જોઇતું નથી. મારે તો પરીક્ષા કરવાની હતી. તું ખરો ભકત છે. જા તને અભય છે. એમ મહાત્માએ તેને અભય વચન આપ્યું અને ખરા ભકત તરીકે જાહેર કર્યો. આ ઉપરથી રાજા સમજી ગયો કે જે જે ભકતો થયા હતા તે તે ખોટા હતા, પણ ખરો ભકત આ એકજ છે માટે તેનો કર માફ કરી બાકીના સર્વેના કરો લેવા ફરમાવ્યું. મહાત્માએ આ પ્રમાણે રાજાની ચિંતા દૂર કરી. સારાંશ કે બાહ્યાચાર ઉપરથી ધર્મની ખરી પરીક્ષા થતી નથી. ચાલુ જમાનામાં આ પ્રકારના ધર્મીઓની સંખ્યા વધારે દેખાય છે, પરંતુ તેથી આત્માનું હિત થઇ શકતું નથી. વસ્તુના સ્વરૂપને ઓળખનારા ને તે પ્રમાણે વર્તન કરનારા થોડા છે. ખરા વૈષ્ણુવ ભકતો કોને કહેવા તે વિષે વિષ્ણુના પરમભકત નરસીંહ મહેતાની ઉર્મિ નીચે પ્રમાણે છે.

## રાગ આશાવરી.

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર ઉપકાર કરે જે નિત્યે, મન અભિમાન ન આણે રે,
સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કોની રે;
વાચ, કાછ, મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે,
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન ઝાલે ન હાથ રે,
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ જેના મનમાં રે,
રામ નામ શું તાલી રે લાગી, સકળ તીર્થ તેના તનમાં રે,
વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તર્યા રે,

### यतो धर्म स्ततो जयः

ઘણા માણસોને એવી શંકા થાય છે કે ધર્મથી જો વિજય થતો હોય અને ધર્મનું ફળ સુખ-સંપતિ કે આબાદી રૂપ હોય તો હિંદુસ્તાન-આર્યાવર્તમાં બીજા દેશો કરતાં ધર્મી પુરૂષોની સંખ્યા વધારે દેખાય છે. ધર્મમંદિરોની સંખ્યા અપાર છે; રામ રામ ભજનારા, જય શ્રીકૃષ્ણ કહેનારા, દ્વારકાનાથનો જય પોકારનારા, અને જયજીનેંદ્ર બોલનારાની સંખ્યા જોઇએ તેટલી છે. આત્મા-જગત્, કર્મ, માયા વગેરે ફિલાસૉફીની વાતો કરનારા પણ ઘણા એ છે. છતાં આ દેશની આર્થિક સ્થિતિ અને સુખ, સંપત્તિ બીજા દેશો કરતાં ઓછી આબાદ છે ને દુઃખ તથા દરિદ્રતા ચારે તરફ પ્રસરી રહેલ છે તેથી ઉલટું જ્યા ગલીનાં જેટલાં ધર્મમંદિરો નથી, છાપા, તિલક વગેરે કરનારા ભક્તો પણ નથી, માંસાહારીઓ છે છતાં ત્યાં સુખ સંપત્તિ ને આબાદી છે. ત્યારે ધર્મનું ફળ

ક્યાં રહ્યું ? ઉપલક દૃષ્ટિથી જોતાં આ વ્યાજબી લાગે છે, પણ ખરી રીતે તેમ નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે:—

"धर्मएव हतो हन्ति । धर्मो रक्षति रक्षितः"

અર્થાત્—જ્યાં ધર્મનો ઉચ્છેદ થાય છે ત્યાં માણસોની સુખ સંપત્તિનો પણ ઉચ્છેદ થાય છે. અને જ્યાં ધર્મનું રક્ષણ થાય છે ત્યાંજ માણસોની સુખ સંપત્તિનું પણ રક્ષણ થાય છે. આ વાક્યો જો ખરાં હોય તો અને ઉપર કહેલી સંપત્તિની સ્થિતિ પણ ખરી હોય તો આપણને એમ માનવાને કારણ મળે છે કે અહીં જેટલા પ્રમાણમાં કહેવાતા ધર્મ અને ધર્મચિન્હોનો દેખાવ છે, તેટલા પ્રમાણમાં વાસ્તવિક ધર્મની સત્તા નથી આગળ વર્ણવેલ સામાન્ય ધર્મનો પ્રકાશ જો જોઇતા પ્રમાણમાં પ્રકાશિત હોત તો આવી સ્થિતિ કદી પણ થાત નહિ, પણ આ તો થયું છે એવું કે ગોળ મકોડા ખાઇ ગયા છે અને ઉપરની નિશાની માત્ર રહી ગઇ છે તેથી વાસ્તવિક ધર્મનું ફળ અહીં જોવામાં આવતું નથી પશ્ચિમ તરફના દેશોમાં ધર્મમંદિરો અહીં જેટલાં નથી, પણ વાસ્તવિક ધર્મની સત્તા ફેલાવનારા પરોપકારી મનુષ્યો ઘણા છે. છાપા-તિલક કરનારા ભક્તો નથી પણ દેશાભિમાન રાખી, દેશનો અને સમાજનો ઉદ્ધાર કરનારા દેશભક્તો ને સમાજભક્તો છે. ધર્મ મંદિરોમાં ઉપાસના કરનારા નથી, પણ મનુષ્યોને પોતાના બંધુઓ સમજીને મનુષ્ય ઉપાસક અથવા જનસેવા કરનારા છે. તેથીજ ત્યાં વિજય છે. સામાન્ય ધર્મના વાસ્તવિક ગુણો એક વખત અહીં સ્ફુરાયમાન હતા ત્યારે અહીં ઉદય હતો, અને ભવિષ્યમાં જ્યારે તેવા ગુણો ફેલાશે ત્યારે જનસ્થિતિનો ઉદય થશે.

વર્તમાનમાં માન્યતા ઉલટી થઇ છે, સામાન્ય ધર્મ જે સત્વરૂપ છે તેને છાલરૂપ મનાય છે અને વિશેષ ધર્મ (બાહ્યચિન્હ) જે છાલરૂપ છે, તેને સત્વરૂપે માની ઉદ્ધારનો બધો ભાર તેના ઉપર મૂકાય છે. ચોખા ઉપરનાં ફોતરાં (છાલાં) અમુક વખત સુધી ચોખાના રક્ષણ માટે જરૂરનાં છે પણ ખરે વખતે તો ચોખાનીજ જરૂર છે. છાલાં કરતાં ચોખાની કિંમત વધારે છે; તેમ બાહ્ય ચિન્હ કરતાં સામાન્ય ધર્મની કિંમત વધારે છે; અને તે જ્યારે બરાબર સમજાશે, ત્યારે ઉદયને વાર નહિ લાગે.

## શબ્દોની મારામારી.

આપણે અહીંઆં વાતો કરનારા માણસો ઘણા છે પણ કામ કરનારા થોડા છે. કેટલાએક તો શબ્દનું મૂળ રહસ્ય સમજ્યા વગર શાસ્ત્રની ગહન વાતોમાં ઉતરી લોકોમાં કદાગ્રહ અને ભેદભાવ ફેલાવે છે. દાખલા તરીકે ચોખા, ચાવલ, ભાત, તંદુલ, નિઙાકુ વગેરે શબ્દો જુદા જુદા છતાં એકજ વસ્તુને ઓળખાવે છે; પણ નહિ સમજનારા માણસો તેમાં ભેદ માની તકરાર ને વિક્ષેપ ઉત્પન્ન કરે છે.

બંગાળામાં પાંચ સાત જાતના માણસોએ મળીને એક જમીનનો ટુકડો વેચાતો લીધો. આ માણસો જુદી જુદી જાતના હોવાથી જુદી જુદી ભાષા બોલનારા હતા. એક બીજાની ભાષા એક બીજા સમજી શકતા નહોતા. જેથી ચોમાસામાં ખેતરમાં વાવણી સંબંધે તેમને તકરાર થઇ. એક જણે કહ્યું કે, મારે ખેતરમાં ચોખા વાવવા છે; બીજો કહે કે ચોખા નહિ પણ મારે તો ચાવલજ વાવવા વિચાર છે. ત્રીજો કહે કે ભાત વાવવા વિચાર છે.

ચોથો કહે તંદુલ, પાંચમો કહે નિડાકુ, આમ દરેકે પોતાનો મત દર્શાવ્યો પરંતુ એક બીજા ભાષાનો અર્થ સમજ્યા નહિ જેથી તેમને તકરાર ઉભી થઇ. છેવટે બધી ભાષા જાણનાર માણસે આવી તેમને શાન્ત પાડયા ને કહ્યુ કે, તમારે દરેકને જે વાવવા વિચાર હોય તે મુઠી ભરીને લાવો. એમ કહેતાં દરેક જણ પોતાની ઈચ્છા મુજબ ચોખા લાવ્યા. જે જોઇ સૌની મારામારી મટી ગઇ ને દરેકને પોતાની ભૂલ માલુમ પડી, તેમ ધર્મનું પણ છે. એ આપણે સહેજે સમજી શકીએ છીએ. આવી રીતે ભેદ નહિ સમજનારા માણસો તકરાર ને વિક્ષેપ ઉત્પન્ન કરે છે. પછી તે તકરારો સમાજમાં ફેલાતાં સામાજીક અધોગતિની શરૂઆત થાય છે.

## ઉપસંહાર.

બંધુઓ, આટલાં વિવેચનથી ધર્મનાં તત્વોની સમાનતા આપ સમજ્યા હશો તેથી ઘણા વખતથી પ્રસરેલી ભેદ ભાવના જેમ દૂર થાય તેમ પ્રયત્ન કરશો એવી આશા છે. ધર્મશાસ્ત્રની ઉમદા આજ્ઞાઓ એજ ફરમાવે છે કે તમો અંતરના દુશ્મનોને દૂર કરો. કામ, ક્રોધ, મોહ, મદ લોભ, રાગ, દ્વેષ વગેરે જે આપણા દુશ્મનો છે, તેને કોઇ શયતાન કહે છે, કોઇ માર કહે છે, કોઇ અંતરના રિપુ કહે છે, એ રિપુઓમાં સૌથી મોટો સરદાર લોભ છે. સત્તાનો લોભ, ધનનો લોભ, મહત્તાનો લોભ, માણસને ઘણી વાર પાયમાલી તરફ ઘસડી જાય છે. લોભથી ગમે તેવા વિદ્વાનો પણ પતિત થાય છે તે આથી સહજ સમજાય છે. લોભ લાલચ વગેરે શયતાનના પંજામાંથી બચવાને દરેકે સાવધાન રહેવું જોઇએ. જ્યાં ત્યાંથી ભલાઇ મેળવવી જોઇએ. આપણી ભલાઇથીજ આપણું ભવિષ્ય

સુધરવાનું છે. એટલુંજ નહિ પણ ભવિષ્યની પ્રજા પણ આપણી ભલાઈથીજ સુધરવાની છે. કુવામાં હશે તોજ હવાડામાં આવશે. ખરૂં છે કે “ બાપ તેવા બેટા—ને વડ તેવા ટેટા ” બાપની બૂરી ટેવ તેના છોકરામાં કેવી રીતે ઉતરે છે તે બાબત એક દૃષ્ટાંત એવું છે કેઃ—

માનપુર ગામમાં હીરાચંદ કરીને એક શેઠ રહેતો હતો. તેને એક પુત્ર હતો. તેનામાં એક એવી કુટેવ હતી કે પોતાની દુકાન સામે હમેશાં બીજા દુકાનદારો દેખતા છતાં ઉભો ઉભો પેસાબ કરે. વારંવાર આ પ્રમાણે થતું જોઇ બીજા દુકાનદારોનાં મનની લાગણી દુખાવા લાગી. તેમણે તે છોકરાને કેટલીક શીખામણ દીધી પણ તે તેને લાગી નહિ. આખરે બધાએ વિચાર કર્યો કે આ છોકરાના આવા ખોટા લક્ષણને માટે તેના બાપને વાત કરવી. એમ ધારી સઉ હીરાચંદ શેઠને ઘેર ગયા. તપાસ કરતાં જ્યારે ત્રીજે દાદરે સર્વે એ જઇ જોયું તો અગાસીમાં હીરાચંદ શેઠ પોતેજ ઉભા ઉભા પેસાબ કરતા જણાયા. આ જોઈ સર્વ દુકાનદારો ચકિતજ થઇ ગયા. તે સર્વ પોતપોતાને સ્થાને ગયા. “ બાપ તેવા બેટા ” તે સત્ય છે. બધાં અંગની આબાદીમાંજ એક અંગની આબાદી છે અર્થાત્ સમાજની આબાદીમાંજ વ્યકિતની આબાદી છે. તેથી સ્વાર્થવૃતિ ઉપર આવીને માત્ર પોતાનાજ પંડનો વિચાર નહિ કરતાં બીજાઓનું પણ કેમ ભલું થાય તેનો વિચાર કરશો “ परोपकारः परो धर्मः ” એ વાક્યને હૃદયનાં ઉંડા પટમાં કોતરી રાખી પુનઃ પુનઃ તેનું સ્મરણ કરજો અને તે પ્રમાણેજ વર્તજો. તેમ થશે તો ભવિષ્યમાં સમાજનો ઉદય થવાની સાથે તમારો પણ ઉદય થશે —

ॐ શાંતિ શાંતિઃ શાંતિઃ

---

# વ્યાખ્યાન ૬૬ હું.

## સ્થળ–મુંબઈ–માધવબાગ તા૦ ૨૯–૮–૧૫ રવિવાર.

## વિષય–ધર્મ અને સંપ્રદાયો.

ગૃહસ્થો ! આજના વ્યાખ્યાનનો વિષય "ધર્મ અને સંપ્રદાયો" છે. આ વિષયને આજના વ્યાખ્યાન તરીકે પસંદ કરવાના ત્રણ કારણો છે. એક તો ભાષણ કરનાર પોતે ધાર્મિક જીવન ગાળનાર છે, બીજું ભાષણ કરાવનાર માંગરોળ જૈનસભા એક ધાર્મિક સંસ્થા છે, ત્રીજું શ્રોતાઓ ભિન્ન ભિન્ન સંપ્રદાયના હોવાથી જુદા જુદા સંપ્રદાયોમાં સાધ્ય ધર્મની દિશા એક છે કે જુદી જુદી છે—ઉત્પન્ન થતી આ શંકાનું સમાધાન થવાની જરૂર છે.

### શબ્દાર્થ

'ધર્મ અને સંપ્રદાયો' એ વાકયમાં ત્રણ શબ્દો છે. પહેલો અને છેલ્લો શબ્દ સામાન્યનામ છે, ત્યારે વચ્ચેનો શબ્દ શબ્દયોગી અવ્યય બંને સામાન્યનામને જોડનાર છે. ધર્મશબ્દનું મૂલ 'ધૃ' ધાતુ છે અને સંપ્રદાય શબ્દનું મૂલ સમ્ અને પ્ર ઉપસર્ગ પૂર્વક 'દા' ધાતુ છે. ધૃ ધાતુનો અર્થ ધારણ કરવું થાય છે ત્યારે દા ધાતુનો અર્થ દેવું થાય છે. ખરી રીતે જોતાં ધર્મ અને સંપ્રદાયની ભિન્નવાક્યતા નહિ પણ એકવાકયતાજ છે. ધર્મ જે વસ્તુને ધારણ કરે છે, સંપ્રદાય તે વસ્તુના અંશો આપે છે. બીજી રીતે કહીયે તો ધર્મ એ સમુદ્ર છે અને સંપ્રદાયો નદીઓ છે. સમુદ્રના અસ્તિત્વથીજ નદીઓનું અસ્તિત્વ છે. નદીઓને ઉત્પન્ન

થવાનું મૂળ સમુદ્ર છે અને તેનું પર્યવસાન પણ સમુદ્રમાંજ છે. સમુદ્રનું પાણી વરાળ થઇ વાદળારૂપ બની વરસાદરૂપે જમીનપર પડી નદીઓમાં સંગૃહીત થાય છે, અને સમુદ્રમાં ભળે છે. સમુદ્ર વિના વરાળ અને વાદળાં ક્યાંથી બને? તેમ સમુદ્ર ન હોય તો એટલું નદીઓનું પાણી સમાય ક્યાં? જેમ પાણી એ શરીરનું જીવન છે, તેમ ધર્મનો રસ એ આત્મિક જીવન છે.

## ધર્મનો આવિર્ભાવ.

ધર્મનો ઉદ્દેશ શું છે, તે તપાસવાને ધર્મનો આવિર્ભાવ કેવા હેતુથી થએલો છે તે જોવાની જરૂર છે અને તેના માટે આપણને ઐતિહાસિક દૃષ્ટિથી ભૂતકાળ તરફ નજર ફેંકવી પડશે. જૈન ઇતિહાસ પ્રમાણે કાળના બે વિભાગ છે એક ઉન્નત્યભિમુખ (ઉત્સર્પિણી) અને બીજો અવનત્યભિમુખ (અવસર્પિણી). એકંદર બંને કાળ સરખા પ્રમાણના છે ચડતીનો જેટલો કાળ છે તેટલોજ પડતીનો કાળ છે. હમણા આપણા ઉપર જે કાળ વર્તે છે તેનું નામ અવસર્પિણી છે. એકેક કાળમાં છ છ આરા હોય છે, અને તે કર્મયુગ અને અકર્મયુગ એમ બે ભાગમાં વ્હેંચાયલા હોય છે. ચાલુ કાળમાં (અવસર્પિણીમાં) પ્રથમના ત્રણ આરા અકર્મયુગના અને પાછળના ત્રણ આરા કર્મયુગના થાય છે ત્યારે તેની સ્હામેના (ઉત્સર્પિણી) કાળમાં પ્રથમના ત્રણ આરા કર્મયુગના અને પાછળના ત્રણ આરા અકર્મયુગના પસાર થાય છે.

## અકર્મયુગ.

ગૃહસ્થો! અકર્મયુગ તેને કહેવામાં આવે છે કે જે યુગમાં મનુષ્યોને કામ કરવું, પડતું નથી. અસિ મસી અને કસી એ ત્રણ

પ્રકારના વ્યાપાર કરવા પડતા નથી. અસિ એટલે તલવાર-લશ્કરી કામ કરવું, મસી એટલે લખવાનું કામ-વ્યાપાર વણજ અને કસી એટલે કૃષિ-ખેતીવાડીનું કામ-આ ત્રણ પ્રકારનાં કામો કર્યા સિવાય મનુષ્યોનું ગુજરાન સુખે સુખે ચાલતું. જે કાળમાં કલ્પવૃક્ષો ઇચ્છિત ફળ આપતાં હતાં, જે યુગના લોકોમાં સંગ્રહવૃત્તિ હતી નહિ, જે વસ્તુ જ્યારે જોઈએ ત્યારે મળતી, તેથી આવતી કાલને માટે સંગ્રહી રાખવાનું પ્રયોજન ન હોવાથી તેમનામાં સંચય કરવાની લોભવૃત્તિ ન્હોતી, તેમ તૃષ્ણા પણ ન્હોતી. એક બીજાને સહાયની પણ અગત્ય ન હોવાથી સમાજ વ્યવસ્થા પણ ન હતી. સૌ સૌના અલગ અલગ રહેઠાણ હતાં. સર્વ પાપનું મૂળ લોભ ન હોવાથી ચોરી દારી કે અસત્યવૃત્તિ પણ ન્હોતી. ટુંકામાં અનીતિ બિલકુલ ન્હોતી. તેમ પરતંત્રતા કે રાજ્ય વ્યવસ્થા પણ ન્હોતી. તેનું કારણ એ કે તે વસ્તુની તે વખતે જરૂરી ન્હોતી. સમાજ વ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા કે ધર્મવ્યવસ્થા વિના પણ સુલેહ અને શાંતિનું સામ્રાજ્ય બરાબર રીતે પ્રવર્તતું હતું. આવી રીતે ત્રણ આરા સુધી ચાલ્યું પણ ક્રમે ક્રમે ઘસારો લાગતાં ત્રીજા આરાને છેડે સ્થિતિમાં પરિવર્તન થયું. સરસાઇમાં ઘટાડો થયો કલ્પવૃક્ષ તરફથી ફળો ઓછાં મળવા લાગ્યાં. સંગ્રહ-સંચયવૃત્તિ જાગી. પોતાના વૃક્ષમાં ફળો થોડાં મળતાં બીજાના વૃક્ષમાંથી ચોરી કરવાની પ્રવૃત્તિ ચાલુ થઈ. ચોરી સાથે રહેનારી અસત્યવૃત્તિ પણ પ્રચલિત થઇ. ઇર્ષ્યા અને વૈરભાવ પણ પ્રગટ થયો. અનીતિની શરૂઆત થઇ એટલે એક પ્રકારની રાજ્યવ્યવસ્થા ચાલુ થઇ. ગુન્હેગારને 'હાં' શબ્દથી ઠપકો આપવાની દંડનીતિ ચાલુ થઇ. શરૂઆતમાં આટલો દંડ પણ બસ હતો. આટલીજ શિક્ષાથી ગુન્હેગાર બીજી વારના ગુન્હાથી અટકી જતો હતો. આવી રીતે પાંચ પેઢી સુધી ચાલ્યું, પણ

પાછલા ભાગમાં હકારની શિક્ષા સહન થઇ ગઇ, ત્યારે 'માં' શબ્દની દંડનીતિ ચાલુ થઇ. પાંચ પેઢી સુધી તે ચાલી. ત્યાર પછી 'ધિક્' શબ્દથી ઠપકો આપવાની નીતિ શરૂ થઇ. પંદર પેઢી સુધી આવી રીતે રાજ્યતંત્ર ચાલ્યું. રાજાને સ્થાને એક મ્હોટા માણસની નિમણુંક કરવામાં આવતી અને તેને કુલગર તરીકે ઓળખવામાં આવતો. આવા પંદર કુલગર થયા. તે દરમ્યાન ગુન્હાઓ વધવા લાગ્યા. સ્થિતિ અસ્તવ્યસ્ત થવા લાગી. અનીતિનો પ્રસાર વધવા લાગ્યો. રાજ્યવ્યવસ્થા અને સમાજવ્યવસ્થાની જરૂર જણાઇ. કર્મ કર્યા સિવાય જીવનવ્યવહાર અશક્ય જણાવા લાગ્યો.

## કર્મયુગની શરૂઆત.

સજ્જનો! ઉપરની જરૂરીઆત દરમ્યાન અકર્મયુગના પંદરમા નાભી પ્રેસીડંટ (કુલગર) ના ધર્મપત્ની મારૂદેવીથી ઋષભદેવનો જન્મ થયો. ધર્મનુ સ્થાપન અને અધર્મનું ઉત્થાપન કરવા માટેજ જાણે તેમનો જન્મ થયો હોયની? ધર્મના કેટલાએક પંથોમાં તો એવી માનીનતાજ ચાલે છે કે જ્યારે ધર્મનો ઉદ્ધાર કરવાનો સમય આવે છે ત્યારે ઇશ્વર અવતાર ધારણ કરે છે. ગીતામાં કહ્યું છે કે,

> यदा यदा हि धर्मस्य । ग्लानिर्भवति भारत ॥
> अभ्युत्थानमधर्मस्य । तदात्मानं सृजाम्यहम् ॥ १ ॥

અર્થ:—હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મનું ઉત્થાન થાય છે, ત્યારે ત્યારે હું આ જગતમાં અવતાર ધારણ કરૂં છું.

જૈન થિઅરીપ્રમાણે ઇશ્વર થયા પછી તેને અવતાર ધારણ કરવાનું રહેતું નથી. પણ ઇશ્વર થવાને લાયક થએલ તીર્થંકરનામગોત્રની સંપત્તિવાળા એકાદ મહાપુરૂષનો જન્મ આવા સમયમાં થાય છે. એક કર્મયુગમાં આવા ૨૪ મહાપુરૂષો—તીર્થંકરો થાય છે, જેમાંના ઋષભદેવ પહેલા મહાપુરૂષ—તીર્થંકર હતા. સામાન્ય માણસો કરતાં તેમનામાં વિશિષ્ટ જ્ઞાન એ હતું કે તેઓ જન્મથી અવધિજ્ઞાનવાળા હતા. અવધિજ્ઞાનથી ભૂત અને ભવિષ્ય જાણી શકતા હતા. તેમણે અકર્મયુગના મનુષ્યોની પરિસ્થિતિ જોઇ ત્યારે તેમને જણાયું કે હવે આ લોકોને પોતાનું જીવન ટકાવવાને અને જીવન વ્યવહાર ચલાવવાને કર્મ—અસી, મસી અને કસી એ ત્રણ વ્યાપારો શીખવવાની જરૂર છે. રાજ્યતંત્ર અને સમાજતંત્ર વિના પરસ્પર રક્ષણ થવું અશકયપ્રાય છે. માટે સમાજસ્થાપના અને રાજ્યસ્થાપના કરવી.

## સમાજતંત્ર.

અકર્મયુગના મનુષ્યો એકત્ર થયા અને એકમતે ઋષભદેવને રાજા તરીકે નિમ્યા. ભેગા થઇ તેમણે ઋષભદેવનો રાજ્યાભિષેક કર્યો. ઋષભદેવે રાજ્યનીતિ ચોક્કસ કરી લોકોને જણાવી. છુટા છુટા રહેવાથી એકએકને સહાય ન આપી શકાય અને રક્ષણ પણ ન થઇ શકે માટે ભેગા થઇને રહેવું એમ જણાવ્યું અને ઘરો કેમ બાંધવા, ગામ કેમ વસાવવા વગેરે કળાઓ શિખવી. તેથી ગામ અને શહેરો બંધાયાં. જુદા જુદા દેશોના વિભાગ પાડયા. આ વ્હેંચણીથી સો દેશ વસાયા અને તેના રાજા ઋષભદેવ થયા. ઋષભદેવે કળાના શિક્ષણ સાથે સમાજનીતિનું પણ સારી રીતે

શિક્ષણ આપ્યું. ત્રણ જાતના વ્યાપારથી જુદા જુદા વર્ગો—વર્ણો બંધાયા. ખેતી, વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ, હથીયાર, કળા વગેરેની પ્રતિદિન ખીલવણી થવા લાગી. પરસ્પર સહાયતા અને ભ્રાતૃભાવ સમાજતંત્રના સંચાલક હોવાથી સર્વ વર્ગોમાં એકતા સર્વથા જળવાતી હતી. તેઓને એ જ્ઞાન આપવામાં આવ્યું હતું કે પ્રત્યેક મનુષ્ય સમાજનું અંગ છે, ત્યારે સમાજ એ અંગી આત્મા છે. એક અંગે બીજા અંગને નુકશાન કરવું તે પોતાને હાથેં પોતાના પગ ઉપર કુહાડો મારવા સરખું છે. આંહિ એક દૃષ્ટાંત યાદ આવે છે, તે અત્રે અસ્થાને નહિજ ગણાય.

## શરીરના અવયવોનું દૃષ્ટાંત.

એક વખત એક માણસના શરીરના તમામ અવયવોમાં પરસ્પર બેદિલી ફેલાઇ ગઇ હતી. સર્વ અવયવોને એમજ લાગતું હતું કે કામ અમે કરીએ છીએ અને તેનો ઉપભોગ બીજા કરે છે. હાથે વિચાર્યું કે વસ્તુ ઉપાડીને મોઢામાં નાખું છું હું, અને સ્વાદ લઇ જાય છે જીભ, આંખે જાણ્યું કે વસ્તુને શોધી આપુ છું હું, અને ઉપાડી જાય છે હાથ કે મોઢું, પગે જાણ્યું કે ચાલવાની મ્હેનત હું કરૂં છું, માલ ઉડાવી જાય છે બીજા, આવા વ્યકિતવાદના એકલપેટાપણાના વિચારથી સર્વને અહંભાવ પેદા થયો અને સ્વાર્થવૃત્તિનું સામર્થ્ય વધ્યું. છેવટે સૌએ પોતપોતાનું કામ બંધ રાખ્યું. સર્વ અવયવોએ હડતાળ પાડી દીધી. પરિણામ એ આવ્યું કે બે ચાર દિવસમાં તમામ અંગો નરમ ગેંસ જેવા થઇ પડયા. આંખે અંધારાં આવવા લાગ્યાં. હાથ પગની શકિત તદ્દન ક્ષીણ થઇ. કાને બ્હેરાશ આવવા લાગી, શ્વાસ લેવાની શકિત પણ કમ થઇ ગઇ. આખું શરીર પડું પડું થવા લાગ્યું. ત્યારે સર્વને ખબર પડી કે

આપણે તો પરસ્પરની સહાયથીજ નભી શકીશું. આંખ પગને, પગ હાથને, હાથ મોઢાને, મોઢું જીભને અને જઠરને મદદ કરે છે, તો જઠરમાં થએલું એક રસ સર્વ અવયવોને પોષણ આપે છે. પહેલો માણસ કંદોઇની દુકાને જાય છે. આંખે પ્રથમ લાડવા જોયા તે પગને પ્રેરણા કરે છે કે ચાલ આપણે લાડવાની પાસે જઇએ અને હાથને તે કામ સોંપીયે. આજ વિચાર સલામતી ભરેલો ગણી શકાય. ઉપાડવાનું કામ પગથી કે આંખથી થઇ શકત નહી, તેના માટે હાથનીજ જરૂર હતી. હાથે કાનની સહાયથી કંદોઇની મંજુરી મેળવી લાડવો ઉપાડયો. તે જો પોતાની મ્હેનતનું ફળ મોઢાને આપવા જેટલી ઉદારતા ન બતાવે તો લાડવો તેનાથી ખાઇ શકાય તેમ હતું નહિ, અને મોઢાને ન આપવાથી તેનું પૌષ્ટિક તત્વ પરિણામે પોતાને પણ ન મળે તેથી તેણે લાડવો મોઢામા નાંખ્યો. દાંત અને જીભની સહાયથી તેને ચાવી પિંડ બનાવી જઠરને સોપ્યું ત્યારે જઠરે તેનો રસ બનાવી નાડીઓ દ્વારા સર્વ અવયવોને તેનો હિસ્સો પહોંચાડયો. શરીરનો કોઇ પણ ભાગ તેનું આસ્વાદન લીધા વિના રહ્યા નહિ.

બસ. આજ રીતિ સમાજને બરાબર લાગુ પડે છે. સમાજના તમામ વર્ણો અને તમામ વ્યકિતઓ શરીરના અવયવોની માફક એક બીજાને ઉપયોગી થઇ પડે તેમ છે. આ સમાજભાવનામાં નીતિનો પાયો નંખાયો. નીતિના સિધ્ધાંતનું મૂળ એ છે કે વ્યકિતના હિત કરતાં સમાજના હિતને અધિક ગણવું. સમાજ હિતને ભોગે વ્યક્તિનું હિત સાધવાની લાલસા રાખવી નહિ, પણ ત્યાં વ્યકિતનું હિત ભુલી જવું. સમાજનું હિત સાધવું હોય અને તેમા વ્યકિતના હિતનો ભોગ આપવો પડતો હોય તો

આપી દેવો પણ સમાજનું હિત સાધવું. અર્થાત્ વ્યકિતહિતને ભોગે સમાજહિત સાધવું પણ સમાજહિતને ભોગે વ્યકિત-હિત ન સાધવું, એ નીતિશાસ્ત્રનો સિધ્ધાંત છે.

### સમાજ માટે રાજય અને નીતિ.

આ ઉપરથી આપણે જોયું કે રાજય બંધારણમાં અને નીતિ બંધારણમાં સમાજની મુખ્યતા રાખવામાં આવી છે. ઋષભદેવ રાજા થયા તે રાજ્યવૈભવ ભોગવવા માટે નહિ પણ સમાજતંત્ર ચલાવવા—સમાજની વ્યવસ્થા કરવા અને સમાજની ઉન્નતિ સાધવા માટે તેમણે રાજયપદ સ્વીકાર્યું અને સમાજે પણ પોતાના રક્ષણ માટે તેમને નાયકપદ આપ્યું. નીતિ-બંધારણનો પાયો જેમ સમાજ ભાવનામાં છે, તેમ રાજય બંધારણનો પાયો પણ સમાજ ભાવનામાં છે. સમાજ સ્થપાયા પછી રાજયનું અસ્તિત્વ થાય છે, પણ તે પહેલાં નથી. તેથી રાજા સમાજનું હિત સાચવે અને પ્રજાનું પાલન કરે ત્યા સુધીજ સમાજ-પ્રજા તેને રાજા તરીકે માનવાને બંધાયલી છે પણ પોતાના સુખને માટે સમાજના સુખને તિલાંજલિ આપે તો પ્રજા તેને રાજા તરીકે પસંદ નહિ કરે. આમ વ્યક્તિ અને રાજા કરતા સમાજ તત્વની શ્રેષ્ટતા માનવામાં આવી. શરૂઆતથી સમાજભાવનાને વિશેષ પદ આપવામા આવ્યું. સમાજનું હિત જેથી થાય તે નીતિ અને સમાજનું અહિત થાય તે અનીતિ. નીતિ અનીતિનું આ લક્ષણ બંધાયું.

### નીતિના સિદ્ધાંતની અપૂર્ણતા.

મહાશયો! સમાજરૂપ ઈમારતને ઋષભદેવે નીતિના સિદ્ધાંતનો ટેકો આપ્યો, પણ તે ટેકો તેમને પુરતો જણાયો નહિ, કેમકે નીતિના સિદ્ધાંતનો પોતાનોજ પાયો કાચો છે. નીતિથી વર્તવું,

પોતાના હિત કરતાં સમાજના હિતને અધિક ગણવું એ હુકમ જેવો નીતિનો આદેશ, ત્યાં સુધી રમણીય અને માનનીય ગણી શકાય કે જ્યાં સુધી તેના ઉપર શંકાઓના પ્રહાર ન પડે, પણ જ્યારે એમ શંકા ઉઠાવવામાં આવે કે શા માટે અમારે પોતાના હિત કરતાં સમાજનું હિત અધિક માનવું? "स्वार्थं च साधयेत् धीमान्" એ વાક્યનો શા માટે અનાદર કરવો? આ શંકાનો જવાબ કદાચ એમ આપી શકાય કે સમાજની સાથે અંગાંગીભાવથી તમે જોડાયલા છો. સમાજના એક અંગને ધક્કો લગાડતાં તેનો આંચકો તમને પોતાને પણ પરિણામે લાગ્યા વિના રહે નહિ, માટે સમાજના કોઇ પણ અંગને નુકશાનીથી બચાવવો, એ તમારી ફરજ છે. આ સમાધાન પ્રથમ આ શંકાને કદાચ દૂર કરી શકે પણ જ્યારે એવી શંકા ઉઠાવવામાં આવે કે અમે કયા સંબંધથી સમાજના અંગ તરીકે સમાજ સાથે જોડાયલા છીએ? મરી ગયા પછી સમાજ અમને શું કામે લાગવાની છે? સમાજ બગડે તેમાં અમને શું નુકશાન છે? જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી ખાઇ પીને સુખ ભોગવીએ નહી? મોત આવ્યા પછી કયાં કોઇને હિસાબ આપવાનો છે?

"यावज्जीवेत् सुखं जीवेत् । ऋणं कृत्वा घृतं पिवेत् ॥
भस्मीभूतस्य देहस्य । पुनरागमनं कुतः ॥ १ ॥

અર્થાત્—ચાલુ જીંદગી ખુબ સુખમાં પસાર કરવી, ગાંઠે પૈસા ન હોય તો કરજ કરીને પણ મોજ ઉડાવવી, આ શરીર બળી ગયા પછી લેણદારોનું ગમે તેમ થાય, આપણે કયાં ફરી જોવા આવવું છે?"

આ સિદ્ધાંતનો શા માટે અમલ ન કરવો? આ સઘળી શંકાઓનો ખુલાસો કરવાને નીતિશાસ્ત્ર અશકત છે. નીતિશાસ્ત્ર જીંદગીના પહેલા પારનો ખુલાસો આપી શકતું નથી, તેમ સમાજના અંગાંગીભાવ સંબંધમાં રહેલો ગૂઢતત્ત્વનો સંબંધ નીતિનો સિદ્ધાંત બતાવી શકતો નથી. તેથી સમાજના બંધારણને દૃઢ બનાવવા માટે નીતિતત્ત્વ સિવાય બીજા કોઇ તત્ત્વની જરૂરીઆત ઋષભદેવ પ્રભુને જણાઇ.

## એક નવીન તત્ત્વની પૂરણી.

ગૃહસ્થો! નિરૂકત શંકાઓથી પડેલ, નીતિના સિદ્ધાંતનો ખાડો પૂરવાને ઋષભદેવે રાજ્યપદ છોડી વિરકત થઇ એકાંત વાસમાં રહી એકતત્વ શોધી કહાડયું. તે તત્વનું નામ ધર્મ છે. નીતિનો સંબંધ જેમ આ જીંદગી સાથેજ છે, તેમ તેનો સંબંધ માત્ર આ જીંદગી સાથેજ નહિ, પણ ભવિષ્યની અનેક જીંદગીઓ સાથે છે. આ ધર્મ તત્વની સાથેજ એક આત્મતત્વનો પ્રકાશ કર્યો. ધર્મના સિદ્ધાંતનો પાયો આ આત્મતત્ત્વ ઉપરજ નાખવામાં આવ્યો. શરીર જેમ નશ્વર છે તેમ આત્મા નશ્વર નથી પણ અમર છે. જન્મ અને મરણ એ શરીરને છે પણ આત્માને નથી. જીવન એ આત્માની માત્ર એક અવસ્થા છે, . જીવનના કૃત્યો સૂક્ષ્મ કર્મ રૂપે આત્મા સાથે રહે છે અને ભવાંતરમાં પણ સાથે જાય છે. કૃત્યોનો બદલો આ જીંદગીમાં કે બીજી જીંદગીમાં આત્માને મળવાનોજ. શુભ કૃત્યનો સારો બદલો અને અશુભ-દુષ્ટ કૃત્યનો ખરાબ બદલો આત્માને મળ્યા વિના નહિ રહે તેથી બીજાને નુકશાન પહોચાડવું કે બીજાનું—સમાજનું અહિત ચિંતવવું તે ખરી રીતે પોતાનુંજ

અહિત છે. કેમકે તે દુષ્ટકૃત્ય કે દુષ્ટ ઇચ્છાનો ખરાબ બદલો આત્માનેજ કાલાંતરે ભોગવવો પડશે, માટે કોઇનો પણ બગાડ કરવો તે પોતાનોજ બગાડ છે. કોઇને દુઃખ દેવું તે પોતાનેજ દુઃખ દેવા બરાબર છે. સાથે એ પણ બતાવ્યું કે કેવળ સમાજનીજ નહિ પણ જગતની તમામ વ્યકિતઓના આત્મા એક સરખા છે. ઇષ્ટ અનિષ્ટ પણ સઘળાને સરખુંજ છે અર્થાત્ તમને સુખ ઇષ્ટ છે દુઃખ અનિષ્ટ છેઃ જીવન ઇષ્ટ છે મરણ અનિષ્ટ છે, આરોગ્ય ઇષ્ટ છે અનારોગ્ય અનિષ્ટ છે, સત્કાર ઇષ્ટ છે, તિરસ્કાર અનિષ્ટ છે, તેમ સઘળા આત્માઓને સુખ, જીવન, આરોગ્ય અને સત્કાર ઇષ્ટ છે તેમજ દુઃખ, મરણ, અનારોગ્ય અને તિરસ્કાર અનિષ્ટ છે. બીજાઓનું ઇષ્ટ કરવું તે પોતાનું ઇષ્ટ કરવા બરાબર છે અને બીજાઓનું અનિષ્ટ કરવું તે પોતાનું અનિષ્ટ કરવા બરાબર છે. ચોરી, દારી, અસત્ય, ક્રોધ, મદ, કપટઅને લોભથી બીજાનું અહિત થાય છે સમાજને નુકશાન પહોંચેછે તે પોતાની—આત્માનીજ નુકશાની છે માટે તે અધર્મ, અને જેથી આત્માનું હિત થાય તેનું નામ ધર્મ. નીતિના સિદ્ધાંતે સમાજના હિતમાં પોતાનું હિત શિખવ્યું ત્યારે ધર્મના સિદ્ધાંતે જગતના હિતમાં આત્માનું હિત બતાવ્યું. નીતિનું ફળ સમાજના ઐહિક અભ્યુદયમાં પર્યવસિત થયું, ત્યારે ધર્મનું ફળ આત્માના અભ્યુદયમાં પર્યવસાન પામ્યું. આવી રીતે ઋષભદેવે—આદિ તીર્થંકરે કેવળ સમાજના નહી પણ જગતના રક્ષણ માટે તૃષ્ણા, માયા, હિંસા, અસત્ય, ચોરી દારી વગેરે અધર્મનો વિનાશ કરવાને ધર્મનો સિદ્ધાંત સ્થાપિત કર્યો. ધર્મમાંજ ઐહિક અને પારલૌકિક અભ્યુદય દર્શાવ્યો અને આ પ્રમાણે લોકોને બોધ કર્યો :—

तुमंसि नाम तं चेव, जं हंतव्वं तं मन्नसि । तुमंसि नाम तं चेव, जं अज्ञावेयव्वंति मन्नसि । तुमंसि नाम तं चेव जं परितावेयव्वांति मन्नसि । तुमंसि नाम तं चेव, जं परिघितव्वंति मन्नसि । एवं तुमंसि नाम तं चेव, ज उद्दवेयव्वंति मन्नसि । अंजू चेय पडिवुद्धजीवी । तम्हा ण हंता, ण विघायए । अणुसंवेयणमप्पाणेणं जं हंतव्वं णाभिपथ्थए ।

આ. અ ૫ મું.

અર્થ—હે પુરૂષ! જેને તું હણવાનો ઈરાદો કરે છે, ત્યાં એમજ સમજ કે તે બીજો કોઇ નહી પણ તે તું પોતેજ છો. જેના પર હકુમત ચલાવવા ધારે છે, તે તું પોતેજ છો. જેમને દુઃખી કરવા તું ધારે છે, ત્યાં વિચાર કર કે તું પોતેજ તે છે. જેને પકડવા ચાહે છે તે પણ તું પોતેજ છો, અને જેમને મારી નાખવા ધારે છે તે તું પોતેજ છો. આવી સમજ ધરાવે છે તેજ સત્પુરૂષ છે માટે સત્પુરૂષે કોઇને મારવું નહી કેમકે તેને હણવા કે મારવાથી આપણે પાછું તેવું દુઃખ ભોગવવું પડે એમ જાણીને કોઇને પણ હાનિ પહોંચાડવાનો કે ઈજા કરવાનો ઇરાદો કરવો નહી.

सव्वे पाणा पियाउया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा, पियजीविणो, जीविउकामा. ।

આ. અ. ૨જું.

અર્થ—સર્વ જીવો લાંબી આવરદા અને સુખને ચાહે છે અને જીવવા માગે છે, મરણ અને દુઃખ કોઇને પણ ગમતું નથી.

आयओ वहिया पास । तम्हा ण हंता ण विघायए ।

આ. અ. ૩ જું.

હે ભાઇ! જેમ પોતા તરફ જુવે છે તેમ બીજા તરફ જો, એટલે તને બીજાને દુઃખ આપવું તે પોતાને દુઃખ આપવા બરાબર લાગશે. તેથી કોઇને મારવું કે કોઇનું અહિત ચિંતવવાનું કાર્ય ભયભરેલું જણાશે અને તેથી અટકવાનું બની શકશે.

**मित्तीमे सव्वभूअेसु । वेरं मज्झं न केणइ ।** ( આવશ્યક ) અર્થ—સર્વ ભૂત-પ્રાણીઓ મારા મિત્ર છે. કોઈની સાથે મારે વૈરભાવ નથી.

આવા ઉપદેશથી આત્મભાવના, મૈત્રીભાવના યા સમભાવનાનો પ્રચાર કરી સમાજ રક્ષણ, રાજ્ય રક્ષણ અને નીતિ રક્ષણની સાથે ધર્મરક્ષણનો ઉંડો પાયો નાંખ્યો. આથી સમાજમાં સુલેહ શાંતિ જેમ જળવાઈ તેમ બંડ યુદ્ધ ઉત્પાત ન થવાથી રાજ્યની પણ ઘણી મુશ્કેલીઓ દૂર થઇ.

આટલા ધાર્મિક ઇતિહાસથી ધર્મની શરૂઆત કેવી રીતે થઇ તે આપણે જોઇ. તેની સાથે ધર્મનો ઉદ્દેશ શું છે તે પણ કંઇક જાણવામાં આવ્યું હશે.

### વ્યાપકતા.

ધર્મનો આ ઉદ્દેશ એકદેશીય નથી, પણ સર્વ માન્ય છે. દર્શન શાસ્ત્રોએ પણ ધર્મનો આ ઉદ્દેશજ સ્વીકાર્યો છે. **यदुक्तं** "**यतोऽभ्युदयनिःश्रेयसौ सधर्मः**" અર્થાત્—જેનાથી અભ્યુદય અને મોક્ષની પ્રાપ્તિ થાય તેનું નામ ધર્મ. સ્મૃતિકારોયે પણ એજ અર્થ માન્ય રાખ્યો છે. મનુ કહે છે કે,

**धर्म एव हतो हन्ति । धर्मो रक्षति रक्षितः ॥**
**तस्माद्धर्मो न हन्तव्यो । मा नो धर्मो हतोऽवधीत् ॥ १ ॥**

અર્થ—જ્યાં ધર્મનો વિનાશ થાય છે, તે માણસ, કુટુંબ કે સમાજનો વિનાશ થયો સમજવો. જ્યાં ધર્મનું રક્ષણ થાય છે તે માણસ કુટુમ્બ કે સમાજનું ધર્મ રક્ષણ કરે છે. એટલા માટે આપણે ધર્મનો નાશ ન કરવો એમ જાણીને કે હણાએલો ધર્મ રખે આપણો વિનાશ કરે.

સામાન્યતઃ ધર્મનો આ ઉદ્દેશ સર્વ શાસ્ત્રની માન્યતામાં આજ સુધી જળવાઇ રહ્યો છે. પ્રવૃત્તિમાં છે કે નહિ એ એક વિચારણીય સવાલ છે. પણ એટલું તો નક્કી છે કે જે વ્યકિતમાં કે મંડળમાં, દેશમાં કે સમાજમાં, ઉપર બતાવેલ ધર્મનો ઉદ્દેશ પ્રવૃત્તિમાં રહી શકયો છે; તે વ્યકિત, મંડળ, દેશ કે સમાજ ઉન્નત સ્થિતિમાં નજરે પડશે.

## ધર્મના પ્રવાહની એક દિશા.

ગૃહસ્થો! ધર્મનો વિચાર બે દૃષ્ટિથી થઇ શકે છે-વ્યવહાર દૃષ્ટિ અને નિશ્ચય દૃષ્ટિથી. નિશ્ચય દૃષ્ટિ શુદ્ધ-સ્વચ્છ અભિન્ન, અમિશ્રિત, આત્મસ્વભાવને ધર્મ તરીકે જુએ છે; ત્યારે વ્યવહાર દૃષ્ટિ સાધ્યરૂપ શુદ્ધ ધર્મના સાધનમાર્ગને ધર્મ તરીકે ઓળખાવે છે. આ ધર્મ બે પ્રકારનો છે. ત્યાગીઓનો અને ગૃહસ્થોનો. ત્યાગીઓનો ધર્મ દશ પ્રકારનો છે ક્ષમા, નિર્લોભતા, સરળતા. મૃદુતા, નિરભિમાનિતા, સત્ય, સંયમ, તપ, અમમત્વ અને બ્રહ્મચર્ય, આ દશ પ્રકારનો યતિ ધર્મ છે; ત્યારે બાર વ્રત અગર દાન શીયલ તપ અને ભાવનારૂપ ગૃહસ્થધર્મ ઋષભદેવે દર્શાવ્યો. આ ધર્મનો પ્રવાહ ઋષભદેવથી મહાવીરસ્વામી સુધી અખંડિત રીતે એકજ દિશામાં ચાલ્યો. બે મહાપુરૂષોની વચ્ચે અસંખ્ય વરસોનું અંતર

છતાં દિશામાં ફેરફાર પડયો નહિ. નદીના પાણીનો પ્રવાહ એક વરસે જે રસ્તે ચાલ્યો હોય, બીજે વરસે વરસાદ થતાં પણ તેજ માર્ગે ચાલે છે, તેમ ઋષભદેવ અને મહાવીર વચ્ચે બીજા બાવીશ તીર્થંકરો થયા તેમણે પોતપોતાનું શાસન સ્થાપ્યું, શાસ્ત્રો પ્રકાશ્યાં ચતુર્વિધ સંઘની સ્થાપના કરી પણ માર્ગ ન બદલાયો. જે સ્વરૂપે ઋષભદેવે તત્ત્વો પ્રકાશ્યા તેજ સ્વરૂપે બીજા તીર્થંકરોએ પણ બતાવ્યા અલબત બાહ્ય આચારમા થોડો ભેદ હતો. પણ મહાવીરસ્વામીના સમયમાં કેશી અને ગૌતમ કે જેમાંના એક પાર્શ્વનાથના શિષ્ય હતા અને બીજા મહાવીરના શિષ્ય હતા. એકનો ચાર મહાવ્રતરૂપ ધર્મ હતો, ત્યારે બીજાનો પાંચ મહાવ્રતરૂપ ધર્મ હતો. એક ગમે તે રંગના વસ્ત્રો ધારણ કરતા ત્યારે બીજા માનોપેત સફેદ વસ્ત્રોજ ધારણ કરતા. પહેલા એક સ્થાને એક માસ કે ચાર માસ ઉપરાંત પણ રહેતા, ત્યારે બીજા એક માસ અને ચોમાસામાં ચાર માસ ઉપરાંત એક ઠામે રહેતા નહિ; આવો થોડો ભેદભાવ હોવા છતાં બંને જણ ભેગા બેસી સામ્યભાવથી ધર્મચર્ચા કરી નિરૂક્ત ભેદ દૂર કરી એકરૂપ થયા. પ્રવાહની દિશા બદલવા દીધી નહી. "સો સયાણે એક મત" એ કહેવતની માફક અવિચ્છિન્ન ધર્મનો પ્રવાહ એકજ માર્ગે ચાલ્યો સમાજના સુલેહ અને શાંતિમાં ભંગાણ પાડનારા ભેદો ઉત્પન્ન થયા નહિ, તેથી સમાજની પણ પરસ્પર સહાયક પ્રવૃત્તિ અને અવિચ્છિન્ન ઐક્યપરંપરા ચાલુ રહી. જોકે આર્યધર્મના જૈન અને વેદ એમ બે વિભાગ કયારના પડી ચુકયા હતા, તોપણ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણ વર્ણનો પરસ્પર વ્યવહાર ચાલુ હતો. તેમ એક એક ધર્મના જુદા ફાંટા કે શાખાઓ પડી નહોતી.

## દર્શન શાસ્ત્રો.

ગૃહસ્થો ! આ સમય દરમ્યાન બ્રાહ્મણ ધર્મમાં લાગણી અને બુદ્ધિની હરીફાઇ શરૂ થઇ ચુકી હતી બંનેનું મથન થતાં લાગણીથી બુદ્ધિ જુદી પડી. બુદ્ધિવાદે ધર્મથી તત્વશાસ્ત્રો જુદા પાડયાં કે જે દર્શન તરીકે ઓળખાવાં માંડયાં. આવાં દર્શનો છ થયાં. સાંખ્ય, પાતંજલ, વૈશેષિક, ન્યાય, પૂર્વમીમાંસા અને ઉત્તર મીમાંસા. છએ દર્શન વેદને માનતા પણ તેમની માન્યતામાં પરસ્પર ભેદ પડયો. કોઈ ઈશ્વરવાદી તો કોઇ નિરીશ્વરવાદી, કોઇ આત્માને અણુ માનવા લાગ્યા તો કોઈ વ્યાપક, કોઇ દ્વૈત તો કોઇ અદ્વૈત, કોઈ ભક્તિને કોઇ યજ્ઞાદિકર્મને તો કોઇ તત્વજ્ઞાનનેજ મુક્તિનું સાધન માનવા લાગ્યા. પરસ્પર ખંડન મંડનની પ્રવૃત્તિ ચાલી. વાદવિવાદો શરૂ થયા અને તેમાં જય પરાજયના પરસ્પર સંઘર્ષણમાં ધર્મની લાગણી છુપાવા લાગી. ક્ષમાને સ્થાને ક્રોધ અને સમતાને સ્થાને વિષમતાનો ઉદ્ભવ થયો. ભિન્નતાનો આ ક્રમ આટલેથી અટકયો નહિ પણ આગળ ચાલુજ રહ્યો. તેથીજ મધ્વ, વૈષ્ણવ, ચૈતન્ય, શૈવ, વગેરે અનેક સંપ્રદાયો અને કબીર નાનક વગેરે અનેક પંથો ઉપસ્થિત થયા અને પરસ્પર સંઘર્ષણ–મારામારી પ્રવૃત્ત થઇ.

## જૈનધર્મની શાખાઓ.

જેમ વેદ ધર્મમાં જુદી શાખાઓ નીકળી તેમ જૈન ધર્મમાં પણ મહાવીર સ્વામી પછી શાખાઓ પડવા લાગી. બુદ્ધિવાદના સમયમાંજ સાત નિન્હવો થયા પણ તેમનો વિસ્તાર આગળ ચાલ્યો નહી. અન્ય દર્શનો અને બૌદ્ધોની સાથે વાદવિવાદ ચાલતો હતો ત્યાં વળી દિગંબરની શાખા નિકળી અને તેમાં પણ

કાષ્ટાસંઘ, મૂળસંઘ, માથુરસંઘ અને ગોપ્યસંઘ એવી ચાર પ્રતિ શાખાઓ નિકળી. તે શિવાય વીસાપંથી, તેરાપંથી, તરણુતારણુ વગેરે અનેક ફાંટા ચાલ્યા. તેમાં પણુ ભેદક ક્રિયા વિશેષતઃ ચાલવા માંડી.

## ગચ્છો અને સંપ્રદાયો.

બંધુઓ ! શ્વેતાંબરમાં પણુ વિક્રમ સંવત્ એક હજાર પછી રાકાગચ્છ, ખરતરગચ્છ, પૂર્ણિમાગચ્છ, સાર્દ્ધપૂર્ણિમાગચ્છ, અંચલગચ્છ, આગમીયાગચ્છ, તપગચ્છ, પાયચંદગચ્છ, લોકાગચ્છ, વીજાપંથી, કડવાપંથી, બાવીશટોળાં, તેરાપંથી વગેરે અનેક ગચ્છો અને અનેક સંઘાડાઓ જુદા જુદા બંધાણુા. કેટલાએક તો નજીવા કારણુથી એક બીજા સાધુઓ કે ગુરૂભાઇઓના અણુબનાવથી કે સહેજસાજ પ્રકૃતિ વિષમતાથી મતભેદ પડયા છે. નવીન તત્ત્વશોધન કરી જેટલા ગચ્છો જુદા થયા છે તેના કરતાં પરસ્પરના અણુબનાવથી કે મહત્તાના લોભથી વધારે ભેદો પડેલા જણાય છે. જુદો ગચ્છ કે જુદો સંઘાડો બાંધવાને કંઇક નવીનતા ઉમેરવી જોઇએ. એવા હેતુથી પણુ કેટલીકવાર બાહ્યક્રિયામાં કંઈ કંઇ નવીન ઉમેરો કરી સમાજના કકડા કરવામાં આવ્યા છે. એક ધર્મના અનેક વિભાગો કરવામાં આવ્યા. આ વિભાગોનો ચિતાર એક કાવ્યમાં કોઇ વિદ્વાને આપ્યો છે તે આંહિ અસ્થાને નહિ ગણાય.

પંથીડા સંદેશો કહેજો મારા નાથને,
વર્દ્ધમાન જે ચોવીશમાં જિનરાય જો.
રાજ આંહિથી સાત ઉંચો જસ વાસ છે,
ધ્યાતા નરનાં બેઠા હૃદયની માંય જો. પં. ૧

જે દિનથી પ્રભુ આપ આંહિથી સિધાવિયા,
તે દિનથી શુભ જ્ઞાન ખજાનો લુંટાય જો.
આપે જે નર રક્ષક આંહિ રાખ્યા હતા,
તે તો સર્વે આપ કેડે સિધાય જો. પં. ૨

કેવલ ને મનઃપર્યવ દોય નાશી ગયાં,
લઘુ ભ્રાતા તસ્સ અવધિજ્ઞાન પણ જાય જો.
આવ્યું અજ્ઞાન અંધાધુંધી સાથે લઇ,
પસર્યું ભરતના ચારે ખુણા માંયજો. પં. ૩
આપે જે પ્રભુ ધર્મવૃક્ષ રોપ્યું હતું,
તે તો ખંડો ખંડ કરી વ્હેંચાય જો.
શ્વેતાંબર દિગમ્બર આદિ પંથો ઘણા,
નિજ નિજ મતિયે ગચ્છાગચ્છ ચલાય જો. પં. ૪
આપસ્થાપન પરઉત્થાપનમાં પ્રેમથી,
પ્રવૃત્ત થયા સહુ તત્ત્વે લાગી લાય જો.
હે જિન ! દાસ મુંઝાણો પંથ દેખી ઘણા,
કિણ પંથે પ્રભુ આપ કને પહોંચાય જો. પં. ૫

આ કાવ્યના ઉદ્‌ગારોમાં સંપ્રદાયોએ કેવી સ્થિતિ ઉભી કરી છે, તેનો ખ્યાલ કેટલેક અંશે આવી જાય છે.

## ચ ને બદલે હ.

ગૃહસ્થો ! સંપ્રદાય શબ્દના અર્થ ઉપરથી સંપ્રદાયનો હેતુ એ નીકળે છે કે ધર્મરૂપ સાગરમાંથી સદ્‌ગુણ રૂપ અને આત્મિક સ્વભાવરૂપ પાણી ખેંચી વાદળાંરૂપે કાળરૂપ આકાશમાં તેને ધારણ કરી જુદા જુદા દેશના મનુષ્યોને અધિકારના પ્રમાણમાં

સદ્‌ગુણો અને શાંતિનું પાન કરાવે તે સંપ્રદાય. આખી દુનીયા એક સ્થળે પાન ન કરી શકે, તેના માટે જેમ જુદા જુદા નદીને કાંઠે ઘાટ બાંધવામાં આવે છે; એટલા માટે કે લોકોને પાણી ભરવાની કે પાણી પીવાની અનુકૂળતા પડે તેમ ધર્મરૂપ નદીના પાણીનું લોકોની અનુકૂળતા પ્રમાણે પાન કરાવવાને જુદા જુદા ઘાટરૂપ જુદા જુદા સંપ્રદાયો બંધાયા હોય તો સંપ્રદાયોની ભિન્નતા કોઇ રીતે ઉન્નતિમાં બાધકરતા થતી નથી, પણ ઉલટી અનુકૂળ થવાને લીધે હિતકર્તા થઇ પડે. એક ઘરની અંદર ઘણા માણસો થાય ત્યારે ભાઇઓ જુદા થાય અને તેના માટે જુદા ઘર બાંધે એ કાંઇ નુકશાનકારક નથી, પણ નુકશાનકારક એ છે કે જુદા થયા પછી એક એકના ઉપર આક્ષેપો મૂકી નિન્દા કરી, ગાળો ભાંડીને લડાઇ કરવી. તેવીજ રીતે જુદા જુદા સંપ્રદાયો પોત પોતાના કાર્યમાં કુશલ રહી જુદા જુદા દેશના જુદા જુદા માણસોને માત્ર ધર્મનુંજ પાન કરાવત તો મોટા સમાજ કરતાં પણ ન્હાના સંપ્રદાયો વધારે શ્રેય સાધી શકત અને ઉન્નતિનો માર્ગ સરળ બનાવી શકત. પણ વર્તમાન સ્થિતિ તેથી ઉલટી જોવામાં આવે છે. સદ્‌ગુણોનું પાનકરાવવાને બદલે સદ્‌ગુણોનું શોષણ કરવામાં સંપ્રદાયો પ્રવૃત્ત થઇ ગયા છે, તેથી આના માટે સંપ્રદાય શબ્દ વાપરીયે તેના કરતાં સંપ્રદાહ ( ય ને બદલે હકાર ઉમેરી ) શબ્દ વાપરીએ તો વધારે બંધ બેસતો થાય છે. સંપ જોઇએ ત્યાં કુસંપ, ક્ષમા જોઇએ ત્યાં ક્રોધ, સમાધિ જોઇએ ત્યાં અસમાધિ સત્કાર જોઇએ ત્યાં તિરસ્કાર, સભ્યતા જોઇએ ત્યાં આક્ષેપો, ગાળો અને નિન્દા, અને પ્રેમ જોઇએ ત્યાં દ્વેષનો પ્રચાર કરી આજના સંપ્રદાયો ખરેખર સમાજમાં દાહ–બળતરાજ ઉત્પન્ન કરે છે.

એક દેશ અને એક જ્ઞાતિમાં તડાં પડાવી, ભોજન અને કન્યા વ્યવહારને કપાવી, લોકોને ઉલટા અગવડમાં ઉતારે છે. ભાઈઓ અને સગા સગાઓમાં ઝેર પથરાવે છે. સમાજના પૈસા કેળવણી કે ગરીબોને ઉત્તેજન આપવાના કાર્યમાં ખરચાવાને બદલે સંપ્રદાય સંપ્રદાયના કજીયાઓને કોર્ટમાં લઇ જઇ વકીલો ને બારિસ્ટરો મેળવવામાં ખરચાવે છે. દર વરસે જૈનોની સંખ્યા ઘટતી જાય છે ગરીબાઇ વધતી જાય છે, અરે કેટલીક અનાથ વિધવાઓ બાળકો અને વૃદ્ધો પેટ ઉપર પાટા બાંધી ભાગ્યેજ એક ટંકનું અન્ન મેળવી શકે છે; તેઓની સ્થિતિ ઉપર નજર કરવાનો વખત સંપ્રદાયોની વ્યકિતઓને કયાંથી મળી શકે ? એક બીજાની ખટપટથી નવરા થાય ત્યારે તે તરફ ખ્યાલ કરેની ? અહો સંપ્રદાયના અભિમાનીઓ ! જો ધર્મનું અભિમાન હોય તો માંસાહારીઓ અને મદિરાપાન કરનારાઓને માંસભક્ષણ અને મદિરાપાનથી છોડાવી આર્ય કે જૈન બનાવોની ? તેમાંજ તમારી ખરી બહાદુરી દેખાશે. એક દેરાવાસીને સ્થાનકવાસી બનાવ્યો કે સ્થાનકવાસીને દેરાવાસી બનાવ્યો, એક ગચ્છવાળાને બીજા ગચ્છમાં લીધો કે એક સંઘાડાવાળાને બીજા સંઘાડામાં દાખલ કર્યો તેમાં કાંઇ પણ ફુલાવાનું નથી. એમાં નવાઇ જેવું કંઇ પણ થયું નથી. એક સંપ્રદાયમાં, ગચ્છમાં કે સંઘાડામાં પુરાશે તોજ કલ્યાણ થશે, બીજા બધા સંપ્રદાયો ગચ્છો કે સંઘાડાઓમાં રહેવાથી નરકે જવાશે, એ પક્ષપાતિની માન્યતાને હવેનો જમાનો કબુલ કરે તેમ નથી. હવે તો "આપ આપકે પંથકી, સબી રખાવે ટેક; રજબ નિશાના એક હૈ, ગોલનદાજ અનેક ॥ ૧ ॥ આવા સમાનતાના સિદ્ધાંતો દુનીયાને જોઇએ છે. પન્યાસ, આચાર્ય કે પૂજ્ય બનવાને લોભે ગચ્છ કે

સંઘાડામાં ખટપટથી તડા પડાવો જુદો તડો બાંધવાને ચાહતા હો તો તે દુનીયાને અને પોતાના આત્માને ઠગવા સરખું છે. પડી ગયેલા ભેદોને સાંધવાનો આ વખત છે- નહિ કે ભેદો વધારવાનો. અહો સંપ્રદાયાભિમાનીઓ ! મહાવીરસ્વામીયે "**मित्ती मे सव्व-भूएसु**" એ વાકયમાં જે મૈત્રીભાવના દર્શાવી છે, તે ફેલાવવાનું કામ તમને સોંપવામાં આવ્યું છે. તે શું ચોથને પાંચમના, મૂર્તિને અમૂર્તિના મુહપાત્તના દોરાના, ત્રણથુઇ કે ચારથુઈના, છ કોટી કે આઠકોટીના, પીળા કે ધોળાકપડાના ઝઘડા વધારવાથી સાધી શકાશે ? ખરેખર નિમિત્તોની અને નજીવા મતભેદોની મારા મારીમાંજ આજના સંપ્રદાયોએ સંપ્રદાહનું રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું છે. અલબત સંપ્રદાયની કેટલીક વ્યકિતઓ અને કેટલાએક સંપ્રદાયો હજુ સુધી પણ સાધવાનો ઉદ્દેશજ સાધતા હશે, પણ સોમાં પાંચ તેવા હોય તે હિસાબમાં ગણી શકાય નહિ. બહુલતા ન્યાયે સોમાં ૯૦ ટકા દાહ કરવાનું કામ બજાવતાં જોવામાં આવે છે

## ઉપસંહાર,

બંધુઓ ! ધર્મરૂપ સરોવરનું પાણી સંપ્રદાયરૂપી ન્હેરોમાં મેલું અને ડોળું થઈ ગયું છે, તે સુધારવાની આપણી સૌની ફરજ છે. તમો જે સંપ્રદાયમાં હો તે સંપ્રદાયમાં બતાવેલ રીતિ પ્રમાણે ઉલટી ક્રિયા ચાલતી હોય, ભેદક પ્રવૃત્તિ વર્તતી હોય તો તેને અટકાવી ભ્રાતૃભાવની પ્રવૃત્તિ ચાલુ કરવી જોઇએ. થોડો થોડો ક્રિયા-ભેદ કે માન્યતાનો ભેદ હોય તો તેને પ્રધાન પદ ન આપતાં સામ્યભાવને પ્રધાન પદ આપવું. વ્યવહારનય કરતાં સંગ્રહનયનો સમાદર કરવો. કેટલીકવાર કાલ્પનિક ભિન્નતાને ખરી ભિન્નતા માની લેવામાં આવે છે. જેમ કોઇ માણુસ સૂર્યનો ફોટો જમીન

ઉપરથી લ્યે, ત્યાર પછી એક હજાર ગાઉ ઉંચે ત્હડી બીજો, ફોટો લ્યે, બીજા હજાર ગાઉ ઉપર ત્રીજો ફોટો લ્યે, એમ હજાર હજાર ગાઉને અંતરે જુદા જુદા ફોટા લ્યે-તે તે હરેક ફોટામાં ભિન્નતા પ્રતીત થશે. દરેકનાં કદ જુદા જુદા આવશે પણ વસ્તુતાયે તે ફોટા એકજ સૂર્યના છે. ભેદ માત્ર દેશનો છે. તેમ દેશ કાળ ભેદથી કેટલીક માન્યતા જુદી જુદી લાગતી હોય પણ તેનો ઉદ્દેશ એકજ હોય તો ઉદ્દેશ ઉપર નજર રાખી સમાનતાનું તત્વ શોધી ઐક્ય અને પ્રેમભાવ રાખવો પણ ભેદભાવ કે દ્વેષભાવ રાખવો નહિ. ધર્મ અને કલેશનો સહચાર રહી શકતો નથી. જ્યાં કલેશભાવ ઉત્પન્ન થાય ત્યાંથી ધર્મ પલાયન કરી જાય છે, અને ધર્મની સાથે અભ્યુદય અને શાંતિ પણ ચાલ્યા જાય છે. માટે સમાજનો અભ્યુદય કરવા અને આત્મિક શાંતિ મેળવવા ચાહતા હો તો સંપ્રદાયોમાંથી ધર્મના ખાસ ગુણોનો સંગ્રહ કરી મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના મૂળને મજબૂત બનાવી ધર્મનો વિજયધ્વજ ફરકાવો કે જેથી અવનતિ આપોઆપ દૂર થઇ જાય અને ઉન્નતિનો પ્રકાશ આગળ વધે. सुज्ञेषु किं बहुना.

ૐ શાંતિ. શાંતિ. શાંતિ.



# વ્યાખ્યાન ૭મું

સ્થળ. ઉરણ. તા. ૭—૫—૧૬ રવિવાર

## વિષય—ધાર્મિકજીવન

ગૃહસ્થો ! આજના વ્યાખ્યાનનો વિષય ' ધાર્મિક જીવન ' છે. આ વાક્યમાં બે શબ્દો છે. ધામિક અને જીવન. એક વિશેષણ અને બીજું વિશેષ્ય છે. તેનો વિશેષણવિશેષ્ય ભાવ-કર્મધારય સમાસ થાય છે. ધર્મવિશિષ્ઠ જીવન તે ધાર્મિક જીવન સામાન્ય રીતે જીવન એ એક હવેલી છે તેના ચાર માળ છે. પહેલો માળ વૈષયિક જીવનનો છે. તે જમીનની અંદર છે. ભવાભિનંદી અને વિષયભોગ વિલાસી જીવોનો તેમાં નિવાસ છે. તે માળમાં નિવાસ કરનારા જીવોની સ્થિતિ અધોગામી છે, એટલે ત્યાથી ઉંચે જઇ શકાતું નથી. બીજો માળ નૈતિક જીવનનો છે. તે પૃથ્વીની સપાટી ઉપર આવેલો છે. તેમાં નીતિનિપુણ પણ ધર્મથી અનભિજ્ઞ એવા જીવોનો નિવાસ છે અહીં સામાજીક સુખની છાયા પ્રતીત થાય છે. ઉપરના ભુવનમાં જવા ઈચ્છનારે પ્રથમ આ ભુવનમાં જવું જોઈએ. કારણ કે તેમા પ્રવેશ કર્યા વિના ઉપરના માળમાં જઇ શકાતું નથી. ત્રીજો માળ ધાર્મિકજીવનનો છે. ધર્મના જીજ્ઞાસુઓનો આ માળમાં જવાનો અધિકાર છે. તેમણે પ્રથમ સત્પુરૂષોની પાસેથી સત્સંગરૂપ સર્ટિફિકેટ મેળવી, ત્રીજા માળમાં પ્રવેશ કરવો જોઇએ. પણ યાદ રાખજો કે સત્પુરૂષો

પરીક્ષા કર્યા વિના સર્ટિફિકેટ નહિ આપે. તેઓ પરીક્ષામાં ગણિતના દાખલાઓ, કે ભૂમિતિના સિદ્ધાંતો વિષે નહિ પૂછે, પણ નૈતિક જીવનના માળમાં બરાબર નિવાસ કર્યો છે કે નહિ તે ભુવનની દરેક ચીજનો આસ્વાદ લીધો છે કે નહિ, તેનીજ માત્ર તપાસ કરશે. ધાર્મિકજીવનના માળમાં દાખલ થનારને સ્વર્ગીય સુખના સાધનોનો પરિચય થાય છે. ઉચ્ચ ભૂમિકાની સામગ્રીનું નિરીક્ષણ કરવાને આ ભૂમિ ઉપર ચડવું જોઇએ. દાખલા તરીકે અહીંથી મુંબઇની હવેલીઓ જોવી હોય તો જમીન ઉપર બેસી યા ઉભા રહીને જોઇ શકાશે નહિ; પણ સામેના પહાડ ઉપર ચડી નિરીક્ષણ કરશો તો મુંબઇનો દરેક ભાગ નજરે પડશે અને બીજાને પણ બતાવી શકાશે કે આ ભાગ કોલાબાનો છે, આ કોટનો છે, આ બહારકોટનો છે, વગેરે. તેવી રીતે સ્વર્ગીય સુખનું નિરીક્ષણ કરવાને ધાર્મિક જીવનના માળ ઉપર આરૂઢ થવું જોઇએ.

ચોથો માળ આધ્યાત્મિક જીવનનો છે. મુમુક્ષુ પુરૂષોને આ ભુવનમાં જવાનો અધિકાર છે. આત્મિક સુખનો ખરો અનુભવ આ ભુવનમાં થાય છે. બીજા ને ત્રીજા ભુવનમાં પાસ થયા સિવાય આ ભુવનમાં દાખલ થઇ શકાતું નથી. આંહિ મળતાં આત્મિક આનંદ અને પરમ સુખની આગળ સ્વર્ગીય સુખ પણ બિસાતમાં નથી. વૈષયિક સુખનો સર્વથા ત્યાગ કરનારજ આ સુખનો અનુભવ લઇ શકે છે.

## આજના વિષયની પસંદગીનો હેતુ.

મહાશયો! નિરૂક્ત ચાર જીવનમાંથી ધાર્મિક જીવનને આજના વ્યાખ્યાનના વિષય તરીકે પસંદ કરવાનો હેતુ એ છે કે આધ્યા-

ત્મિક જીવન સર્વોપરિ હોવા છતાં તેનો અધિકારી કોઇકજ હોય છે શ્રોતાઓનો મોટો ભાગ અધિકારી નથી. પ્રથમ જીવનના શિક્ષણની તો કશી જરૂર નથી, કારણ કે તે હેય—ત્યાજ્ય છે, બીજા ભુવનનું શિક્ષણ અન્યત્ર પણ મળતું હોવાથી ધાર્મિક જીવન પરત્વેજ આજે બોલવું જોઇએ એમ કેટલાએકની સૂચના થવાથી આજે તે વિષય પસંદ કરવામાં આવ્યો છે.

## ધાર્મિક જીવનના અધિકારી.

બંધુઓ ! જીવન એટલે જીંદગી ગાળવી, જન્મ મરણ વચ્ચેનો સમય પસાર કરવો, આયુષ્ય વ્યતીત કરવું, એ બધા અર્થ જીવન શબ્દના થાય છે. હમણા જણાવેલા ચાર ભુવનો પૈકી કોઇ પણ ભુવનમાં માણસનું જીવન પસાર થાય છે. અધમ મનુષ્યો રાત દિવસ વિષય ભોગમાં તત્પર રહી, આખી જીંદગી વૈષયિક જીવનના આડામાં–ભોંયરામાંજ પસાર કરે છે. નથી સમજતા નીતિ કે નથી સમજતા ધર્મ. મધ્યમ પ્રકારના મનુષ્યો યદ્યપિ વિષય વિલાસી હોય છે, તથાપિ રાત દિવસ નહિ, બેહદ નહિ, નીતિનું ઉલ્લંઘન કરીને નહિ; ઐહિક સુખનાં સાધનો મેળવવા પ્રયત્ન કરે છે પણ તેઓ અસત્યનો આશ્રય કરતા નથી. આરંભ અને પરિગ્રહનો તેઓ ત્યાગ કરી શકતા નથી, પણ પ્રામાણિકતાને એક પળવા રપણ છોડતા નથી. તેવા માણસો બીજા ભુવનના અધિકારી બની શકે છે. ત્રીજા ભુવનના અધિકારી ઉત્તમ મનુષ્યો છે, પછી તે ગૃહસ્થાશ્રમી હો કે સાધુ હો, તેમને એક સત્યવ્રતજ નહિ. પણ પાંચ વ્રતો પાળ વાની જરૂર પડેછે, ગૃહસ્થ હોય તો અણુ–ન્હાના વ્રત અને સાધુ હોય તો મહાવ્રત, ગૃહસ્થ હોય તો વ્યાપાર, વાણિજ્ય ગૃહવ્યવહાર સઘળો તેમને વિવેકપૂર્વક ચલાવવો પડે તોપણ તે નીતિ અને વિવેક

બ્હાર હોય નહિ તેમજ તેમાં તેમની આશક્તિ પણ હોય નહિ. તેમના જીવનનો મ્હોટો ભાગ પરમાર્થના કાર્યમાં, ગરીબોને સહાય કરવામાં, સાચીસલાહ આપવામાં, ધર્મનો પ્રચાર કરવામાં, વ્રત નિયમો પાળવામાં અને વિષયોને નિયમિત રાખવામાં પસાર થાય. આવા મનુષ્યોજ ધાર્મિક જીવનના અધિકારી બની શકે છે.

### ધાર્મિક જીવનના કલાસો.

ગૃહસ્થો ! જેની પાસે પચીસ પચાસ હજાર રૂપિયા હોય છે તે પણ શ્રીમાન્-ધનવાન્ કહેવાય છે. પાંચ દશ લાખ હોય તો તે પણ ધનવાન ગણાય છે અને કરોડો કે અબ્જો હોય તો તે પણ ધનવાન્ લેખાય છે. ત્રણેને માટે 'ધનવાન્' એ એકજ શબ્દ વપરાય છે, પણ તેની ડિગ્રીમાં કે કલાસમાં તફાવત છે. તેવી રીતે એક સાધારણ ધર્મિગૃહસ્થનું જીવન ધાર્મિક કહી શકાય, ઉત્કૃષ્ટવ્રતધારી ગૃહસ્થનું પણ ધાર્મિક જીવન ગણી શકાય અને મહાવ્રતધારી સાધુનું જીવન પણ ધાર્મિક માની શકાય છે. ધાર્મિકશબ્દ બધાને માટે એક સરખો છે. પણ તેની ડિગ્રીઓ જુદી જુદી છે. જૈન શાસ્ત્રમાં તેઓને 'અવિરતિસમ્યક્દૃષ્ટિ, દેશ વિરતિ અને સર્વવિરતિ' એવા જુદા જુદા નામોથી ઓળખાવવામાં આવે છે. આ ગુણસ્થાનના શબ્દો ઘણાને અપરિચિત હોવાથી કદાચ સમજવામાં ન આવે તો બીજી શૈલીથી સમજાવીશ.

### ત્રીજા ભુવનની સ્કુલ.

સજ્જનો ! ધાર્મિક જીવનના ભુવનમાં પ્રવેશ કરતાં પ્રથમજ એક સ્કુલ-શિક્ષણશાળા તમારી નજરે પડશે. ધાર્મિક જીવનના ઉમેદવારને પ્રથમ આ સ્કુલના ઉમેદવાર બનવું પડે છે. કારણ કે ત્યાંના દરવાજા ઉપર એક પાટીયું મારેલું છે, તેમાં જાહેર

ચેતવણી આપવાને આ અક્ષરો લખેલા છે "**पढम नाणं तओ दया**" પ્રથમ જ્ઞાન અને પછી દયા–ક્રિયા–સદ્ધર્તન આ વાક્યનો તરતજ અમલ કરાવવા દરવાની તમને સ્કુલની અંદર શિક્ષકની પાસે લઇ જશે. આ શિક્ષકો પગાર લઇ કામ કરનારા નથી, પણ સ્વયંસેવક છે. તન મનથી સ્કુલની સેવા બજાવનારા હોય છે. તેઓએ આખી જીંદગી ધાર્મિક જીવનના ઉમેદવારોને અભ્યાસ કરાવવા પાછળ અર્પણ કરેલી હોય છે. આ શિક્ષકો ઘણા માયાળુ અને પ્રેમી હોય છે. તિરસ્કાર અને ક્રોધને તેઓએ રજા દઇ દીધી છે. ગમે તેવી મન્દ બુદ્ધિવાળાને પણ કેળવવા તેઓ પોતાથી બનતો પ્રયત્ન કરે છે ઓછામાં ઓછો એક કલાક આ શિક્ષણ તમારે લેવું પડશે.

## શિક્ષણનું સ્વરૂપ.

ગૃહસ્થો! આંહિ ઇતિહાસ ભૂગોળ કે ગણિતનું શિક્ષણ આપવામાં આવતું નથી, પણ ધર્મનું શિક્ષણ આપવામાં આવે છે, કારણ કે જેને ધાર્મિક જીવન પસાર કરવું છે તેને તે શિક્ષણનીજ પ્રથમ જરૂર છે. આંહિ બિનજરૂરીઆતનું કંઇ પણ કામ કરવામાં આવતું નથી આંહિ મા બા ભૂ છે, એમ શિખવવામાં નહિ આવે પણ આત્મા શું છે? તે શિખવવામાં આવે છે. પ્રથમ પોતાને ઓળખાવવામાં આવે છે અને પછી બીજાને.

## તત્ત્વજ્ઞાન.

સજ્જનો! આંહિ પ્રથમ તત્ત્વોની ઓળખાણ કરાવવામાં આવે છે. તત્ત્વો ત્રણ અને નવ છે. દેવ, ગુરૂ અને ધર્મ, એ ત્રણ તત્ત્વો છે. જેને રાગદ્વેષ નથી, મોહ નથી, માયા નથી, તે દેવ છે. જેણે

કંચન-દ્રવ્ય અને કામની-સ્ત્રીનો ત્યાગ કર્યો છે, તે ગુરૂ અને દેવની આજ્ઞાનુસાર પાળવામાં આવતા નિયમો તે ધર્મ, એમ દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્ત્વો સામાન્ય રીતે સમજાવવામાં આવે છે. ત્યાર પછી જીવ-અજીવ, પુણ્ય-પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વનું સ્વરૂપ સમજાવવામાં આવે છે.

## જીવ અજીવ અને બંધ.

સન્મિત્રો ! નવ તત્ત્વોમાં પ્રથમ જીવ-આત્મા છે. આઠે તત્ત્વોનો સંચાલક-નિયામક તે છે. આપણે જે કંઇ જાણીએ છીએ, સમજીએ છીએ, વિચારીએ છીએ, તે જીવ-આત્માની ચૈતન્ય શક્તિથીજ-ઇન્દ્રિયો મન હાથ પગ કે શરીરની કોઇ પણ ચેષ્ટા આત્માના સાનિધ્યથીજ થઇ શકે છે. મુડદામાંથી ચૈતન્ય ગુણ આત્માની સાથે ચાલ્યો ગયો છે તેથી તેમાં કશી ક્રિયા, ચેષ્ટા કે સ્કુરણા થતી નથી. જેમાં જડતાનો ગુણ છે તે અજીવ છે આ સ્થૂલમાંથી આત્મા નીકળી ગયા પછી શબ રહે છે. તે અજીવ છે. પરમાણુઓથી બનેલા જેટલા પદાર્થો તે બધા અજીવ કહેવાય છે. અજીવ-કર્મનો જીવની સાથે દૂધ અને પાણીની પેઠે, અગ્નિ અને લોઢાની પેઠે, સંબધ થાય છે. આ સંબંધને બંધતત્ત્વ કહેવામાં આવે છે.

## પુણ્ય પાપ અને આશ્રવ.

ગૃહસ્થો ! કર્મ બે પ્રકારનાં છે. શુભ અને અશુભ. જે કૃત્યો સારાભાવથી કરવામાં આવે છે, તે કૃત્યો કરતી વખતે કર્મમાં શુભ રસ પડે છે તેને પુણ્ય કર્મ કહેવામાં આવે છે અને જેમાં અશુભ ભાવથી અશુભ રસ પડે છે તેને પાપતત્ત્વ કહેવામાં આવે છે.

પુણ્ય અને પાપ—શુભ કર્મ અને અશુભ કર્મનો જે આત્મામાં સંક્રમણ–પ્રવેશ થાય છે તેનું નામ આશ્રવ તત્વ છે.

## સંવર, નિર્જરા અને મોક્ષ.

બાંધવો ! કર્મ બાંધવાની ક્રિયાઓનો માર્ગ બંધ કરવામાં આવે, ત્યારે કર્મ રોકાય, નવીન કર્મનો પ્રવેશ ન થાય તેને સંવર તત્વ કહે છે. પ્રાચીન કર્મને દૂર કરવાની ક્રિયાને નિર્જરા તત્ત્વ અને કર્મથી સર્વથા છુટવાની અવસ્થાને મોક્ષ તત્ત્વ કહેવામાં આવે છે. આવી રીતે નવ તત્વોનું સ્વરૂપ સમજાવવાની સાથે એમ પણ જણાવવામાં આવે છે કે દરેક ઉમેદવારે પ્રથમ પોતાને —જીવને આત્માને ઓળખી અજીવની સાથેના સંબંધનું પર્યાલોચન કરી તે સંબંધની અનિષ્ટતા સમજી તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો. સંવરતત્ત્વનો આશ્રય લઇ આશ્રવ તત્વને અટકાવવું. એકદમ ન અટકે તો પ્રથમ પુણ્યતત્ત્વની પ્રવૃત્તિ કરી પાપને રોકવું, અશુભકર્મોને અટકાવવા અગર તેની નિર્જરા કરવી. છેવટે સર્વથા કર્મથી છુટકારો મળશે ત્યારે મોક્ષની પ્રાપ્તિ થશે. ધાર્મિકજીવન ગાળવા ઇચ્છનાર દરેક ઉમેદવારે આ મોક્ષનેજ પોતાનું લક્ષ્ય સ્થાન બનાવવું જોઇએ. પ્રથમ તત્ત્વને નવમા તત્ત્વમાં ચડાવવાની યોગ્યતા પ્રાપ્ત કરાવવી એ અમારી સ્કુલનું કામ છે. એવી રીતે નવ તત્ત્વોનું શિક્ષણ આંહિ આપવામાં આવે છે.

## દેવ તત્ત્વની વિશેષ સમજ.

ગૃહસ્થો ! તત્ત્વોનું સામાન્ય શિક્ષણ મળ્યા પછી, આ કલાસમાં એક બીજા શિક્ષક આવે છે, તેનું કામ ત્રણ તત્ત્વોની પરીક્ષા

કરાવવાનું હોય છે. તે ઉમેદવારોને સમજાવે છે કે દેવ એટલે પરમેશ્વર. જેને આત્માની પરમ સંપત્તિ—પરમ ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે તે પરમેશ્વર. જ્યાં સુધી આત્મા ઉપર કર્મપ્રકૃતિ--માયાનું દબાણ હોય છે ત્યાં સુધી પરમ ઐશ્વર્ય પ્રાપ્ત થતું નથી. માયા—પ્રકૃતિ—કર્મની ઉપાધિ જેને નથી, તે પરમેશ્વર એક સ્વરૂપ છે. જગતના સર્વ ધર્મોને માન્ય પરમેશ્વર અલગ અલગ નથી. લોકો ભલે તેને નામ જુદા જુદા આપે, કોઈ ગૉડ્, કોઇ અલ્લા, કોઇ અહુર્મજ્દ, કોઈ બ્રહ્મા, કોઇ વિષ્ણુ, કોઇ મહાદેવ, કોઇ બુદ્ધ, કોઇ અરિહંત—એવાં નામો ભલે જુદા હોય પણ તેમનું વાચ્ય જુદું ન હોવું જોઇએ. પરમેશ્વર પરમ દયાળુ અને સર્વજ્ઞ હોય છે, જગત્‌ની જંજાળથી તે દૂર રહે છે. પરમેશ્વરનો ઉપદેશ પણ જગતની જંજાળને કાપવાનો હોય છે તો પછી તે પોતે જગત્‌ને સર્જવાનો પાળવાનો અને નાશ કરવાનો ધંધો કદી પણ કરે નહિ. તેને કોઇના ઉપર રાગ નથી, અને કોઈના ઉપર દ્વેષ નથી. જગત્ રાગ અને દ્વેષરૂપ દ્વન્દ્વોથી વ્યાપ્ત છે તેમાં ભાગ લેનારને તે દ્વન્દ્વમાં પડવું પડે છે, તેથી પરમેશ્વર રાગ દ્વેષની ક્રિયામાં એક પળ પણ ગાળવાનું પસંદ કરે નહિ. એકને સુખી, બીજાને દુઃખી, એકને રોગી બીજાને નિરોગી, એકને દયાળુ બીજાને કસાઈ બનાવવાનું કાર્ય પરમેશ્વર—રહિમાનના રહેમ-દયાના ગુણને છાજે નહિ. તેથી રાગ દ્વેષ રહિત, જગત્‌ની જંજાળથી નિરાળા, સર્વ વસ્તુને જાણનાર, વિશુદ્ધ આત્માને આપણે પરમેશ્વર—દેવ તરીકે માનવો જોઈએ.

### ગુરૂતત્ત્વની વિશેષ સમજ.

ગૃહસ્થો ! તેજ શિક્ષક ગુરૂ તત્ત્વને સમજાવતાં કહે છે કે, જે

પુરૂષ ગુણે કરી આપણા કરતાં ભારે હોય તે ગુરૂ. ગુરૂ હમેશ ત્યાગીજ હોય છે. તેમને પૈસો, સ્ત્રી, કુટુંબ, ઘર બાર કે વિલાસની કોઇ પણ ચીજનો સંબંધ હોતો નથી. વિષય વિકારથી વેગળા રહે છે. ખરા વૈરાગ્યથી તેમણે સંસારનો સંબંધ તોડી નાખેલો હોય છે. પોતે કોઈના ઉપર પણ ભારભૂત ન થતાં હમેશ પરોપકારમાં તત્પર રહે છે. શિષ્યનું હિત સાધે પણ શિષ્યના વિત્ત-પૈસા ઉપર નજર રાખે નહિ. ઇન્દ્રિયોના સુખને તિલાંજલિ આપી હોય, મનનો નિગ્રહ કરેલ હોય, તે ગુરૂ થઇ શકે.

## ધર્મની વિશેષ સમજ.

બંધુઓ ! આ શિક્ષક ધર્મ શબ્દની વ્યાખ્યા ઘણા વિસ્તારથી આપે છે. તે જણાવે છે કે, સમાનભાવ રાખવો, શાંતિમાં રહેવું અને આત્મિક આનંદમાં રમણ કરવું તે આત્માનો ધર્મ છે, યા પ્રાણી માત્રનો તે ધર્મ છે. માણસો એમ સમજે છે કે ધર્મ માત્ર મનુષ્ય વર્ગમાંજ છે પણ ખરી રીતે ધર્મ જગતમાં વ્યાપક છે. કોઇ પણ પદાર્થ એવો નથી કે જેને ધર્મ ન હોય. પશુ પક્ષી કીટમાંજ નહિ, પણ જડ પદાર્થમાં પણ ધર્મ છે. એટલા માટે શાસ્ત્રકારોએ "वत्थुसहावो धम्मो" એવું ધર્મનું લક્ષણ બાંધ્યું છે. આ જગત ધર્મને આધારેજ ટકેલું છે, અને તેથીજ પ્રણીમાત્રનું રક્ષણ થાય છે. મનુસ્મૃતિના આઠમા અધ્યાયના ૧૪-૧૫ મા શ્લોકમાં કહ્યું છે કે

**यत्र धर्मो ह्यधर्मेण, सत्यं यत्रानृतेन च ॥**
**हन्यते प्रेक्षमाणानां, हतास्तत्र सभासदः ॥ १ ॥**
**धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षितः ॥**
**तस्माद्धर्मो न हन्तव्यो, मानो धर्मो हतोऽवधीत् ॥ २ ॥**

અર્થ—જ્યાં અધર્મથી, ધર્મનો અને અસત્યથી સત્યનો વિનાશ થાય છે ત્યાંની વસ્તીનો પણ નાશ સમજવો ॥ ૧ ॥ હણવામાં આવેલો ધર્મ આપણને હણે છે અને રક્ષિત ધર્મ આપણું રક્ષણ કરે છે, માટે ધર્મની બિલકુલ ઘાત કરવી નહિ.

ધર્મથી કેવી રીતે રક્ષણ થાય છે તે હું તમોને સમજાવીશ આ પૃથ્વીનું નામ ધરા છે. તેનો ધર્મ તેની ઉપર રહેલ વસ્તુઓ અને પ્રાણીઓને ધારણ કરવાનો-ધરી રાખવાનો છે. તે ધર્મ તેમાં કાયમ છે ત્યાં સુધી આપણે તેના ઉપર બેસી ફરી શકીએ છીએ, પણ તે ધર્મનો નાશ થાય તો હમણા જે સ્વસ્થતાથી તમો બેઠા છો, તે સ્વસ્થતાથી બેસી નહિ શકો. સમુદ્રનો ધર્મ અથાગ પાણીને પોતાની અંદર સમાવવાનો અને ભરતી ઓટ લાવવાનો છે. તે ધર્મને જો સમુદ્ર મુકી દે તોપછી જુઓ મજા ! એક ક્ષણમાં જલપ્રલયનો દેખાવ થઇ રહે. અગ્નિનો ધર્મ પાક પકવવાનો છે, તેને જો છોડી આપે તો તમારે બધાને ભુખે મરવું પડે. વાયુનો ધર્મ શ્વાસોશ્વાસરૂપે ગ્રહણ થવાનો અને ફેફસાને સાફ કરવાનો તથા ઓકસીજન પુરૂં પાડવાનો છે, તે ધર્મથી જો પતિત થાય તો તમો હમણાંજ ગુંગળાઇ જાઓ અને એક ક્ષણ પણ જીવી શકો નહિ. વિચાર કરો કે કુદરતી પદાર્થો—જડ પદાર્થો પણ પોતાના ધર્મમાં સ્થિર રહે છે તોજ આપણું રક્ષણ થાય છે. તો પ્રાણીઓના ધર્મની તો શું વાત કરવી ?

## ધર્મની એકતા

સજ્જનો ! પૃથ્વીનો ધારણ કરવાનો ધર્મ સર્વત્ર એક સરિખો છે. જલ અગ્નિ અને વાયુનો પણ ધર્મ જુદા જુદા દેશમાં જુદો

જુદો નથી. તેમજ જુદા જુદા મનુષ્યો પ્રત્યે પણ જુદો જુદો નથી. પાણી બ્રાહ્મણની તૃષા જેવી રીતે ટાળે છે, તેવીજ રીતે ચંડાળની પણ તૃષા ટાળે છે. સૂર્ય આખી પૃથ્વીને અને ઉચ્ચ નીચ સર્વ મનુષ્યોને સરખો પ્રકાશ અને સરખી ગરમી આપે છે. તેને કોઇ જાતનો ભેદ નથી, તેવી રીતે આત્માનો ધર્મ—આપણો ધર્મ પણ ભિન્ન ભિન્ન નથી. સર્વ આત્માનો ધર્મ એક સરખોજ છે. પછી તે હિન્દુ હોય કે મુસલ્મીન, યાહુદી હોય કે ક્રિશ્ચિયન, બુદ્ધ હોય કે જૈન, પણ નિશ્ચય ધર્મ—સાધ્ય ધર્મ બધાનો એકજ છે.

પીપા પાની એક હે, પનીહારી અનેક
બાસનમે બિગ્રહ ભયા, નીર એકકા એક.?

અર્થાત્—વાદળામાંથી પડતું પાણી એકજ છે. તળાવમાં તે પાણી ભેગું થયું તોપણ એકજ, ગૃહસ્થની સ્ત્રીઓ પાણી ભરવાને આવી અને તે પાણી પોતપોતાના વાસણમાં ભર્યું, ત્યાં ભેદ ઉત્પન્ન થયો, કે આ પાણી બ્રાહ્મણનું અને આ ભંગીનું. પાણીમાં આભડછેટ કે ભેદ નહોતો પણ વાસણમાં આભડછેટ આવી. ભેદભાવ ઉત્પન્ન થયો. વાસણ ફુટી જાય અને પાણી તળાવમાં પડે તો પાછું પણ એકનું એકજ રહે. તેવી રીતે આત્મરૂપ તળાવમાં પાણીરૂપ ધર્મ એકજ છે, પણ સંપ્રદાયરૂપ વાસણમાં જ્યારે ધર્મનો પ્રવેશ થયો, ત્યારે ભેદ આવ્યો. આ સંપ્રદાયોયે ધર્મમાં ગુંચવાડો પેદા કર્યો છે વિચારક માણસ પણ ભ્રમમાં પડી જાય છે કે હિન્દુ ધર્મ સાચો કે મુસલ્મીન! યાહુદી ધર્મ સાચો કે ક્રિશ્ચિયન? બૌદ્ધ ધર્મ સાચો કે જૈન ધર્મ? એક કહે છે કે હિન્દુ થવાથીજ મોક્ષ મળશે ત્યારે બીજા કહે છે કે મુસલ્મીન ધર્મમાં દાખલ થયા

સિવાય કદી પણ ખુદાની મ્હેરબાની મેળવી શકાશે નહિ. આમ એક એકથી એટલી વિપરીતતા બતાવે છે કે એકને તજ્યા સિવાય બીજાનો સ્પર્શમાત્ર પણ થઇ શકતો નથી. ધર્મોની આવી વિવિધતામાં ગુંચવાડો ઉભો થાય એ સ્વાભાવિક છે, પણ હું તમને એકેક ચશ્માની જોડ આપું છું તે ચ્હડાવીને જોવાથી આ ગુંચવાડો દૂર થઇ જશે. આ ચશ્માનું નામ છે 'નયદૃષ્ટિ' યાને 'ન્યાયદૃષ્ટિ' અથવા 'અપેક્ષાદૃષ્ટિ' અર્થાત્ કોઇ પણ વસ્તુનું નિરીક્ષણ તેની એક બાજુ તપાસવાથી થઇ શકતું નથી, સર્વ બાજુઓ તપાસવી જોઇએ. ઉક્ત ચશ્માવિના એક બાજુજ જોવાય છે એટલે વસ્તુનું ખરૂં જ્ઞાન મળતું નથી અને તેથી ગોટાળો ઉત્પન્ન થાય છે પરસ્પર વિરૂદ્ધતા જણાય છે, પક્ષપાત બંધાય છે, પણ નયદૃષ્ટિના ચશ્મા ચ્હડાવતા પક્ષપાત દૂર થઇ જાય છે. તેથી સત્યાસત્યનું પૃથક્કરણ થાય છે. હંસ જેમ દૂધ અને પાણીને જુદા પાડી પાણીને છોડી દુધનું પાન કરે છે તેવી રીતે ન્યાયબુદ્ધિવડે સર્વ ધર્મોમાંથી સાર ગ્રહણ કરી શકાય છે. ખરી રીતે ધર્મ એકજ—આત્મધર્મ છે. તેના જુદા જુદા અંશો જુદા જુદા ભાગમાં વ્હેંચાઇ ગયા છે. આત્મ ધર્મને પ્રાપ્ત કરવા સર્વ ધર્મશાસ્ત્રોએ સાધનો રચ્યાં છે. તે સાધનો દાન, શીલ, તપ અને ભાવ, કે ભક્તિ, કર્મ અને ઉપાસના છે; અથવા અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે. કોઇ પણ ધર્મ આ સાધનોનો નિષેધ કરતો નથી. તે સાધનોની પ્રવૃત્તિ થોડે ઘણે અંશે ન્યૂનાધિક અલબત જોવામાં આવે છે, પણ આપણે ન્યાયબુદ્ધિથી દરેક ધર્મમાં તે કેટલે કેટલે અંશે છે, તેનું નિરીક્ષણ કરવું. જે ધર્મમાં જેટલે અંશે જે ગુણ પ્રાપ્ત થાય તે ગ્રહણ કરી લેવો અને અવગુણ હોય તે છોડી દેવો.

એમ દરેકમાંથી સાર ગ્રહણ કરતાં જે ધર્મમાં તે ગુણ વધારે અંશે મળે ત્યાં આપણે સ્થિતિ કરવી. આમ કરવાથી કોઇ પણ ધર્મ પ્રત્યે દ્વેષ કે તિરસ્કારની નજરથી આપણને જોવાની જરૂર નથી. કારણકે દ્વેષ, તિરસ્કાર, આક્ષેપ, નિન્દા, ઈર્ષ્યા, અસૂયા, આ બધા દોષો ધર્મના પ્રતિબંધક છે. જ્યાં ધર્મ હોય ત્યાં આવા દોષો હોવા ન જોઇએ. ધાર્મિક જીવનના ઉમેદવારે પ્રથમ દર્શન-શુદ્ધિ મેળવવી જોઇએ, સમદૃષ્ટિ થવું જોઇએ, હૃદયની સરળતા મેળવવી જોઇએ, કારણ કે તે વિના ધર્મની સ્થિતિ થતી નથી, એમ જૈન સૂત્ર ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનમાં કહ્યું છે. तदुक्तं

**सोही उजूयभूयस्स । धम्मो सुद्धस्स चिट्ठइ ॥**

અર્થાત્--અંતઃકરણની સરલતાથી શુદ્ધિ થાય છે અને શુદ્ધ અંતઃકરણમાં ધર્મનો સ્થાયિભાવ થાય છે.

મહાભારતમાં પણ એમજ કહ્યું છે.

એક શિષ્યના પ્રશ્નો.

| | |
|---|---|
| **कथमुत्पद्यते धर्मः ?** | ધર્મ કેવી રીતે ઉત્પન્ન થાય છે ? |
| **कथं धर्मो विवर्द्धते ?** | ધર્મ કેવી રીતે વૃદ્ધિ પામે છે ? |
| **कथ च स्थाप्यते धर्मः ?** | ધર્મ કેમ સ્થાયિભાવ પામે છે ? |
| **कथं धर्मो विनश्यति ?** | કેવી રીતે ધર્મનો વિનાશ થાય છે ? |

ગુરૂના ઉત્તરો.

| | |
|---|---|
| **सत्येनोत्पद्यत्ते धर्मो ।** | સત્યવડે ધર્મ ઉત્પન્ન થાય છે. |
| **दयादानेन वर्द्धते ॥** | દયા અને દાનથી વૃદ્ધિ પામે છે. |

**क्षमायां स्थाप्यते धर्मः ।** क્ષમામાં તેનો સ્થાયિભાવ થાય છે.
**क्रोधाद्धर्मो विनश्यति ॥** અને ક્રોધથી ધર્મનો વિનાશ થાય છે.

ધર્મનો વિષય ઘણો ગહન છે. તમારે હાલ વિશેષ ઉંડા ઉતરવાની જરૂર નથી. મતો અને પંથો તરફ જોવાનું નથી. મૂળ વસ્તુને બાઝવાનું છે, અને સદ્દગુણો મેળવવાના છે.

ભિન્ન ભિન્ન મત દેખીયે, ભેદ દૃષ્ટિનો એહ ।।
એક તત્વના મૂળમાં, વ્યાખ્યા માનો તેહ ।। ૧ ।।

આ પદ્યમાં કહ્યા પ્રમાણે ભેદદૃષ્ટિથી નહિ પણ અભેદ દૃષ્ટિથી નિરીક્ષણ કરી આત્મા અને મન જે રસ્તે સમભાવમાં, શાંતિમાં અને સમાધિમાં રહે, તે રસ્તો લેવાનો છે. ધર્મ તત્વને માટે દશ વૈકાલિકના પ્રથમ અધ્યયનની પ્રથમ ગાથા લક્ષ્યમાં રાખશો.

**धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ॥**
**देवावि तं नमस्संति, जस्स धम्मे सया मणो ॥ १ ॥**

અર્થ—ધર્મ એ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ માંગલિક છે, અર્થાત્ પરમ સુખને આપનાર ધર્મજ છે—અહિંસા, સંયમ અને તપ એ ત્રણે તેના મુખ્ય અંગો છે. જેનું મન આવા ઉત્તમ ધર્મમાં તલ્લીન રહે છે, તેને દેવતાઓ પણ નમસ્કાર કરે છે.

ગૃહસ્થો ! ધાર્મિક જીવનના ઉમેદવારને આવી રીતે દેવ ગુરૂ અને ધર્મના સ્વરૂપની સમજણ આપી તેની માન્યતા અને દૃષ્ટિ સુધારવામાં આવે છે. કલેશ, અશાંતિ વધે તેવું શિક્ષણ આ સ્કુલમાં આપી શકાયજ નહિ. જો તેમ થાય તો આ સ્કુલ ધાર્મિક જીવનનો ખરો ઉદ્દેશ સાધી શકે નહિ. છેવટ ઉપસંહાર કરતાં આ શિક્ષક વિદ્યાર્થીઓને જણાવે છે કે ભાઇઓ ? યાદ રાખજો કે,

## બાહ્ય ચિહ્નોમાં ધર્મ નથી

ગૃહસ્થો ! ધર્મસ્થાનમાં જઇ તિલક કરી આવ્યા કે દ્વારકામાં જઇ છાપ મરાવી આવ્યા કે ગુરૂની પાસે કંઠી બાંધી આવ્યા કે બ્રહ્મસમર્પણ કરી આવ્યા કે મંદિરમાં જઇ ઘંટ વગાડી આવ્યા અગર ઉપાશ્રયમાં જઈ સામાયક કરી આવ્યા કે મસ્જીદમાં જઇ નમાજ પઢી આવ્યા કે ચર્ચમાં જઇ પ્રાર્થના કરી આવ્યા કે તિર્થોમાં જઇ તિર્થ કરી આવ્યા એટલે ધર્મ કરી આવ્યા એમ માની લેવાનું નથી. યાદ રાખજો કે સંપ્રદાયના ચિહ્નો બ્હાર રહે છે અને ધર્મ અંદરથી ઉત્પન થાય છે. " **धर्मस्य तत्त्व निहितं गुहायां** " અર્થાત્ ધર્મનું તત્ત્વ અંતઃકરણરૂપ ગુફામાંજ રાખવામા આવ્યું છે જ્યાં સુધી અંતઃકરણ સ્વચ્છ બનાવવામાં નહિ આવે ત્યાં સુધી ગમે તેટલાં ચિહ્નો કે માલાઓ ધારણ કરશો તોપણ સિદ્ધિ થવાની નથી. બ્હારનાં ચિહ્નો એ સંપ્રદાયની ઓળખાણ માટે છે, કે અમુક માણસ અમુક સંપ્રદાયનો છે જેમ જુદી જુદી જાતની પાઘડી ઉપરથી તે માણસો કયા કયા દેશના છે તેની ઓળખાણ પડે છે, પણ તેથી માણસની અક્કલ હુશીયારીનો પિછાન થતી નથી, તેમ ચિહ્નોથી ધર્મની પિછાન થતી નથી, માત્ર સંપ્રદાયની પિછાન થાય છે. સંપ્રદાય એ તો એક ખેતી કે વાડીને કરવામા આવતી કાંટાની વાડ સમાન છે. ખરી પેદાશ તો ખેતી કે વાડીની જમીનમાં થાય છે. કિમ્મત જમીનની અંકાય છે, કાંઇ વાડની કિમ્મત અંકાતી નથી. અલબત અમુક અંશે વાડ ક્ષેત્રનું રક્ષણ કરે છે પણ ખેતરની જમીનમાં કાંઇ પાક હોય તો. નહિ તો ખાલી વાડ શું કામની ?

તેવીજ રીતે આત્મા કે અંતઃકરણરૂપ ક્ષેત્રમાં ધર્મનો પાક ઉગ્યો હોય તો કદાચ તેને અમુક હદ સુધી સંપ્રદાયરૂપ વાડની જરૂર પડે પણ જ્યાં પાકજ ન હોય ત્યાં ખાલી સંપ્રદાયની વાડો શું કરવાની હતી ? આજકાલ વાડોની જેટલી દરકાર રાખવામાં આવે છે તેટલી પાકની દરકાર કરવામાં આવતી નથી. તેથી તમારે બ્હારના ચિહ્નોમાં મુંઝાઇ જવું નહિ પણ અંતરમાં ઉંડા ઉતરી આત્મિકધર્મ અને સદ્ગુણોનો પાક મેળવવાનો પ્રયત્ન કરવો.

## અનુષ્ઠાન શાળા.

સજ્જનો ! ધાર્મિકજીવનના ઉમેદવારોને શિક્ષણશાળા છોડયા પછી અનુષ્ઠાનશાળામાં દાખલ થવું પડે છે. શિક્ષણશાળામાં માત્ર શિક્ષણજ લેવાનું હતું, તત્ત્વજ્ઞાન શિખવાનું હતું, દૃષ્ટિ સુધારવાની હતી, ત્યારે આ શાળામાં કંઇક ત્યાગની સાથે અનુષ્ઠાન કરવું પડે છે; તે જબરદસ્તિથી નહિ પણ રૂચિથી. પ્રથમ ઉમેદવારને ધાર્મિક જીવનની શી આવશ્યકતા છે તે બતાવવામાં આવે છે.

## શા માટે જીવનને ધર્મવિશિષ્ટ બનાવવું ?

ગૃહસ્થો ! ઘણાએકના મનમાં આ પ્રશ્ન ઉપસ્થિત થતો હશે કે ખાવું, પીવું, એશઆરામ ભોગવવો, મોજ શોખ ઉડાવવી, એમાં જીવન વ્યતીત કરવાથી મનને તાત્કાલિક સુખ મળે છે. તેને છોડીને ધર્મ વિશિષ્ટ જીવન બનાવવાની શું જરૂર છે ? આના ઉત્તરમાં એક દૃષ્ટાંત યાદ આવે છે. એક માણસે એક હાથમાં ઝેર મિશ્રિત લાડવો રાખ્યો, બીજા હાથમાં એક હીરો રાખ્યો. એક

છોકરાને કહ્યું કે લે આમાં ત્હને પસંદ પડે તે ચીજ લઇ લ્યે. છોકરાને ભૂખ લાગી હતી અને લાડવા ઉપર પ્રીતિ હતી તેથી લાડવો લઇ લીધો, અને હીરાને છોડી દીધો. તેને એટલી ખબર નથી કે લાડવો ઉપરથી મીઠો લાગશે પણ પરિણામે ઝેરની વેદના થશે, વળી આ નંગમાંથી હજારો લાખો લાડવા મેળવી શકાશે. તે માત્ર તાત્કાલિક લાભને જોતો હતો પણ પરિણામવિષે તેને વિચાર ન્હોતો. બંધુઓ ! તેવીજ રીતે વિષયો ઝેરમિશ્રિત લાડવા જેવા છે. ક્ષણિક સુખ આપે છે પણ પરિણામે અનંત દુઃખ આપે છે, ત્યારે ધર્મરૂપ હીરો પરિણામે અનંત સમૃદ્ધિ આપનાર છે. તાત્કાલિક થોડા સુખને માટે પારિણામિક અનંત સુખનો ભોગ કોણ આપે ? વિચારશીલ ડાહ્યા માણસો માત્ર વર્તમાનનોજ વિચાર કરતા નથી પરંતુ ભવિષ્યનો પણ વિચાર કરે છે. વર્તમાનમાં એક ગૃહસ્થને ઘરવ્યવહાર ચલાવવાને સંપત્તિની જેટલી જરૂર છે, તેટલીજ નહી પણ તેના કરતાં વધારે ભવિષ્યની જીંદગીની હાજતો પુરી પાડવા ધર્મની માણસને જરૂર છે. ખરી રીતે તો આ જન્મની સંપત્તિ પણ પૂર્વજન્મના ધર્મનુંજ પરિણામ છે. જો આપણને ઐહિક અને પારલૌકિક સુખ કે સંપત્તિની જરૂર હોય તો ધર્મની જરૂર છે, અને દુઃખ કે દુર્ગતિની જેને જરૂર હોય તેને માટે ધર્મની કશી જરૂર નથી, પણ મારા ધારવા પ્રમાણે કોઇ પણ માણસ દુઃખ કે દુર્ગતિ ઇચ્છતું નહિ હોય, માટે ધાર્મિક જીવનની પુરી જરૂર છે.

## ધાર્મિક જીવન તરફ અરૂચિનું કારણ.

સજ્જનો ! ધાર્મિક જીવનની રસિકતા અને મધુરતાનો અનુભવ સુવિદિત છતાં જેઓને તે તરફ અરૂચિ અને વૈષયિક જીવન તરફ રૂચિ થાય છે, તેનું કારણ માત્ર તેની પ્રકૃતિની વિષમતા અથવા દુર્વાસના

છે. કેટલાએક રોગી માણસને અન્ન ખાવાને બદલે ધુળી અને માટી ખાવાની ઇચ્છા થાય છે. શું અન્ન અને ફળો કરતાં માટી અને ધુળમાં કંઇ વધારે સ્વાદ છે ? નહિજ. પણ રોગને લીધે જેમ અન્ન ઉપર અરૂચિ છે તેમ દુર્વાસનાવાળાને ધર્મ તરફ રૂચિ થતી નથી. આંહિ એક દૃષ્ટાંત યાદ આવે છે. એક કીડી બીજી કીડીની પાસે આવી કહેવા લાગી કે બ્હેન ચાલ ત્હને હું સાકરનો પહાડ દેખાડું. એઠી એઠી સાકર ખાઇશ તો ત્હારી ઉમરમાં ખુટશે નહિં. તે કીડીના કહેવા ઉપરથી બીજી કીડી તેની સાથે ગઇ. એક સાકરના ઢગલા ઉપર ચ્હડી, ચારે તરફ ફરી પણ તે કીડીને કયાંય સાકરનો સ્વાદ આવ્યો નહિ. ત્યારે પહેલી કીડીને કહ્યુ કે બ્હેન તું કહેતી હતી કે સાકરનો પહાડ છે, પણ મ્હને તો આ મીઠાનો પહાડ લાગે છે. કયાંય પણ સાકરનો સ્વાદ આવતો નથી. તેણીયે કહ્યું કે મને સાકરની મીઠાશ આવે છે અને તને નીમક—મીઠું લાગે છે, તેનું કારણ શું ? ત્હારૂં મોઢું બતાવ જોઇએ તેનું મોઢું જોયું તો મોઢામાં એક નીમકની કકડી હતી, તેથી તેને સાકરનો સ્વાદ આવતો ન્હોતો, તે કઢાવીને કહ્યુ કે હવે જો સાકરની મીઠાશ આવશે. ખરેખર તે કીડીને સાકરની મીઠાશ આવી

બંધુઓ ! જ્યાં સુધી મનની અંદર વિષયોની મલીન વાસના-રૂપ મીઠાની કકડીઓ ભરી હોય ત્યાં સુધી સાકર જેવા ધાર્મિક જીવનની મીઠાશ આવતી નથી. માટે દુર્વાસનાને પ્રથમ કાઢી નાખવી જોઇએ.

## બીજું દૃષ્ટાંત.

એક અત્તરીયાની દુકાન પાસે એક ભંગીયાયે જમીન ખુબ સાફ કરી. અત્તરીયાયે તેથી પ્રસન્ન થઇ ભંગીયાને ઉંચા અતરનું

એક પુમડું આપ્યું. તેણે પુછયું કે આ શેમા ખાવું? અત્તરીયાએ કહ્યુ મુરખા એ ખાવાનું નથી પણ સુંઘવાનું છે. તેણે પુમડું નાકમાં ચ્હડાવી દીધું. તેની સુગંધથી મૂર્છિત થઇ પડયો. તેની સ્ત્રીએ સારવાર કરી મૂર્છાનું કારણ પુછયું ત્યારે અત્તરીયાએ અત્તરના પુમડાનું કારણ જણાવ્યું. ભંગીયાણીએ કહ્યું બહુ ભુલ કરી પછી તેણીએ વિષ્ટાની એક ગોળી બનાવી નાકના નસકોરામાં ચ્હડાવી, તેની ગંધ મગજમાં ગઇ એટલે મૂર્છા વળી. અત્તરીયાને ખાત્રી થઈ કે વિષ્ટાના અધિકારીને અત્તર સારૂં લાગે નહિ. તેમજ વૈષયિક જીવનવાળાને ધાર્મિકજીવન ગમતું નથી.

આ સાંભળીને ઉમેદવાર રૂચિપૂર્વક અનુષ્ઠાન કરવાની જ્યારે ઇચ્છા દર્શાવે છે ત્યારે તેને પ્રથમ પાંચ વ્રતોનું સ્વરૂપ સમજાવવામાં આવે છે.

## પાંચ વ્રતો

ધર્મરસિકો! ધાર્મિકજીવન ગાળવા ઇચ્છનારે પાંચ વ્રતોનું સ્વરૂપ સમજી તેનું પાલન કરવું જોઇએ. વ્રતો બે પ્રકારનાં છે. અણુવ્રતો અને મહાવ્રતો ઉત્કૃષ્ટ ધાર્મિક જીવન ગાળવા ઇચ્છનારે મહાવ્રતો પાળવાં જોઇએ. ત્યારે બીજાયે અણુવ્રતો પાળવા જોઇએ. અણુ અને મહાવ્રતમાં ભેદ છુટછાટને છે મહાવ્રતમાં કોઇ રીતે છુટ મુકી શકાતી નથી ત્યારે અણુવ્રતમાં છુટછાટ મળે છે. ગૃહસ્થોને માટે અણુવ્રત છે ત્યારે ત્યાગીઓને માટે મહાવ્રતો છે.

### પ્રથમવ્રત અહિંસા.

બંધુઓ! પ્રથમવ્રતમાં ધાર્મિકજીવન ગાળનારે હિંસાનો ત્યાગ કરવો જોઇએ. કોઇનું ખુન કરવું નહિ શિકાર કરવો નહિ,

જેનામાટે હાલતા ચાલતા જીવોના પ્રાણુ લેવા પડે, તેવો દૂષિત ખોરાક માંસાહાર કરવો નહિ. જુ માકડ પશુ પક્ષી વગેરે પ્રાણીઓને પણ જીવન ગમે છે. મરવું ઇષ્ટ નથી; તેથી કોઇ પણ જીવનનો નાશ કરવો નહિ જીવવાનો હકક દરેકને સરખો છે. " **अहिंसा परमो धर्मः** " એ શ્રુતિ—વેદવાકય અહિંસામાંજ ધર્મની મુખ્યતા બતાવે છે. " Thou shalt not kill " એ બાઈબલ વાકય પણ તેજ અર્થ બતાવે છે." **व मामिन् दाब्वतीन् फिल अर्देवला तैरुन यतीरोषजनाहीये इल्लाउममून् अमसालोकुम्.** " આ કુરાનેશરીફની આયાત પણ પશુ અને પક્ષીઓ તરફ સમાન ભાવથી વર્તન કરવાનું શિક્ષણ આપે છે. 'आत्मवत् सर्वभूतेषु ' એ ગીતાનો ઉપદેશ પણ અહિંસક વૃત્તિને ઉત્તેજન આપે છે.

अहं सर्वेषु भूतेषु । भूतात्मावस्थितः सदा ॥
तमवज्ञाय मां मूढः । कुरुतेऽर्चाविडम्बनम् ॥ १ ॥
यो मां सर्वेषु भूतेषु । सन्तमात्मानमीश्वरम्
हित्वार्चां भजते मौढया—द्भस्मन्येव जुहोति स· ॥ २ ॥

ભાગવતના તૃતીયસ્કંધના ૨૯ માં અધ્યાયના આ શ્લોકો કપિલની માતા દેવહુતીના મુખમાંથી ઉચ્ચરાયેલા અહિંસાધર્મનીજ મહત્તા બતાવે છે. હિંસા કરીને કરવામાં આવતી પૂજા કે પ્રાર્થના રાખમાં હોમવા બરાબર છે. એમ આ શ્લોકો જણાવે છે.

दयाधर्मनदीतीरे । सर्वे धर्मास्तृणाङ्कुराः ॥
तस्यां शोषमुपेतायां । कियत्तिष्ठन्ति ते चिरम् ॥ १ ॥

અર્થ—દયાધર્મ એ નદી છે અને બીજા ધર્મો નદીને કાંઠે ઉગેલા અંકુર સમાન છે. નદીનો પ્રવાહ ચાલુ હોય ત્યાં સુધી

તરણા છોડવા અને ઝાડો લીલાં રહે છે. તેમ દયાના અસ્તિત્વ સુધી સત્ય વગેરે ધર્મો રહી શકે છે. અન્યથા નહિ.

## બીજું વ્રત સત્ય.

સત્યપ્રેમીઓ! બીજા વ્રતમાં ધાર્મિકજીવન ગાળવા ઇચ્છનારે અસત્યનો ત્યાગ કરી, સત્યનું પાલન કરવું જોઇએ. સત્ય એજ ખરૂં જીવન છે. સત્યમાંજ નિર્ભયતા છે. માણસની લોકોમાં સારી છાપ સત્યથીજ પડી શકે છે. સત્યથી વિશ્વાસ અને પ્રતીતિ બંધાયાથી વ્યાપારમાં પણ લાભજ મળે છે. માત્ર માણસમાં અધીરજ હોવાથી ટેક રહી શકતી નથી તેથીજ અસત્ય તરફ દોરાઈ જાય છે. સત્યનો મહિમા અપાર છે. સત્યરૂપ જીવન ઉડી ગયું તો તે માણસ મુડદા બરાબર સમજવો.

## ત્રીજું વ્રત અચૌર્ય

ધાર્મિકજીવનની સાથે ચોરીનો દુર્ગુણ રહી શકતો નથી. ચોરી એ એક કલંકિત કૃત્ય છે. તેથી આત્મા કલંકિત થાય છે એટલુંજ નહિ પણ તેની લાજ પ્રતિષ્ઠા પણ ઉડી જાય છે. મોટી ચોરી કરવી નહિ તેમ ન્હાની ચોરી પણ કરવી નહિ. વ્યાપારમાં છેતરવાની બુદ્ધિથી ઓછું દેવું અધિક લેવું ને પણ એક જાતની ચોરી છે. હિસાબમાં જાણી જોઈ ફેરફાર કરવો, સોળ પચા પંચ્યાસી ગણાવી અભણ માણસોની પાસેથી અધિક લેવું તે પણ વિશ્વાસઘાતવાળી ચોરી છે. લાંચ રૂશ્વત ખાવી, કંઇ પણ બ્હીક બતાવી બીજાને છેતરવું, તે પણ સઘળી ચોરીજ છે. ચોરી એ ભયંકર ગુન્હો છે, ધાર્મિકજીવન ગાળનારે એવા ગુન્હાથી સદાને માટે બચવું જોઇએ. ચોરીનો માલ ખરીદવો નહિ, ચોરોને મદદ કરવી નહિ, રાજ્ય વિરૂદ્ધ કામ કરવું નહિ, આ બધા નિયમો તેણે યાદ રાખી પાળવા જોઇએ.

## ચોથું વ્રત-બ્રહ્મચર્ય.

ગૃહસ્થો ! વેશ્યાગમન અને પરદારાગમન એ બંને મહાવ્યસન છે. તે બંને આ લોકની અને પરલોકની પાયમાલી કરે છે. ધાર્મિક જીવન ગાળનારે પરસ્ત્રીનો ત્યાગ કરવા ઉપરાંત સ્વદારા સાથે પણ સંતોષી રહી વિષયવૃત્તિ ઉપર અંકુશ મુકવો જોઇએ. બ્રહ્મચર્યનો મહિમા એટલો છે કે તેના ઉપર બોલવાને સ્વતંત્ર એક બે કલાક જોઇએ. શુદ્ધ બ્રહ્મચારી ભગવાન્ બરાબર છે.

## પાંચમું વ્રત—તૃષ્ણાનિરોધ.

ગૃહસ્થો ! વિષય અને ધનની અતિતૃષ્ણા ઉપર પણ અંકુશ મુકાવો જોઇએ. કેમકે લોભનો થોભ નથી અને બધાં પાપોનું મૂળ લોભ છે. તેને હદમાં રાખવો એ ધાર્મિક જીવન ગાળનારનું કામ છે. સંતોષની સાથે દ્રવ્યના પ્રમાણમાં ઉદારતા રાખવી જોઇએ. દાન એ મુખ્ય ધર્મ છે. કેવળ પૈસાના સંચય કરનારને આખર હાથ પગ ઘસવા પડશે એવો બોધ માખીઓ આપણને આપે છે.

देयं भो अधने धनं सुकृतिभिर्नोसंचनीयं कदा ।
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ॥
अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात्संचितं ।
निर्वेदादिति पाणिपादयुगलं घर्षन्त्यहो मक्षिकाः ॥ १ ॥

અર્થ—ભોજરાજાએ એક પંડિતને માખીના હાથ પગ ઘસવાનું કારણ પુછ્યું, ત્યારે પંડિતે કહ્યું કે, હે રાજન માખી કહે છે કે દુઃખી માણસોનું દુઃખ દૂર કરવામાં લક્ષ્મીનો ઉપયોગ કરવો જોઇએ. પણ સંચય કરવો જોઇએ નહિ કર્ણરાજા બલિરાજા વિક્રમ રાજાની આજ સુધી કીર્તિ ગવાય છે તે દાનના પ્રતાપથીજ. અમોએ

મધનો સંચય કર્યો પણ દાન આપ્યું નહિ, તેમ ઉપયોગમાં પણ લીધું નહિ. આખર તે ઘણા વખતનું સંચેલું પણ નષ્ટ થઇ ગયું. તેથી હવે પશ્ચાતાપ થાય છે અને હાથ પગ ઘસવા પડે છે.

### દંભનો ત્યાગ.

ગૃહસ્થો ! આજના જમાનામા ખરા ધર્મની ખોટ દેખાય છે દંભનું જોર બહુ છે. કરવું થોડું અને બતાવવુ ઘણું. કેટલેક અંશે ધર્મમાં ઢોંગ બહુ ચાલે છે. તેમ ન થવું જોઇએ પણ ખરી પવિત્રતાથી અને લાગણીથી ધર્મનું પાલન કરવું જોઇએ. ભક્તિ પણ શુદ્ધ રાખવી જોઇએ. આંહિ એક ભગતીયા તેલનું દૃષ્ટાંત સંભળાવી શુદ્ધ ભક્તિનો અસરકારક ઉપદેશ આપ્યો હતો. ( દૃષ્ટાંત આગલા ભાષણમાં આવી જવાથી અત્રે આપ્યું નથી. )

### ઉપસંહાર.

ગૃહસ્થો ! અનુષ્ઠાનશાલા છોડયા પછી ત્યાગશાળામાં જવું પડે છે. પણ આ ફરજીયાત નથી, કારણ કે આ શાળાનું કામ કઠિન છે. ઇચ્છા અને વૈરાગ્ય વિના આંહિ ટકી શકાતું નથી. આંહિ અણુવ્રત નહિ પણ મહાવ્રતો પાળવા પડે છે આહિથી પરબારૂં આધ્યાત્મિક જીવનના ચોથા માળ ઉપર ચ્હડાય છે. પણ તેના અધિકારી પુરૂષો બહુ થોડા હોય છે. આ શાળાનો પરિચય કરતા વખત વધારે જાય, અને આપણને ટાઇમ વધારે થઇ ગયો હોવાથી આજે અત્રે વિરામ લઇશું. ધાર્મિકજીવનની શાળાનું શિક્ષણ અને પરિચય બરાબર લઇ તમારા જીવનને ધાર્મિક બનાવશો તો તેથી અનંત સુખની પ્રાપ્તિ કરવાને ભાગ્યશાળી બનશો; અને તેમ થાય તો હું મ્હારો શ્રમ સાર્થક થએલો માનીશ.

सुज्ञेषु किं बहुना.

ૐ શાંતિ. શાંતિઃ શાંતિઃ

# વ્યાખ્યાન ૮ મું.



## વિષય—મુનિધર્મઃ

( સ્થલ-કચ્છ રામાણીયા તા. ૧૬-૯-૧૦. ગુરૂવાર ને રોજ સાધુ પરિષદ્માં આપેલું ભાષણ. )

## मङ्गलाचरणम्

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिता ।
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ॥
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः ।
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥ १ ॥

भो पूज्यप्रवरा! मुनिमहाशयाः! तत्रभवतां भवतां, मुखकमलान्यानन्दनिमग्नानि निरीक्ष्याद्यतनं दिनमस्माकं महाकार्यगर्भितमुदितमस्तीत्यनुमिनोमि,

भो महाशया! एतस्याऽधिवेशनस्य किं कार्यं, को वोद्देशः, किं प्रयोजनं, तत्सर्वं मत्पूर्ववक्तृभिर्भवदग्रे प्रतिपादितमतस्तद्विषये नास्ति वक्तव्यं, किन्तु ततोऽवशिष्टमेव ब्रवीमि; । अये मुनिवरा! अस्माकं परमपित्रा महावीरेण कीदृशसंयोगेषु शासनं प्रवर्तितं, वैदिकानां घातकृत्यलप्रवाहप्रज्वलनसमये तीर्थस्थापनरूपेक्यबलप्रकर्षेण स्वीयशासनं परितः प्रकाशितं. तदनन्तरमपि जैना नास्तिका, वेदबाह्याः, अस्पृश्या, न तैःसह पठनपाठनादिकं कार्यं, न चालापसंलापौ करणीयावित्येवं, वैदिकानामन्यधर्मि-

णाञ्चाक्षेपपरम्पराभिः सत्यपि तैःसह विरोधे नः पूर्वाचार्यैः परस्परमैक्यबलेन शासनं रक्षितं प्रकाशितञ्च. । परं च कियता कालेनास्माकं दुर्दैवेन कालहान्या वा पोषकबलं नाममात्रावशेषमिवातिकाश्यमाप, एकस्मिन्नेव शासने श्वेताम्बरदिगम्बरत्वादिनाऽनेकानि खण्डानि समुत्पन्नानि. । अयं श्वेताम्बरः, अयं मूर्तिपूजकः, अयं स्थानकवासी, अयं षट्कोटिकः, अयमष्टकोटिकः, इत्येवमपरिमितान् सम्प्रदायभेदान् साम्प्रतं दृष्ट्वा शासनमार्मिकहृदयस्य कस्य वा मनो न खिद्येत ? । विषादविषयस्त्वयमस्ति यदेकस्मिन्नपि सम्प्रदाये भिन्नभिन्नव्यक्तीनां परस्परमैक्यं त्रुटितं; त्रुटिते चैक्येऽस्माकं संयुक्तबलं यदन्येषां घातकबलं दूरीकृत्य शासनं प्रकाशयितुं समर्थमस्ति तदपि छिन्नं. । हा! हा! संयुक्तबलछेदात्साम्प्रतमस्माकं कीदृशी दुर्दशा जातास्ति, सा किं श्रीमद्भिर्नोपलक्ष्यते ? । किमद्यापि तत्र किञ्चिन्न्यूनतास्ति ? नास्ति चेत्किं नाद्यावधि निद्रा न त्यज्यते ? । कथं वा परमापितुरुपकारो विस्मर्यते ? ।

भो महाशयाः! समाजस्य रक्षणमभ्युदयो वा संयुक्तबलं विना न भवति. । यस्य यस्य देशस्य, समाजस्य, वाऽभ्युदयो जातो जायते वा तत्सर्वमैक्यबलरक्षितसंयुक्तबलेनैव; । पश्यन्तु तावत्पूर्वदेशं, तत्र कीदृशमैक्यबलं,' कीदृशो वा देशाभिमानः; तत्फलञ्च कीदृशमुच्चत्वमाधिपत्यञ्चानुभूयते. ? । अन्यतोऽस्य देशस्यापि स्थितिर्निरीक्ष्यतां. निरीक्षणे चान्वयव्यतिरेकेण स्याद्भवतां निश्चयो, यदस्य देशस्य साम्प्रतमधमदशा पारतन्त्र्यञ्च दृश्यते, तत्संयुक्तबलविभेदनेनैव. । तथाच यदि वीरसमाजस्याभ्युदयोऽभि-

लभ्यते, तदा त्रुटितमैक्यबलं पुनरनुसन्धातव्यम्. । सद्यः सर्वथा न स्यादनुसन्धानं चेत्प्रयत्नः क्रियतां, मनसि दृढनिश्चयश्च विधीयताम्. । तस्य फलमन्विष्यतां. । संयुक्तबलसत्त्वे तद्विरहे च फलस्य यद्वैषम्यं तदहमेकश्लोकेन दर्शयामि.

पाण्डवकौरवयोर्युद्धप्रसङ्गे केनचित्पुरुषेणार्जुनं प्रति पृष्टं भो अर्जुन! भवत्सकाशे कियद्बलमस्ति? तदार्जुनेनोक्तं-

अन्यैः सार्कं विरोधेन । वयं पञ्चोत्तरं शतम् ॥
परस्परविरोधे तु । वयं पञ्च च ते शतम् ॥ १ ॥ इति.

## सम्पस्य द्वाराणि

भो मुनिवरा महाशया! अस्ति यदि समाजस्याऽभ्युदयार्थं सम्पस्यावश्यकता, तदा सम्पप्रासादे प्रवेष्टुं यानि द्वाराणि सन्ति तानि दर्शयामि.

## पुस्तकव्यवस्था.

साम्प्रतं नः समाजे पुस्तकसंग्रहपद्धतिरेवंभूता क्षुद्रास्ति, यां वर्णयितुं तद्वृत्तस्य हास्येन सह निःसीमविषादपूरितं भवति मे हृदयं। यावद् गृहस्थानां द्रव्ये ममत्वं ततोऽप्यधिकमस्माकं पुस्तके ममत्वं विद्यते. रे! गृहस्थानां तु धनं स्वस्यान्येषाञ्चोपयोगाय भवति. नाऽस्मत्पुस्तकधनं स्वस्योपयोगाय, प्रायोऽनभिज्ञत्वात्; न वा परेषामदर्शनीयत्वात्. यदि दर्शनमपि न भवति, निरीक्षणस्य वाचनस्य तु का वार्ता? ममाग्रे यदि किञ्चिन्नवीनमेकमपि पत्रं स्यात्तदेतत् सकारणं, निष्कारणं वा माऽन्यः पश्यतु इत्येवं मनसि भावनाऽऽचार्यं वा वर्त्तते । तेन च ददाति प्रतिगृह्णातीति यत्प्रीत्यङ्गं मैत्रीवर्द्धकं तत्तावच्छिद्यते । अन्यच्च कस्यचिद् गृहस्थस्य सकाशे यत्किञ्चि

१पुस्तकं स्यात्तच्च साधूनां विदितं भवेत्तदैकश्चिन्तयति; प्रथम तावदहमेवाहं पुस्तकं प्रतिगृह्णामि; अन्यश्चिन्तयति प्रथममहमानयामीति पुस्तकलोभार्थं (क्षुद्रमनस्कवत्) परस्परवञ्चनाय क्रियते कौटिल्यम्. । हा हा !! पुस्तकसङ्ग्रहकरणप्रवृत्ति साम्प्रतं वर्द्धयति क्लेशं, कारयति वाग्युद्धं, कदाचिद् दण्डयुद्धमपि ! किं बहुना साधुत्वभानमपि विस्मारयति, काऽधमदशा ? यैः पुस्तकैः ज्ञानं वर्द्धनीयं तैः क्लेश उद्दीप्यते, यैः संयमशुद्धि साधनीया; तैः पञ्चमहाव्रतभञ्जिका परिग्रहवृद्धिरेव साध्यते.

भो महाशयाः! संयमाभिलाषुकैः सम्पप्रवर्तकैः साध्वायत्तपुस्तकानां तादृशी व्यवस्था करणीया, यया कस्यापि ममत्वं न तिष्ठेत्, रक्षणेन सह सर्वेषां लाभश्च भवेत्. बुद्धिपुरस्सरं पुस्तकव्यवस्थैव सम्पस्य प्रथमं द्वारमस्ति.

## शिष्यगुरुव्यवस्था.

भो मुनिवरा! एवमेव शिष्यगुरुपद्धतिरपि क्लेशावहास्ति यदि कश्चिद् दीक्षाग्रहणेच्छुः स्यात्तच्चैकसम्प्रदायस्थानामपि द्वित्राणां साधूनां विदितं भवेत्तदा पुस्तकवदेवैक इच्छत्ययं मम शिष्यो भवतु; परो वाञ्छति ममास्तु । एवं ममत्वबन्धनेन परस्परं वञ्चयितुं प्रवृत्तानां भिन्नभिन्नगुरूणां शिष्यकरणपद्धतिरपि प्रायः संयुक्तबलभेदिकास्ति । तत तत्रापि पद्धतौ व्यवस्थाया आवश्यकत्वाच्छिष्यगुरुव्यवस्था द्वितीयं द्वारं सम्पस्य वर्तते.

## महत्वाभिकाङ्क्षा.

भो महाशया! यस्मिन्यस्मिन् समाजे तत्समाजस्थिताः सर्वे महत्वमभिकाङ्क्षन्ति; सम्प्रदायव्यवस्थाकारकोहमेव भवामि; आचार्य

पदमुपाध्यायपदं ममैव समर्प्यमित्येवं प्रत्येकं व्यक्तयो यदीच्छन्ति; तदा तत्समाजस्य कीदृशी दुर्दशा भवेत्! तदुक्तम्.

सर्वेऽपि यत्र नेतारः, सर्वे पण्डितमानिनः ॥
सर्वे महत्त्वमिच्छन्ति, तद्वृन्दमवसीदति ॥ १ ॥ इति।

अस्माक समाजे प्रतिव्यक्तिमहत्त्वाभिलाषाप्रवृद्ध्या मानस्य वण्डादण्डि प्रभूतं प्रवृत्तमस्ति येन योग्यायोग्यविचारणाविलयेन सह सम्पस्य समाजस्य च दुर्दशैव प्रवृद्धा. । तद्दूरीकरणार्थं सर्वैर्महत्त्वेच्छा त्याज्या. । इदं सम्पस्य तृतीयं द्वारम्.

## कार्यनिर्वाहकेषु योग्यसत्कारः

भो वीरपुत्रा! नायं ममाशयो यत्केनचिदपि महत्ता नेष्टव्या न स्वीकार्या वा, किन्तु यस्यास्ति योग्यता तस्य महत्तामनिच्छतोपि समर्प्यैव योग्यतानुसारेण महत्ता. । तेनापि नाभिमानपुष्ट्यर्थं किन्तु स्वकर्तव्यपरिपूरणार्थं स्वीकार्यमेव समर्पितमहत्त्वम्. । योग्यता च वयोवृद्धत्वपरिपक्वानुभवज्ञानौदार्यगाम्भीर्यवक्तृत्वादिसद्गुणैरवेक्षणीया तदनुसारेण चोचितसत्कारः करणीयः ।

स च सत्कारो मुनिभिः पदवीप्रदानेन कार्यः यस्याचार्यपदयोग्यता तस्य तत्पदं समर्पणीयमेवमुपाध्यायगणिगणावच्छेदकस्थापरत्नवादिवैतालपदशास्त्रविशारदप्रभृतिपदव्योपि यथायोग्यं समर्पणीयाः । गृहस्थैस्तु यथोचितसमादरो गुणाख्यापनबहुमानादिना कार्यः । तेन च कार्यकर्तुरुत्साहः प्रवर्द्धते; प्रवृद्धे चोत्साहे द्विगुणवेगेन कार्यं कर्तुं प्रवर्तमाने समुत्साहिन. । तथा च व्यवस्था

सौहित्येन सामाजिकाभ्युदयविधायकं कार्यं स्वल्पेन कालेन द्विगुणं सुन्दरं भवितुमर्हति. । यदि योग्यवदयोग्यस्यापि समान एव सत्कारः क्रियते, पदव्यादिकं च समर्प्यते, तदा तत्समाजे योग्यायोग्यपरीक्षणविरहात्कार्यं कर्तुं समर्थानामपि भवति कार्यानादरः। ततश्च योग्यानां कार्योपेक्षायामयोग्यानामयोग्यकार्यवाहित्वे च, स्यान्महत्यव्यवस्था. । इत्थं च परस्परप्रेमशैथिल्ये त्रुट्यति संयुक्तबलमिति समाजे योग्यायोग्यविचारणा चतुर्थं द्वारम्.

## निन्दात्यागः

भो विद्यारसिका! इयं प्रकृतिः प्रायः सर्वसाधारणाऽस्ति यज्जनताग्रे स्वस्याधिकोत्कर्षं, परेषां चाऽपकर्षं द्योतयितुमुद्यम्यते; कुत्रचित्स्वस्मिंस्तादृशगुणविरहे परेषु च तादृशगुणसत्त्वेऽपि तत्रेर्ष्यया तानऽप्रकटय्य तान्स्वस्मिन्नारोप्य ते गुणाः स्वकीयतया ख्याप्यन्ते; कुत्रचिच्च परेषु गुणस्थाने दोषारोपणं कृत्वा स्वस्मिन्नसन्तोऽपि गुणाः सन्तइव ख्याप्यन्ते । एवं महत्त्वाभिमानप्रकर्षबलादीर्ष्यासाम्राज्ये प्रवृद्धे सति परस्परनिन्दायाः प्राबल्यं प्रवृद्धं भवति। रे निन्दे! अन्यत्र कुत्रापि त्वया स्थानं न प्राप्तं यदस्माकं समाजे स्वराज्यं स्थापितम्' रे दुष्टेऽद्य यावद्यथेष्टं प्रवर्तिता परन्तु नातः परं स्थातुं प्रभविष्यसि विद्यारसिकेष्वेषु मुनिषु स्वकर्तव्यनिपुणेषु सत्सु.

भो मुनिवरा! बहिष्क्रियतां दुष्टस्वभावामेनाम् । हतमनयास्माकं साम्राज्यम् । विनाशितञ्च संयुक्तबलेन सह समाजसौहित्यम् । आशासेहं कर्तव्यपरायणा यूयमीर्ष्यया सह निन्दाप्रवृत्तिमवरोद्धमवश्यं झटित्येव प्रयतिष्यध्वे. । तदेव सम्पस्य पञ्चमं द्वारं प्रतीतम्.

# गुप्तालापपरिहारः

भो महाशया! यत्किञ्चित् तुच्छकार्यं स्यात्तदप्यन्यमुनिकर्णपथगोचरतामप्रापय्य गोपायितुं क्रियते कैश्चिन्मुनिभिः पुनः पुना रहसि संलापः. । न जाने केवलमात्मसाधनप्रवृत्तानां व्यावहारिकप्रपञ्चाद्बहिरस्तानां मुनीनां तादृशं किं कार्यं वर्तते यत्र रहोभाषणमावश्यकं स्यात्. । भवति यद्यपि कदाचिदावश्यकता तथापि प्रामाणिकताया धुरन्धरेभ्यो मुनिभ्यः किं चौर्यं गोप्यं वा वर्तते? । यद्यपीयं प्रवृत्तिः परस्परं वैमनस्येनाऽविश्वस्ततया वा जायते; तथापि समाजहितेच्छुभिर्वैमनस्यं दूरीकृत्य परस्परं विश्वासमुत्पाद्य सम्पशैथिल्यकारिणी पत्रलेखनवार्तालापादिप्रकारभिन्ना रहःप्रवृत्तिस्त्याज्या । तदेतत्षष्ठं द्वारम्.

# दैनिककार्येषु विवादवर्जनं—तत्प्रसङ्ग औदार्यावलम्बनम्.

भो उदारचरिता! जैनमुनीनां निष्परिग्रहत्वे निर्ममत्वे च लोके कीदृशी ख्यातिरस्ति? साम्प्रतमस्माकं प्रवृत्तिश्च कीदृशी वर्तते? द्वयोस्तुलनायां दृश्यते खलु महदन्तरम्. । ख्यातौ यादृग्युदारताऽस्ति, प्रवृत्तौ साम्प्रतं तावत्येव क्षुद्रता भासते. । हा हा!! क्षुद्रताविषये किं ब्रवीमि? वक्तुमपि जायते मे हृदि लज्जानिर्भरः प्रथमं तावदाहारपानीयाद्यानयनरूपकार्ये भवति क्षुद्रतरो विवादः । मयैतावत् कार्यं कृतमनेन त्वेतन्मात्रमेव कृतं, नहि ममाग्रे एतादृश्यं प्रचलिष्यति । यद्ययमपरदिनेन एतावत् कार्यं करि-

ष्यति, तदैवाहमेतावत्कार्यं करिष्यामि परो यद्यभ्यासादिक मुच्चतरकार्यं करोति, तदापीर्ष्यया मनस. क्षुद्रतया वा तं तस्मात्कार्याद्वरुध्य स्वीयं विभक्तं कार्यं कारयन्ति; नोचेत्कलहं कुर्वन्ति. । नैवमत्र ते चिन्तयन्ति "यदस्माकं पठनपाठनादिकं किञ्चित्करणीयं नास्ति मन्दबुद्धिकत्वात्, तथाऽध्येतॄणामध्ययनोत्तेजनार्थं वैयावृत्यं तु कुर्मः; न तावता शरीरादिक्षतिर्जायेत" इति परन्तु मनसि औदार्यं विना तादृग्विचारमात्रमपि न सम्भवति. । एवमेव वस्त्रखण्डार्थं पात्राद्यर्थमप्युत्पद्यते कलिः । स्वीयमनुत्तममपि पात्रादिकं जीवनवद् रक्षित्वाऽन्येषां पात्रादिकं यथाकथञ्चित् क्षिप्यते उपयुज्यते उपेक्ष्यते च. । तेन चाऽन्येषु यदि कश्चिदुदात्तमनास्स्यात्तदा तु न ब्रूयात् किञ्चित् परश्चान्योऽपि यदि तत्समानशील एव स्यात्तदा भवति परस्परं विक्षोभः । यद्यपीयं प्रवृत्तिः प्रायो दुर्मनस्केषु विद्यासौभाग्यनिहतेष्वेव प्रभवति, तथापि तादृशमन्दबुद्धिका तत्सहचारिभिर्महद्भिर्यदि निषिध्यन्ते तादृशक्लेशकदम्बकात्तदा तदाज्ञायत्तास्ते सौम्यमाधातु प्रभवेयुरतः संयुक्तबल रक्षितुमिच्छद्भिः प्रतिबन्धनीयस्तुच्छकार्येषु विवाद. । दर्शनीयं च तत्प्रसङ्गे स्वीयज्ञानादिफलकमौदार्यमिदमेव सम्पस्य सप्तमं द्वारम्.

## सहवासः

भो सुशीलचेतसः ! सहवासं विना न भवति प्रेमपुष्टिः सम्पवृद्धिश्च यद्यपि भिन्नभिन्नसम्प्रदायानां तेषां क्षेत्रभेदादाहारादिभेदात्क्रियादिभेदाच्चाऽसम्भवप्राय. सहवासः । यद्यप्यभिन्नसंप्रदायानामपि किञ्चित्कारणप्रसङ्गान्न भवितुमर्हति भिन्नगुरुकशिष्याणां परस्परसहवासः । न वा परस्परप्रेमग्रन्थिबन्धनपूर्वक-

सम्पसमुदयः ; तथापि गुरुकुलसदृशी काचित्संस्था स्यात्, स्याच्च तादृशसाधारणक्षेत्रानुकूल्यं, स्याच्च वृद्धानामुदाराशयस्तदा सम्भवति भिन्नाभिन्नसम्प्रदायानामभिन्नसम्प्रदायानाञ्च तेषां परस्परसहवासः, तत्प्रयोज्यश्च सम्पोत्कर्षः न स्याद्यदीर्ष्याराक्षसीसङ्गतिः । सहवासस्य न केवलं सम्पसमुत्कर्ष एव फलं किन्तु ज्ञानाभ्याससमुत्कर्षोऽपि. । अभ्यासार्थी यद्येकाक्येव स्यात्तदा स केन सह स्पर्धां कुर्यात्? विना च स्पर्धां प्रायो न वर्द्धते समुत्साहः, नवाधीतगहनविषयचर्चनं मननञ्च भवितुमर्हति ; विना च मननं न भवति विषयदार्ढ्यं, येन स्याच्चिरेणापि तदुपस्थितिः । विद्याभ्यासः पठनपाठनादिना मननादिना च यावदुद्दीप्तो भवति न तावत् तदन्तरेण । ततः सहवासस्य फलद्वय स्फुटमेव. । एतदत्र विचारणीयं-यत्सहवासिमुनिषु मध्ये कश्चित्सङ्गीतकलानिपुणः स्यात्तदा तेनान्येभ्यस्तत्कलारुचिमद्भ्योऽकुटिलचेतसा सा कला शिक्षणीया । एव वक्तृत्वकलाकुशलेनोपदेशकला लेखनकलाकुशलेन सा सा कला तत्तत्कलारुचिकेभ्य उपदेष्टव्याः योग्यायोग्यत्व तु विचारणीयमेव परञ्चेमां कलामधीत्यान्येऽपि मत्सदृशः स्यात्तदा मम मूल्यं न्यूनं स्यादितिविचार्य योग्यानामपि कलाशिक्षणे सङ्कोचो न कार्यः किन्तु तथैवमेव चिन्तनीयं यत्पठनपाठनादिना मम ज्ञानप्रद्योत एव भवेन्नतु काचित् क्षतिः । परमार्थवृत्त्या लोकानां प्रेमाकर्षणेन च प्रत्युत द्विगुणमेव मानं प्रवर्द्धेत. । किं च समाजे यदि कोऽपि विद्वानुपदेशको ग्रन्थकारो वा समुत्पद्येत तर्ह्यस्माकं शासनसमुन्नतिः स्यादतो यावच्छक्त्या विद्यावृद्धिः स्यात्तथा पठनपाठनप्रवृत्तिरवलम्बनीया येन परस्परविद्याविनोदेन ज्ञानदीप्तौ सत्यां सम्पपुष्टिरपि स्यादिदं सम्पस्याष्टमं द्वारम्.

## परस्परसाहाय्यप्रदानं ।

भो प्रेमपवित्रा मुनिवराः ! प्रतिप्रवृत्तौ परोपकाराश्रयणं लक्ष्यबिन्दुतयैव मन्तव्यम् । परस्परसाहाय्यकरणे प्रेमवृद्ध्या सहोपकारबुद्धिर्जायते । तथा गुणज्ञतायां सत्यां स्वस्वकार्येष्वन्यतोपि साहाय्यप्राप्तिर्भवति निश्चितेषु सर्वकार्येषु सौकर्यं च भवति तेनान्तरमिलनेन विचारबलं पुष्यति संयुक्तबलञ्च प्रवर्द्धते । अतः परस्परकार्यसाहाय्यप्रदानमपि सम्पस्य नवम द्वारं वेदितव्यम्.

## सम्यक्त्वारोपणं किं शुद्धिजनकम् !

भो मुनिवराः ! सम्यक्त्वप्रदानेपि साम्प्रतिकसाम्प्रदायिकानां वैचित्र्यमस्ति । यदि वीरानुयायिनां सरलताप्रयोजकं विषमतानिवर्त्तकं सौष्ठवसम्पादकञ्च भवेत्तदा तु तस्य समारोपणं स्वीकारश्च सफल एव भवेत् । परञ्चाऽधुनिकसम्यक्त्वारोपणपद्धतिः खलु विविधविषमतामेवोत्पादयति । सम्यक्त्वारोपको ज्ञापयति स्वीय भाविशिष्यम् "इतोऽहमेव त्वया गुरुत्वेन मन्तव्यो नान्यः । यत्किञ्चित्सत्काराभिवन्दनं यदि करणीय तदा मह्यमेव." । हा हा ! केचित्तु क्षुद्रा एतत्पर्यन्तं विषमयन्ति यदन्ये लिङ्गधारिण उदरभरय एव मन्तव्या, न गुरुत्वेनान्ये माननीयास्तादृशास्तु वयमेव सत्कार्याः । आश्चर्यं त्वेतद्यदेकश्रद्धावतामभिन्नसम्प्रदायानामपि तेषामेवंविध एव व्यवहारो दृश्यते.

एक इच्छति सर्वेऽपि बालका मामेव गुरुत्वेनाभिमन्यन्तां तदा तत्सम्प्रदायस्थ एवान्यो वाञ्छति ममैव ते शिष्या भवन्त्विति

कदाग्रहवृद्ध्या दृष्टिसङ्कोचेन ममत्वबन्धनेन च कलुषितमैक्यसाम्राज्यं शिथिलीकृतं च संयुक्तबलमिति सम्यक्त्वप्रदानपद्धतावपि परावर्तनमावश्यकमेव एवं श्रावकव्रतादरणपुस्तकेऽपि तथैव ममत्वबन्धनं दृष्टिरागश्च समुत्पाद्य पोष्यते विषमता. । ते द्वे अपि पद्धती विचारपुरःसरं विशोधनीये.

अथ भिन्नभिन्नसंप्रदायानां तेषामैक्यसंपादनार्थमैक्यं येन मार्गेण वर्द्धेत स मार्गः प्रदर्श्यते.

# अन्योऽन्योपाश्रये व्याख्यानं.

भो विद्याविनोदिनो मुनिवरा ! एक शासनावलम्बिनां केषांचिन्मुनीनामेकस्मिन् ग्रामे चातुर्मास्यं शेषकालो वा नेयः स्वात्तदैकपक्षीयाणां मुनीनामन्यपक्षीयाणां मुनीनां श्रावकाणाश्च तद्दर्शनं समागमश्चाऽपि न भवति; व्याख्यानश्रवणादीनां तु का कथा ! कियतीयमवनतिः ! । तत्रैकत्र यदि विद्वान् वक्ता गीतार्थो वा कश्चित्स्यात्तदाऽन्यपक्षीयाः किञ्चिदपि तल्लाभं ग्रहीतुं न शक्नुवन्ति. । कस्यचित्सत्यामपीच्छायां भिन्नोपाश्रयत्वेन रूढिबन्धनेन च स न शक्नोति तदीयविद्वत्ताफलमास्वादितु. । यद्येकत्रोपाश्रये न कोपि मुनिः स्यात्तदापि तत्पक्षीया अन्योपाश्रये सत्यपि श्रवणादियोगे रूढिबन्धनप्रतिबद्धा गन्तुं न शक्नुवन्ति. एतादृशप्रवृत्त्या मुनीना श्रावकाणाञ्च न भवति परस्परं मिलनं वार्तासंलापो वा; विना च वार्तालापं कथं प्रेमबन्धनं समपवृद्धिर्वा स्यात्, कथं वा परस्परं शङ्कानिवृत्तिः स्यात्ततः समप्रवृद्धधर्ममयं व्यवहारो दूरं समुत्सार्णीयः । गन्तव्यं परस्परोपाश्रये श्रावकैर्मुनिभिश्च व्याख्यानादि-

श्रवणार्थं वाचनार्थश्च । तत्र तावदिदं न विस्मरणीयं यद्व्याख्यानादिकार्यं यस्य कस्यचिन्मुनेर्न समर्प्यं, किन्तु यो देशकालाभिज्ञः शास्त्रसम्पन्नः क्लेशाङ्कुरनिवर्तको, मध्यस्थ, स्यात्तस्यैवात्राऽधिकारः समर्पणीय । तेनापि सर्वसामान्यबोधो यद्युपदिश्येत तदैवान्यपक्षीयश्रोतॄणामाकर्षणं प्रेमवृद्धिश्च स्यादिति । किं बहुना. ।

## चातुर्मास्यविनिमयः

भो वीरपुत्रा. ! सम्पस्यान्तिमद्वारं चातुर्मास्यपरावर्तनं भवति.। एकस्मिन् क्षेत्रेऽमुके साधव. चातुर्मास्यमनुतिष्ठन्ति नान्येषां तत्राधिकारइति रूढ्यापि महती हानिः । व्यख्यानपद्धतिवत्तत्रापि न भवति भिन्नभिन्नपक्षीयाणां विदुषां गीतार्थानां चिरं समागमलाभस्तत्त्वविचारणालाभश्च । किञ्चैकपक्षीयाणां चिरमेकत्र निवासादनादरः पूज्यताबुद्धिशैथिल्यमपि भवति. तदुक्तं.

अतिपरिचयादवज्ञा । सन्ततगमनादनादरो भवति ॥
मलये भिल्लपुरन्ध्री । चन्दनतरुकाष्ठमिन्धनं कुरुते ॥१॥ इति

दृष्टिरागबन्धनेन ममत्वबुद्ध्या च गृहस्थानां सुखदुःखयोर्मुनेरपि सुखदु खभागित्वे स्यात्संयमेऽपि क्षतिः । एतदप्यत्र बोध्यं यदन्यक्षेत्रे स्थितैरन्यैर्मुनिभिर्यदि सम्यक्त्वादिप्रदानेन स्वपक्षपातं कर्तुमुद्यम्यते तदा चातुर्मास्यपरावर्तनसम्भावनापि भवितुं नार्हति. । न भवति च तत उद्देशसिद्धिः । किन्तु दूरीकृत्य पक्षपातबन्धनं, स्वकर्तव्यं पारयितुमेव व्याप्रियेताहर्निशं यदि, तदैव स्वक्षेत्रेऽन्येषां साधूनां चातुर्मास्यं कारयितुं विश्वसन्ति तत्क्षेत्राभिमानिनो

मुनयो नान्यथा. । तदैव च भवति परस्परं विश्वासः प्रेमप्रवाहो त्थानं सम्पवृद्धिश्च । ततो विद्यारसिकैः समाजाभ्युदयाऽभिलाषुकैः । तथा प्रवर्तितव्यं; यथा भिन्नसाम्प्रदायिकानामपि परस्परप्रेमग्रन्थियद्धमैक्यं सम्प्रवर्द्धेत. । सुज्ञेषु किं बहुना.

यद्यप्यस्त्यत्र विषये बहु वक्तव्यं तथापि समयस्य पूर्णत्वात्साम्प्रतमेतावतैव करोमि विषयस्य पूर्णाहुतिं; क्षमयित्वा शुद्धचेतसा किञ्चित् कटुवचननिमित्तं तमपराध ; यच्छद्मस्थभावेन मत्तः सम्भावितः स्यादिति शम् ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः



## ઉપલા સંસ્કૃત વ્યાખ્યાનનું ભાષાંતર.

**પરમ પવિત્ર પૂજ્યપાદ મુનિમહાશયો !**

આજે આપનાં મુખકમલ આનંદમાં મશગુલ બનેલાં જોઇ, આજનો દિવસ આપણા કોઇ મહત્કાર્યને ગર્ભમાં રાખીને ઉગેલો હોય એમ હું અનુમાન કરૂં છું. મહાશયો ! આ સભાનું કામ, ઉદ્દેશ, પ્રયોજન વગેરે સવિસ્તર હકીકત મારા પહેલાના વકતાઓએ સારી પેઠે સમજાવેલી હોવાથી મારે એ વિષય પરત્વે કાંઇ બોલવાનું રહેતું નથી; હું પિષ્ટપેષણ નહિ કરૂં પણ અવશિષ્ટ ભાગ પરત્વેજ કાંઈક બોલીશ.

હે મુનિવરો ! આપણા પરમપિતા મહાવીર સ્વામીએ કેવા સંયોગો વચ્ચે શાસન પ્રવર્ત્તાવ્યું હતું, તે વખતે વૈદિક લોકોનું કેવું બલ હતું, તેનો ખ્યાલ કરો. શું તે ઘાતક બલના પ્રવાહની સામે જેવો તેવો માણસ ટકી શકે ખરો ? અને પ્રવાહને પાછો વાળી શકે ખરો ? ના, નહિજ. પણ આપણા તે દાદાએ, તે વખતે રક્ષક બલનો જમાવ કરી, પોતાની હિમ્મતથી ઘાતક બલની સ્હામે થઈ, તેના પ્રવાહને અટકાવી, રક્ષક બલના ઝરામાંથી તીર્થની સ્થાપના કરી, તેને ઐકય બલનું પાન કરાવી—રે, ખરા શૌર્ય અને જુસ્સાનું પાન કરાવી, શાસનનો ચારે તરફ ફેલાવો કરી પુરતા પ્રકાશમાં આણ્યું. ત્યાર પછી પણ વૈદિકોના આક્ષેપો તો ચાલુજ રહ્યા. “ જૈનો તો નાસ્તિક છે, વેદબાહ્ય છે, સ્પર્શ નહિ કરવા યોગ્ય છે, તેમની સાથે પઠન-પાઠન કરવું ઉચિત નથી, વાતચીત કે કોઈ પ્રકારનો વ્યવહાર કરવો નહિ ” એવા એવા આક્ષેપોની વૃષ્ટિ વૈદિકો અને અન્યધર્મીઓ તરફથી ચાલુજ રહી.

તેવા કટાકટીના વખતે પણ આપણા પૂર્વાચાર્યોએ પરસ્પર ઐક્ય રાખી સંયુકતબલના પ્રવાહમાંથી વિદ્યુતશક્તિ પ્રગટ કરી શાસનનું સારી રીતે રક્ષણ કર્યું. એટલુંજ નહિ પણ શાસનનો મહિમા વધારી શાસનને વધારે પ્રકાશિત બનાવ્યું. પરન્તુ હમણાં કેટલુંક થયાં, આપણા કમનશીબે અથવા કાલની અધમતાને લીધે, શાસનનું પોષકબલ તૂટયું. એકજ શાસનના શ્વેતામ્બર, દિગમ્બર આદિ ભેદથી અનેક ટુકડા થઇ ગયા. આ કોણ? શ્વેતામ્બર; આ દિગંબર; આ સ્થાનકવાસી; આ છકોટી આ આઠકોટી. એવા અપરિમિત જૂદા જૂદા સંપ્રદાયોના ભેદ જોઇ શાસનરસિક ક્યા માણસનું મન ખેદ નહિ પામે? વધારે ખેદનો વિષય તો એ છે કે, એક એક સંપ્રદાયમાં પણ જણ-જણના વિચારોમાં ઐક્ય ન મળે! એક એકનું સારૂં જોઇ શકે નહિ. આમ જ્યારે ઐક્યબલ તૂટયું ત્યારે જે બલ બીજાઓના ઘાતક બલને હંફાવી શાસનને પ્રકાશવા સમર્થ થાય તેવું આપણું સંયુક્ત બલ પણ ખંડિત થયું. આહ! તે સંયુક્ત બલના તૂટવાથી આપણી કેવી દુર્દશા થઇ છે! શું તે તરફ તમારી દૃષ્ટિ પડતી નથી? હજીએ શું એમાં કાંઇ ઉણપ રહી છે? અને જો તેમાં કાંઇ ન્યુનતા નથીજ રહી એમ તમે ખચીતજ માનતા હો તો હજુએ ભીમની ઘોર નિદ્રા ક્યાં સુધી રાખી રહેશો? શાસનના પ્રવર્તક પરમપિતાનો ઉપકાર આપણા ઉપર કેટલો બધો છે તે કેમ તમારાથી ભૂલી જવાય છે?

મહાશયો! સમાજનું રક્ષણ અને અભ્યુદય તે સંયુક્ત બલ વગર કદી થઇ શકતું નથી, એ વાત નિઃશંસય માનજો. જે જે દેશ વા સમાજનો અભ્યુદય થયો છે અને થાય છે તે સર્વ ઐક્ય-બલથી રક્ષાયલા સંયુકત બલ વડેજ માનજો. જુઓ, પૂર્વ તરફના

દેશો ! ત્યાં કેવું ઐક્ય બળ છે ? કેવું દેશાભિમાન છે ? ઉચ્ચ પ્રકારના ઐક્ય-બલથી ત્યાંના લોકો કેવી શ્રેષ્ટતા અને કેવું નિષ્કંટક આધિપત્ય ભોગવી રહ્યા છે ? બીજી બાજુએ આ તરફના દેશોની સ્થિતિ તપાસો. આ અવલોકનની તુલનાથી અન્વય વ્યક્તિરેકવડે આપને નિશ્ચય થશે કે આ દેશમાં હમણાં દેખાતી અધમ દશા અને પરતંત્રતા માત્ર સંયુક્તબલની ગેરહાજરીનેજ આભારી છે.

આ ઉપરથી નિશ્ચય એ થયો કે, 'જે જે દેશોની ઉન્નતિ થઇ છે તે સંયુક્ત બલના જમાવથી; અને જે જે દેશ યા પ્રજાની પાયમાલી થઇ છે તે સંયુક્ત બલના તૂટી જવાથી. ત્યારે હવે વીરશાસનનો ફરીથી અભ્યુદય કરવા ઇચ્છતા હો તો તૂટી ગયેલું ઐક્ય બલ ફરીને સજીવન કરવું જોઇએ. તે એકદમ સંપૂર્ણ સજીવન ન થાય તોપણ પ્રયત્ન કરવા માંડો; દ્દઢ નિશ્ચય કરો. સંયુક્તબલનું કેવું ફલ છે તથા તેની હાજરી અને ગેરહાજરીમાં કાર્યસિદ્ધિમાં કેટલી વિષમતા છે તે આપને એક શ્લોકથી બતાવીશ

પાંડવ અને કૌરવનું જ્યારે યુદ્ધ ચાલતું હતું તે દરમ્યાન કોઇ પુરૂષે અર્જુનને પૂછ્યું કે તમારી પાસે કેટલું બલ છે? અર્જુને જવાબ વાળ્યો.

अन्यैः साकं विरोधेन । वयं पञ्चोतरं शतं ।
परस्परविरोधेन । वयं पञ्च च ते शतं ॥ १ ॥

અર્થઃ—બીજા કોઇ દુશ્મનની સાથે જ્યારે અમારે વિરોધ થતો તે વખતે અમારી પાસે ૧૦૫ માણસનું બલ હતું પણ હમણાં જ્યારે માંહોમાંહે વિગ્રહ થયો છે ત્યારે તો અમે માત્ર પાંચજ છીએ ! અને તેઓ સો છે !

## સંપનાં દ્વાર.

હો મહાશય મુનિવરો ! સમાજના અભ્યુદયમાટે જ્યારે ઐક્યની જરૂર છે ત્યારે ઐક્યની ભૂમિકા જોવી જોઇએ. ઐક્યની હવેલીમાં પેસવા માટે કેટલાં અને ક્યાં ક્યાં દ્વાર છે તે હું દર્શાવીશ.

## પુસ્તકોની વ્યવસ્થા.

આપણા સમાજમાં પુસ્તક સંગ્રહવાની પદ્ધતિ એવી તો ક્ષુદ્ર છે કે જેનું વર્ણન કરતાં હાસ્યની સાથે પારાવાર ખેદ થયા વિના રહેતો નથી. ગૃહસ્થ લોકો દ્રવ્ય પ્રત્યે જેટલી મમતા રાખે છે તેના કરતાં પુસ્તક ઉપર આપણે વધુ મમતા રાખીએ છીએ, એમ કહું તો કાંઇ ખોટું નથી. રે, ગૃહસ્થોનું ધન પોતાના યા બીજાના ઉપયોગમાં પણ આવે છે, જ્યારે આપણું પુસ્તકરૂપી દ્રવ્ય તો પ્રાયઃ પોતાના ઉપયોગમાં આવતું નથી (કારણ કે પોતાને તેટલું જ્ઞાન હોતું નથી) અને બીજાને ન આપવાને લીધે બીજાના ઉપયોગમાં પણ આવતુ નથી. દેવતાઇ માયાની પેઠે તે પુસ્તકોનું દર્શન પણ બીજાને તો દુર્લભ થઇ પડે છે. તો પછી નિરીક્ષણ કે વાંચનની તો વાત જ શું કરવી ? હાલ પદ્ધતિ એવી ચાલે છે કે, મારી પાસે કોઇ પણ નવીન પત્ર હોય તો મારા મનમાં એવી ચોરી પેસે છે કે આ પત્ર સકારણે વા નિષ્કારણે કોઇ પણ જોઇ શકે નહિ એવા રીતે છાનું રાખવાની કોશીશ કરવામાં આવે છે અને તેથી ‘દેવું અને લેવું’ એ બે જે પ્રીતિનાં અંગ છે તેને મોટો ધક્કો લાગે છે; એટલે ઉચ્ચ પ્રેમબંધન અને સંપવૃદ્ધિનો રોધ થાય છે.

પુસ્તકસંગ્રહને અંગે પુસ્તક ગ્રહણ કરવાની પદ્ધતિ પણ તેવીજ હાસ્યપાત્ર છે. કોઇ ગૃહસ્થને ત્યાં અમુક પુસ્તક છે એમ

જ્યારે સાધુઓને ખબર પડે છે ત્યારે એક વિચારે છે કે, બીજાને ખબર ન પડે ત્યાર પહેલાં તે પુસ્તક છાની રીતે હું વહોરી લાવું ! બીજાને ખબર પડતાં તે પણ એમ વિચારે છે કે પહેલા કરતાં હું પ્રથમ જઇ પહોંચું ! આમ પુસ્તકોના લોભને લીધે ક્ષુદ્ર મનવાળાની પેઠે એક બીજાને છેતરીને પુસ્તકસંગ્રહ કરવાની પ્રવૃત્તિ ચાલી રહી છે; તે પ્રવૃત્તિ પણ ક્લેશ વધારે છે અને વચનયુદ્ધ કરાવે છે, એટલું જ નહિ પણ કોઇ વખત તો તે નિમિત્તે દંડાદંડી જેવું થઇ પડે છે !—રે સાધુપણાનું ભાન પણ એથી ભુલાઇ જાય છે. આહા શું દશા ! જે પુસ્તકો વડે જ્ઞાનની વૃદ્ધિ થવી જોઇએ તે પુસ્તકથીજ ક્લેશ ઉત્પન્ન થાય અને સંયમશુદ્ધિ સાધવામાં સહાયભૂત એવા પુસ્તકથીજ પાંચમાં મહાવ્રતમાં ધક્કો લગાડનાર પરિગ્રહની વૃદ્ધિ થાય એ કેવી વાત !

મહાશયો ! સંપ અને સંયમના ઇચ્છકોએ સાધુના તાબામાં રહેલાં પુસ્તકોની એવી વ્યવસ્થા કરવી જોઇએ કે જેથી મમત્વબંધન ન થાય અને પુસ્તકોનું રક્ષણ થવા સાથે અધિકારી બધા મુનિઓ તેનો લાભ લઇ શકે. બુદ્ધિપૂર્વક પુસ્તકોની તેવી વ્યવસ્થા કરવી તે સંપનું પ્રથમ દ્વાર છે.

## શિષ્ય—ગુરૂની વ્યવસ્થા.

અહો મુનિવરો ! એવીજ રીતે શિષ્ય–ગુરૂની પદ્ધતિ પણ ક્લેશવાહક છે. જ્યારે કોઇ ઉમેદવાર તૈયાર થાય છે અને તે વાત એકજ સંપ્રદાયના બે ચાર સાધુઓના જાણવામાં આવે છે ત્યારે સૌને પોતપોતાના શિષ્ય બનાવવાની લાલચ થતાં પુસ્તકની માફક એકબીજાની ચોરીએ પ્રાપંચિક પ્રવૃત્તિનો પ્રાદુર્ભાવ થતાં ક્લે-

શની ઉત્પત્તિ વા વૃદ્ધિ થવા માંડે છે. એટલા માટે એક સંપ્રદાયમાં જૂદા જૂદા ગુરૂઓના જૂદા જૂદા શિષ્યો બનાવવાની પદ્ધતિ પણ સંયુક્ત બળને ભેદી નાખે છે. માટે સંપના અભિલાષીઓએ તે પદ્ધતિમાં સુધારો કરવાની કોશીશ કરવો જોઇએ. સંપ્રદાયમાં એક અનુભવી બાહોશ અને મધ્યસ્થ ગુરૂના બધા શિષ્ય કરવાની પદ્ધતિ વ્યવસ્થાપૂર્વક કરવી તે સંપનું બીજું દ્વાર છે.

### મહત્ત્વની ઇચ્છા.

હે મહાશયો ! જે જે સમાજમાં બધા માણસો મ્હોટાઇની ઇચ્છા રાખે અર્થાત્ હું એમ ઇચ્છું કે સંપ્રદાયની તમામ વ્યવસ્થા કરવાનું કામ મનેજ સોંપાવું જોઇએ, આચાર્ય ઉપાધ્યાયાદિ પદવીઓ મનેજ સોંપાવી જોઇએ, બીજા એમ ઇચ્છે કે અમનેજ તમામ અધિકાર મળવો જોઇએ આમ દરેક વ્યકિતને મ્હોટાઇની ઇચ્છા થાય ત્યાં સમાજની કેવી દશા થાય છે, તે બીના એક શ્લોકથી આપને દર્શાવું છુંઃ—

सर्वेपि यत्र नेतारः । सर्वे पंडितमानिनः ॥
सर्वे महत्त्वमिच्छन्ति । तद्वृन्दमवसीदति ॥ १ ॥

અર્થઃ—જે સંપ્રદાય, મંડળ કે સમાજમાં દરેક વ્યકિત નાયક હોય, બધા પોતાને પંડિત માનતા હોય અને બધા જણ મ્હોટાઇની ઇચ્છા રાખતા હોય તે સમુદાય જલ્દીથી દુઃખી થાય છે.

મહાશયો ! આપણા સમાજમાં ઘણે ભાગે દરેક વ્યકિતને મહત્તાની ઇચ્છા રહેતી હોવાથી માનની ઘણીજ મારામારી થવા લાગી છે. તેથી યોગ્યાયોગ્ય વિચારણાનો ધ્વંસ થવાની સાથે સંપ અને સમાજ બનેની દુર્દશા થઇ છે. તે દુર્દશા દૂર કરવા સારૂ બધાએ મહત્તાની ઇચ્છા ત્યજવી એ સંપનું ત્રીજું દ્વાર.

## કાર્યવાહકોનો યોગ્ય સત્કાર.

હે વીર પુત્રો! મારો કહેવાનો આશય એમ નથી કે કોઇએ મ્હોટાઇ ઇચ્છવી નહિ અને કોઇને મ્હોટાઇ આપવી પણ નહિ. અલબત ઇચ્છા કોઇએ રાખવી નહિ પણ જેનામાં જે જે પ્રકારની યોગ્યતા હોય તેને તે તે કાર્યની મ્હોટાઇ સામાની ઇચ્છા ન હોય છતાં પણ આપવીજ જોઇએ, અને કર્ત્તવ્ય બજાવવાની ખાતર તેણે પણ તે કાર્ય સ્વીકારવું જોઇએ. વયોવૃદ્ધપણું, પરિપકવ-અનુભવ, સંયમસ્થવિરત્વ, જ્ઞાન, ઔદાર્ય, વકતૃત્વાદિ સદ્ગુણોથી યોગ્યતા તપાસી તેનો તદનુસાર ઉચિત સત્કાર કરવો જોઇએ. તે સત્કાર મુનિવર્ગ અને ગૃહસ્થ વર્ગ તરફથી થવો જોઇએ. તેમાં મુનિવર્ગે પદવી વગેરે આપીને સત્કાર કરવો અર્થાત્ જેની આચાર્યપદની યોગ્યતા તેને આચાર્ય પદવી તેમજ ઉપાધ્યાય, ગણિ, ગણાવછેદક, પંડિત, વકતા, શાસ્ત્રવિશારદ વગેરે યોગ્યતાનુસારે યથોચિત પદવી આપવી અને ગૃહસ્થવર્ગે યથોચિત આદર, ગુણાખ્યાપન, બહુમાન વગેરેથી સત્કાર કરવો. આમ કદર થવાથી કાર્ય કરનારનો ઉત્સાહ વધે છે. અને ઉત્સાહ વધતાં ઉત્સાહીજનો બમણા વેગથી કામ કરવા પ્રવર્ત્તે છે. આમ થવાથી સારી વ્યવસ્થા થતાં સામાજિક અભ્યુદયનું કામ થોડા વખતમાં ઘણુંજ સંગીન બની શકશે.

પણ એટલું યાદ રાખવું જોઇએ કે, સત્કાર કરવામાં કે પદપ્રદાનમાં યોગ્યાયોગ્યની પીછાન રહે, યોગ્યની પેઠે અયોગ્યને પણ તેવીજ રીતે માનવામાં આવે, તો કાર્ય કરી શકે તેવા સમર્થ કાર્યવાહકોનો કાર્ય પ્રત્યે અનાદર થાય છે. તે એમ ધારે કે આ

સંપ્રદાયમાં યોગ્યાયોગ્યનો કદર નથી, તો પછી કાર્ય કરવામાં કે ન કરવામાં કાંઇ વિશેષતા નથી. આમ સમર્થ પુરૂષો કાર્યની ઉપેક્ષા કરે અને અયોગ્યના હાથમાં કામ આવે, તે પોતાની મરજી મુજબ ઉલટાં સુલટાં કાર્યો કરે ત્યારે સંપ્રદાયમાં મોટી અવ્યવસ્થા થઇ રહે. એક બીજાના પ્રેમમાં શિથિલતા થતાં સંયુક્તબલ તૂટી જાય છે, જેથી સામાજિક કાર્યમાં યોગ્યાયોગ્યની વિચારણા કરવી તે સંપનું ચતુર્થ દ્વાર છે.

## નિન્દાત્યાગ.

હે મહાશયો ! હાલમાં ઘણે ભાગે સર્વ સાધારણ જનસ્વભાવ એવો વર્તે છે કે, લોકોની આગળ પોતાની સરસાઇ અને બીજાની હીનતા બતાવાની કોશીશ કરાય છે. કોઇ ઠેકાણે હરીફમાં સારા ગુણો હોય અને પોતામાં તેવા ગુણો ન હોવાં છતાં બીજાના ગુણોનો અપલાપ કરી, બીજાના ગુણો પોતામાં આરોપી, પોતાને સદ્‌ગુણી બતાવવાનો પ્રયત્ન થાય છે. કોઇ ઠેકાણે વળી બીજાના ગુણોને ઠેકાણે દોષનું આરોપણ કરી પોતામાં અછતા પણ ગુણો છતાની માફક દર્શાવાય છે. એવી રીતે મહત્તા અને અભિમાનના વધારાથી ઇર્ષ્યાનું સામ્રાજ્ય વધી જતાં પરસ્પર નિન્દા કરવાનું પ્રાબલ્ય વધી ગયું છે. રે નિન્દે ! શું તને બીજે કયાંય પણ રહેવાની જગ્યા ન મળી કે તેં અમારાજ સમાજમાં સ્વરાજ્ય સ્થાપ્યું છે ? રે દુષ્ટે ! આજ સુધી તો તું યથેષ્ટ રહી અને પોતાની સત્તા જમાવી; પણ હવે વિચારરસિક ઉત્સાહી મુનિઓ જ્યારે તને કાઢવાને કટિબદ્ધ થયા છે ત્યારે એક પળ ભર પણ તું નહિંજ ટકી શકે.

મહાશયો ! દુષ્ટ સ્વભાવવાળી આ નિન્દાનો બહિષ્કાર કરો; એ દુષ્ટાએ આપણા સમાજનું સામ્રાજ્ય હતપ્રાય કર્યું છે અને

સંયુક્તબલની સાથે સામાજિક બલ નષ્ટ કરી નાખ્યું છે. હું આશા રાખું છું કે આપ કર્ત્તવ્યપરાયણ બની ઇર્ષ્યાની સાથે નિન્દાની પ્રવૃત્તિ અટકાવવા જલદીથી પ્રયત્ન કરશો. નિન્દાત્યાગ એ સંપનું પંચમ દ્વાર છે.

## ખાનગી.

મહાશયો! આજકાલ ખાનગી કરવાની પદ્ધતિ એટલી બધી વધી ગઇ છે કે, કાંઇ નજીવું કાર્ય હોય તોપણ તે કાર્ય બીજા મુનિઓથી સંતાડવાને સાધુને કે શ્રાવકને એકાન્તમાં લઇ જઇ ખટપટ કરવામાં આવે છે. ખબર નથી પડતી કે, વ્યવહારની ખટપટથી દૂર થએલા અને આત્મસિદ્ધિ મેળવવા તૈયાર થએલા મુનિઓને તેવું શું કાર્ય હોય કે જેમાં રહસ્યની જરૂર પડે? કદાચ તેવું કાર્ય હોય તોપણ પ્રામાણિક અને ગંભીર મુનિ મહારાજાઓથી શું કામ ચોરી રાખવી પડે. જો કે જ્યાં સુધી આગલાની સાથે વૈમનસ્ય હોય અને તેના ઉપર અવિશ્વાસ હોય ત્યારે જ ખાનગીની પદ્ધતિને અનુસરવું પડે છે, તોપણ હિતેચ્છુઓએ પરસ્પર વૈમનસ્ય અને અણુવિશ્વાસનાં કારણોને દૂર કરી વિશ્વાસ સંપાદન કરી પ્રેમને શિથિલ બનાવનાર અને અણુવિશ્વાસને જન્મ આપનાર ખાનગીની પ્રવૃત્તિને દૂર કરવી તે સંપનું છઠ્ઠું દ્વાર છે.

## નજીવા કાર્યમાં વાદવિવાદ વર્જવો.

હે ઉદાત્તચરિત્ર મુનિવરો! પુરાણા જૈનમુનિઓની નિષ્પરિગ્રહત્વ અને નિર્મમત્વની બાબતમાં કેવી ખ્યાતિ છે, અને હાલની આપણી પ્રવૃત્તિ કેવી છે તે બેની તુલના કરીએ તો મ્હોટું અંતર પ્રતીત થાય છે. પ્રસિદ્ધિમાં જેટલી ઉદાત્તતા યા ઉચ્ચતા છે તેટલીજ આપણી પ્રવૃત્તિમાં ક્ષુદ્રતા છે. તે વિષયમાં વધારે શું બોલું?

બોલતા પણ હૃદય લજ્જીત થાય છે. તોપણ સૂચનાની ખાતર કાંઈક કહેવું જોઇએ.

પહેલાં તો આહારપાણી વ્હોરી લાવવા જેવા નજીવા કામમાં ન ઇચ્છવા લાયક વિવાદ થાય છે. કામ કરનાર બે-ચાર મુનિઓ હોય તો તેમાંથી એક કહે છે કે, "મેં આટલું બધું કામ કર્યું; અને અમુકે આટલુંજ કર્યું છે. નહિ; નહિ; મારી આગળ આ વિષમતા નહિ ચાલે. જો કાલથી અમુક આટલું કામ કરશે તોજ હું આ કામ કરીશ." ભલે તે અભ્યાસ કરતો હોય ચાહે તો નવીન કૃતિ કરતો હોય, તોપણ મનની ક્ષુદ્રતાથી વા ઇર્ષ્યાથી તેને તે કામથી અટકાવીને વ્હેંચેલું કામ કરાવીનેજ સંતોષ માને છે; નહિ તો કલહ કરે છે. પણ એટલો વિચાર નથી કરતા કે 'અમારે પઠન-પાઠનાદિક બીજું તો કામ કાંઇ કરવાનું નથી. તો પછી ભણનારાઓને ભણવામાં અવકાશ મળે, ઉત્તેજન મળે તેવી રીતે તેને કરવાનું કામ ઉપાડી લેઇ તેને બનતી મદદ તો કરીએ, ક્યાં તેમાં અમારૂં શરીર ઘસાઇ જાય છે? પણ મનની ઉદારતા વગર તેવા વિચારો ક્યાંથી થાય? કામકાજમાં જેમ વિવાદ થાય છે તેમજ ઝોળી પાત્રાં વગેરે નજીવી ચીજો વાપરવામાં પણ કોઇ કોઇ વખતે વિવાદ ઉભો થાય છે. પોતાનાં હલકાં પાત્રાદિક હોય તે મુકી બીજાનાં નવાં સારાં હોય તે, જેમ તેમ વાપરી, જ્યાં ત્યાં ફેંકી દે છે. જેથી સામો જો ઉદાર ચિત્તવાળો હોય તો તો અશાંતિ થતી નથી, પણ જો સમાનશીલ હોય તો પરસ્પર વિક્ષોભ થતાં અશાંતિ થાય છે. જો કે આવી પ્રવૃત્તિ પ્રાયઃવિદ્યા સૌભાગ્યથી બેનસીબ રહેલાઓમાંજ હોય છે, તો પણ તેઓ જેની આજ્ઞામાં રહેલ છે તે મહાશયો જો તેવી પ્રવૃત્તિથી તેમને અટકાવે તો અવશ્ય પરસ્પર સુલેહ

જળવાય અને પ્રેમમાં વૃદ્ધિ થાય. સંયુક્ત બલ ઇચ્છનારાઓએ ઉપલા નજીવા કાર્યમાં થતો ક્ષુદ્ર વિવાદ અટકાવવા બનતી કોશીશ કરવી એ સંપનું સાતમું દ્વાર છે.

## સહવાસ.

હે સુશીલ મુનિવરો ! સહવાસ વગર પ્રેમની પુષ્ટિ અને સંપની વૃદ્ધિ થતી નથી. જો કે ક્ષેત્રાદિકના કેટલાએક સંયોગો એવા છે, કે જૂદા જૂદા સંઘાડાના સાધુઓનો સહવાસ ઘણે ભાગે ન બની શકે, એટલુંજ નહિ પણ કેટલીએક રૂઢીને લીધે એક સંઘાડાના જૂદા ગુરૂના શિષ્યોનો સહવાસ પણ પ્રાયઃ અશક્ય થઇ પડયો છે તેવા સંયોગોમાં પ્રેમબંધન અને સંપના સમુત્કર્ષની આશા કેમ રાખી શકાય ? તોપણ 'ગુરૂકુલ' જેવી કોઇ સારી સંસ્થા થાય, તેની સાથે વૃદ્ધોનો આશય ઉદાર થાય અને કેટલીક રૂઢીઓમાં ફેરફાર થવાની સાથે ક્ષેત્રાદિકની અનુકુલતા થાય તો ભિન્ન સંપ્રદાય અને એક સંપ્રદાયના સાધુઓનો સહવાસ સંભવી શકે અને ઇર્ષ્યારૂપ રાક્ષસીનો સંચાર ન હોય તો તત્પ્રયોજ્ય સંપનો સમુત્કર્ષ થઇ શકે.

મહાશયો ! કેવલ સંપસમુત્કર્ષજ સહવાસનું ફલ નથી; કિન્તુ જ્ઞાન સમુત્કર્ષ પણ તેનું ફલ છે. અભ્યાસી મુનિ જો એકલોજ હોય તો તે કોની સાથે વિદ્યાની હરીફાઇમાં ઉતરી સ્પર્દ્ધા કરી શકે ? અને સ્પર્દ્ધા વગર પ્રાયઃ ઉત્સાહની વૃદ્ધિ થતી નથી. તેમજ સહચારી વગર અધીત વિષયની ચર્ચા, પુનરવલોકન કે મનન પણ થઇ શકતું નથી. અને મનન વગર ગહન વિષયની મજબુતાઇ કે ચિરસ્થાયિતા થતી નથી. પઠનપાઠન

અને મનન--ચર્ચણથી વિદ્યાભ્યાસ જેવો ખીલે છે તેવો તેના વગર ખીલતો નથી. માટે સહવાસનાં મુખ્યત્વે બે ફળ સ્ફુટ છે. એટલું યાદ રાખવું જોઇએ કે સહવાસમાં રહેનાર મુનિઓ પૈકી કોઇ મુનિ અમુક વિષયમાં નિપુણ હોય તો તે મુનિએ તે કલાના ખંતવાળા બીજા મુનિઓને ભિન્નભાવ રાખ્યા વગર પોતાની શકિતનો લાભ આપવો જોઇએ. જેનામાં વકતૃત્વકલા હોય તેણે તે કલાની ખીલવણી બીજાનામાં કેમ થાય તેવો રસ્તો લેવો જોઇએ. અલબત યોગ્યાયોગ્ય વિચાર તેમાં રાખવો જોઇએ પણ જે કલા હું જાણું છું તે બીજાને શીખવીશ તો મારી ગરજ ઓછી થઇ જશે અને મારૂં મૂલ્ય ઘટી જશે એવા વિચાર ઉપર ન આવવું જોઇએ; કિન્તુ એવો વિચાર કરવો જોઇએ કે, પઠન-પાઠનથી એક તો મારી વિદ્યા ઉત્તેજીત થશે, વળી પરમાર્થ વૃત્તિમાં ઉદાર આશય બતાવવાથી લોકોનું પ્રેમભર્યું આકર્ષણ થતાં પ્રતિષ્ઠામાં પણ ડબલ વધારો થશે, એટલુંજ નહિ પણ સમાજમાં કોઇ પણ વિદ્વાન ઉપદેશક, વકતા કે ગ્રંથકાર ઉત્પન્ન થશે ત્યારેજ શાસનની ઉન્નતિ થશે. માટે જેની જે પ્રકારની જેટલી શક્તિ હોય તેટલા વેગથી વિદ્યાવૃદ્ધિમાં પોતાની શકિતનો ઉપયોગ કરવો, કે જેથી જ્ઞાનવૃદ્ધિ પ્રેમશુદ્ધિ અને સંયુક્ત બલની વૃદ્ધિ થઇ શકે. એ સંપનું આઠમું દ્વાર.

## પરોપકાર.

અહો પ્રેમી મુનિવરો ! આપણા દરેક જીવન કાર્યમાં પરોપકારને લક્ષ્યબિન્દુ માની તે નિશાનથી કદી પણ ચુકવું નહિ. ઉન્નતિના કાર્યમાં જોડાએલ મુનિઓને સાહાય્ય કરવી, કે જેથી પોતાના કાર્યમાં પણ તેઓ તરફથી મદદ મળતાં કાર્યની સંગીનતા થવાની

સાથે પરસ્પર પ્રેમની લાગણી ઉત્પન્ન થાય અને એક બીજાના વિચારોને ટેકો મળતાં વિચારબંધારણ મજબુત થવાની સાથે સંયુકતબલની વૃદ્ધિ થાય માટે પરસ્પર સાહાય્ય આપવી તે સંપનું નવમું દ્વાર છે.

### સમકિત આપવાની રૂઢી.

હે મુનિવરો ! આજકાલના સાધુઓની સમકિત આપવાની પદ્ધતિમાં પણ વિચિત્રતા દેખાય છે. અલબત સમકિત આપ્યા પછી સમકિત લેનાર સરલ થતા હોય—વિષમતા દૂર થતી હોય—સૌજન્ય વધતું હોય તો તો સમકિતનું આરોપવું અને તેનો સ્વીકાર સફલજ થાય. પરન્તુ આજકાલનું આરોપેલું સમકિત ઉલટી વધારે વિષમતા ઉત્પન્ન કરે છે. સમકિત આરોપનાર ગુરૂ મહારાજ ' ધરાવે છે ' કે " ધ્યાન રાખજે હો; આજથી હું તારો ગુરૂ છું; બીજા કોઇને હવે ગુરૂ તરીકે માનીશ નહિ; વાંદવા આવવું હોય કે લ્હાણી પ્રભાવના કરવી હોય તે મારી પછવાડેજ થઇ શકે. અરે કેટલાએક તો ત્યાં સુધી વૈષમ્ય કરાવે છે કે, " અમારા સિવાય બધા લિંગધારી અને પેટભરા છે ! માટે બીજા કોઇને વાંદવું નહિ ! સત્કાર ન કરવો ! કેવલ અમનેજ ગુરૂ કરીને માનવા વાંદવા અને પૂજવા ! " વધારે આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે, એક સંઘાડાના સાધુઓમાં પણ તેવી વિષમતા; સમકિત નિમિત્તે જોવામા આવે છે. એક ઇચ્છે છે કે બધા બાળકો મારાજ શિષ્ય થાય, ત્યારે તેજ સંપ્રદાયનો બીજો એમ ઇચ્છે છે કે મારી પાસે બધા 'સમકિત' લે. આમ એક બીજાના સમકિત બદલાવવાની પ્રવૃત્તિથી કદાગ્રહ, મમત્વ વધતાં ઐક્યનું સામ્રાજ્ય તુટે છે અને સંયુકત બલ શિથિલ થાય છે; માટે સમકિત આપ-

વાની પદ્ધતિમાં સુધારો વધારો કરવાની ઘણી અગત્ય છે. તેવીજ રીતે શ્રાવકને મત આદરવાની ચોપડીમાં પણ એકદેશી મમત્વ બંધાય છે; અને એક તરફ રાગદૃષ્ટિ તથા બીજા તરફ દ્વેષદૃષ્ટિ ઉત્પન્ન થવાની સાથે વિષમતા વધે છે. માટે ઉપર દર્શાવેલ બન્ને પદ્ધતિમાં દીર્ઘદૃષ્ટિથી સુધારો કરવો તે સંપનું દશમું દ્વાર છે.

હવે જુદા જુદા સંપ્રદાયના સાધુઓમાં ઐક્યની હીલચાલ થયા પછી ઐકયની વૃદ્ધિ જે માર્ગે થાય તે માર્ગ દર્શાવું છું.

### એક બીજાના ઉપાશ્રયમાં વ્યાખ્યાન.

હે વિદ્યારસિક મુનિવરો ! એકજ શાસ્ત્રને માનનારા કેટલાએક સાધુઓ એક ગામમાં ચાતુર્માસ વા શેષકાલ રહ્યા હોય તેમાં એક પક્ષના મુનિઓનો અન્ય પક્ષના મુનિઓ અને શ્રાવકોને, સમાગમ કે દર્શનનો લાભ ન મળી શકે તો પછી વ્યાખ્યાન-શ્રવણ વગેરેની તો વાતજ શી કરવી ! આ કેટલી બધી અવનતિ ! ! એક ઠેકાણે વિદ્વાન વકતા ગીતાર્થ મુનિ હોય તો અન્ય પક્ષવાળા તેનો કોઇ પણ ભાભ ન લઈ શકે ! કદાચ કોઇને તે લાભ લેવાની ઇચ્છા હોય તોપણ ઉપાશ્રય જુદા હોવાથી કેમ જવાય ! કોઇ પણ જતો નથી અને હું જઇશ તો મારી ટીકા થશે, આવી રૂઢીથી વિદ્વત્તાભરેલ બોધનાં સુંદર ફળો ચાખવા ભાગ્યશાળી ન થાય એટલુંજ નહિ પણ પોતાના ઉપાશ્રયમાં કોઇ વાંચનાર ન હોય-નવરા બેસી વખત પસાર કરવો પડતો હોય તોપણ રૂઢી એવી પ્રબળ છે કે બીજે ઠેકાણે જવાય જ નહિ ! આવી પ્રવૃત્તિથી સાધુઓ અને શ્રાવકો પરસ્પર મળી શકતા નથી, વાતચીત કરવાની તક મેળવી શકતા નથી, તોપછી તેવા પ્રસંગ વગર પરસ્પર પ્રેમ-બંધન અને સંપવૃદ્ધિ તો ક્યાંથીજ થઇ શકે ? અને એક બીજાપર

કોઇ જાતનો વ્હેમ હોય તેની પણ નિવૃત્તિ કેમ થઇ શકે ? માટે ઉપરની રૂઢીને દૂર કરી જ્યાં બન્ને વર્ગને સરખી રીતે લાભ મળી શકે ત્યાં મુનિ અને શ્રાવકોએ જવું જોઇએ અને એક બીજાને, અનુકુલતાએ, તક મળેથી, એક બીજાના ઉપાશ્રયે વ્યાખ્યાનાદિ વાંચવા-સાંભળવા જવું જોઇએ.

પણ તેમાં એક વાત યાદ રાખવી જોઇએ કે, વ્યાખ્યાન આપવાનો **અધિકાર જેને તેને ન મળવો જોઇએ.** કિન્તુ જે દેશ-કાળને ઓળખતા હોય, સર્વદેશી શાસ્ત્રના જાણ હોય, કલેશના અંકુરોને કાપી મધ્યસ્થભાવમાં રહી શકે તેવા હોય, તેવાનેજ બીજા ઉપાશ્રયમાં વ્યાખ્યાન આપવાનો અધિકાર મળવો જોઇએ, અને તેવા અધિકારીઓ જ્યારે સામાન્ય નીતિ અને કર્ત્તવ્યનો બોધ આપે તોજ અન્ય પક્ષના શ્રોતૃવર્ગનું આકર્ષણ થાય અને પ્રેમવૃદ્ધિની સાથે સંપવૃદ્ધિ થાય. એ સંપનું અગીઆરમું દ્વાર.

## ચાતુર્માસની અદલાબદલી.

હે વીર પુત્રો ! સંપનું છેલ્લું દ્વાર ચાતુર્માસની અદલાબદલી છે. અમુક ક્ષેત્રમાં અમુક સંઘાડાના સાધુઓજ ચાતુર્માસ્ય કરે--ગમે તેવા કારણ પ્રસંગે પણ બીજા સાધુઓ ત્યાં રહી ન શકે: આ રૂઢીથી પણ કેટલીએક હાની થઇ છે. વ્યાખ્યાનની પદ્ધતિની પેઠે આ રૂઢીથી પણ એક પક્ષના વિદ્વાન ગીતાર્થ મુનિના સમાગમનો કે તેની સાથે તત્વવિચારણા કરવાનો લાભ અન્યપક્ષના ક્ષેત્રવાળા લઇ શકતા નથી. એટલુંજ નહિ પણ એક ક્ષેત્રમાં હમેશ એકજ સંપ્રદાયના સાધુઓ રહે તેથી તેમનો પણ અનાદર થાય છે; ખરૂંજ કહ્યું છે કે:-

अतिपरिचयादवज्ञा-संततगमनादनादरो भवति ।
मलये भिल्लपुरंध्री, चंदनतरुकाष्टमिन्धनं कुरुते ॥ १ ॥

અર્થ :—કોઇ પણ વસ્તુનો અતિ પરિચય થાય છે તો તેના ઉપર માણસોની અનાદર બુદ્ધિ થાય છે; જુઓ મલયાચલ પાસે રહેનાર ભિલ્લડીઓ ચંદનના કિમતી લાકડાનો ઈંધન તરીકે ઉપયોગ કરે છે!

એટલુંજ નહિ પણ એક સ્થળે વધારે વખત રહેવાથી દૃષ્ટિરાગ મમત્વ બંધાય છે અને તેથી ગૃહસ્થોના સુખ દુઃખમાં ભાગ લેવો પડે છે, કે જેથી સંયમમાં પણ ખલેલ પહોંચે છે. અલબત; એક પક્ષના ક્ષેત્રમાં બીજા પક્ષના સાધુઓ ચાતુર્માસ્ય રહી સમકિત વગેરે આપી પોતાના પક્ષ બાંધવાની કોશીશ કરે તો ચાતુર્માસ્યપરા વર્તનની સંભાવના પણ ન થઇ શકે અને ઉદ્દેશ પણ સિદ્ધ ન થાય. પરંતુ આત્માર્થી અને કર્તવ્યપરાયણ મુનિઓ જો માત્ર પોતાનોજ પક્ષ જમાવાની પ્રવૃત્તિ દૂર કરી રાત દિવસ શાસનની ઉન્નતિ જેમ થાય તેવાંજ કાર્યોમાં મચ્યા રહી, સતત કલેશ અને કદાગ્રહ દૂર કરવાનો પ્રયાસ કરે તોજ એક બીજાના ક્ષેત્રમાં ચાતુર્માસ્યનો અદલાબદલી થવાની સંભાવના કરી શકાય. અને ત્યારેજ પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થવાની સાથે સંપવૃદ્ધિ સંભવી શકે. એટલા માટે સમાજના હિતેચ્છુ વિદ્યારસિક મુનિઓએ તેવી રીતે પ્રયત્ન કરવો જોઇએ કે જેથી ભિન્ન સંપ્રદાયના સાધુઓમાં પણ પરસ્પર પ્રેમગ્રંથિથી બંધાતું ઐક્ય પ્રતિદિન વૃદ્ધિંગત થતું રહે. આપના જેવા સુજ્ઞોની પાસે વધારે શું બોલવું?

યદ્યપિ પ્રકૃત વિષયમાં ઘણું કહેવાનું છે પણ ટાઇમ ભરાઇ ગયો છે; જેથી વિષયને લંબાવી આપનો વધારે વખત ન રોકતાં છદ્મસ્થભાવથી થએલી ભૂલ અને અંતરના ઉભરાથી બોલાએલ કટુ વચન એ બન્ને નિમિતથી કંઇ અપરાધ થયા હોય તો શુદ્ધ અંતરથી તેનામાટે આપની પાસે ક્ષમા ચાહી વિષયની સમાપ્તિ કરૂં છું.

ૐ શાન્તિ! શાન્તિ! શાન્તિ!

# પરિશિષ્ટ.

## લેખ નં. ૮ મો.

## મતિશ્રુતજ્ઞાનવિવેક.

### સંવાદ.

(કોન્ફરન્સ-પ્રકાશમાં પ્રગટ થયેલ)

ગુરૂ—કેમ ભદ્ર ! આજે શું વિચાર કરે છે?

શિષ્ય—કૃપાસિંધો ! પાંચ જ્ઞાન પૈકી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે જ્ઞાનના સંબંધમાં કંઈક ગુંચવાડો ઉભો થાય છે તેનું પૃથક્કરણ બરાબર થઇ શકતું નથી તેથી તેનો વિચાર કરૂં છું.

ગુરૂ—કયા અંશમાં સમજણ પડતી નથી? જે ભાગમાં ગુંચવાડો થાય છે, તે કહે એટલે તે બરાબર ખુલાસાથી સમજાવું.

શિષ્ય—મહારાજ ! આપણા સંપ્રદાયની શૈલી ગોખણપટીની છે. ઘણા માણસો પચાસ પચાસ કે સો બસો થોકડા મુખપાઠ કરી જાય છે પણ તેનું રહસ્ય–પરમાર્થ સમજવાને કોઇક જ કોશીશ કરતો હશે. વસ્તુના ભેદાનુભેદ મોઢે કરી જાય છે, પણ મૂળસ્વરૂપ સમજવામાં ખામી જણાય છે. તેવીજ મારી સ્થિતિ પણ થઇ છે. મતિજ્ઞાનના ૨૮ ભેદ અને શ્રુતજ્ઞાનના ૧૪ ભેદ મોઢે તો કરી ગયો છું, પણ મતિ

જ્ઞાન અને શ્રુતજ્ઞાનનું મૂળ સ્વરૂપ શું છે તેમ તે બેના લક્ષણો શું છે, તે લક્ષણોથી બંને જુદા કેવી રીતે પડે છે તે બરાબર હું સમજી શકતો નથી, તેથી કૃપા કરી તે વિષય જરી સાદી ભાષામાં અને સુંદર શૈલીમાં સમજાવશો તો મારા ઉપર બહુ ઉપકાર થશે.

ગુરૂ—ઠીક, સાંભળ. પ્રથમ બંનેના લક્ષણો અને પછી તે બેનો ભેદ કેવી રીતે પડે છે, તે હું સમજાવીશ. મતિ અને શ્રુત એ બે શબ્દ તદ્દન સાદા છે. મતિ શબ્દનો અર્થ બુદ્ધિ અને શ્રુત શબ્દનો અર્થ સાંભળ્યું અથવા સાંભળેલ એવો થાય છે પણ આંહિ તે અર્થ વિવક્ષિત નથી. મતિ શબ્દ જો કોઇ પણ વિશેષણ વગરનો હોય તો તેનો અર્થ મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન થાય છે. તેમજ શ્રુત શબ્દનો અર્થ શ્રુતજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન થાય છે. પણ સમદૃષ્ટિ કે મિથ્યાદૃષ્ટિના વિશેષ્ય તરીકે વપરાયો હોય તો તેનો માત્ર મતિજ્ઞાન કે મતિઅજ્ઞાન, શ્રુતજ્ઞાન કે શ્રુતઅજ્ઞાન, એમ એકેક અર્થજ થાય છે. આંહિ જ્ઞાન અને અ-જ્ઞાનમાં માત્ર દૃષ્ટિનોજ ભેદ છે. લક્ષણ કે સ્વરૂપમાં ભેદ નથી. જ્ઞાનનો અર્થ જાણવું થાય છે તેમ અજ્ઞાનનો અર્થ જાણવાનો અભાવ થતો નથી, પણ જાણવું એવોજ અર્થ થાય છે. વિશેષ માત્ર એટલુંજ કે જ્ઞાન એટલે વસ્તુનું સ્વરૂપ જેવું હોય તેવું યથાર્થપણે જાણવું, અને અજ્ઞાન એટલે અયથાર્થ–વિપરીત રીતે જાણવું. ટુંકામાં, સમ્યગ્ દૃષ્ટિથી જાણવું તે જ્ઞાન અને મિથ્યાદૃષ્ટિથી જાણવું તે અજ્ઞાન. આમ દૃષ્ટિના

ભેદથી મતિ અને શ્રુતના જ્ઞાન અને અજ્ઞાન એવા બબે ભેદ પડે છે, પણ લક્ષણ અને પૃથક્કરણમાં તેની વિશેષ જરૂર નથી તેથી માત્ર મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે વિષયપરજ હાલ વિચાર કરશું. મતિજ્ઞાન અને શ્રુત-જ્ઞાનનો વિવેક થશે એટલે મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞા-નનો ભેદ સ્વયંમેવ સમજાઇ જશે.

શિષ્ય—ત્યારે અજ્ઞાનને પડતું મૂકી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ વિષય પરત્વેજ ખુલાસો કરવાની કૃપા કરો.

ગુરૂ—બહુ સારૂં. લક્ષણ, કાર્યકારણભાવ, ઇંદ્રિયવિભાગ, અક્ષર અનક્ષર અને મૂક અમૂક એ પાંચ ભેદકથી મતિ-જ્ઞાન અને શ્રુતજ્ઞાન જુદા પડી શકે છે. તેમાં પ્રથમ લક્ષણ લઇએ. નંદીસૂત્રમાં અને વિશેષાવશ્યકમાં બંનેના લક્ષણો આ પ્રમાણે કહ્યાં છે.

अभिनिबुज्झइत्ति आभिणिबोहिनाणं सुणेइत्ति सुयं

નંદિસૂત્ર.

अभिनिबुज्झइ तमभिनिबोहो । जं सुणइ त सुयं भणियं ॥

વિશે૦ ભાષ્ય.

અર્થઃ—અભિ-અર્થાભિમુખ, નિ-નિશ્ચિતપણે જે બુઝઇ—બોધ થાય તે અભિનિબોધ-મતિજ્ઞાન, જે સંભળાય અથવા સાંભળવાથી જે બોધ થાય તે શ્રુતજ્ઞાન. અર્થાત્ મન અને ઇંદ્રિયોનો પદાર્થ સાથે સાંનિધ્ય-સંબંધ થતાં નિશ્ચયરૂપ જે બોધ થાય છે તેને મતિજ્ઞાન અથવા આભિનિબોધિકજ્ઞાન કહેવામાં આવે છે. આભિનિબોધિક મતિજ્ઞાનનુંજ લક્ષણ

ગર્ભિત અપર નામ છે. 'सुणइ' અથવા 'सुणेइ' શબ્દથી શ્રુતજ્ઞાનનું લક્ષણ કહ્યું सुणइ શબ્દનો તરજુમો બે રીતે થાય છે. કર્તરિપ્રયોગથી અને કર્મણિપ્રયોગથી, એકનો અર્થ સાંભળેછે તે અને બીજાનો અર્થ સંભળાય છે તે. પહેલા અર્થ પ્રમાણે ભાવશ્રુતનું લક્ષણ બને છે ત્યારે બીજા અર્થ પ્રમાણે દ્રવ્યશ્રુતનું લક્ષણ બને છે. ભાવશ્રુત શબ્દવિજ્ઞાન અથવા શ્રોત્રેંદ્રિય ઉપલબ્ધિરૂપ છે અને દ્રવ્યશ્રુત શબ્દ-અક્ષર રૂપ છે. જો કે સાંભળે છે તે સાંભળનાર આત્મા થાય છે તો પણ જ્ઞાન અને જ્ઞાનીનો અમુક અંશે અભેદ હોવાથી શ્રોત્રેંદ્રિયની ઉપલબ્ધિ કે શબ્દવિજ્ઞાન પણ આત્માનો ભાવ છે તેથી શ્રવણક્રિયાના કર્તા તરીકે ભાવશ્રુતનો સંગ્રહ થઇ શકે છે. એમ કર્તા અને કર્મ પ્રયોગથી 'सुणइ' એ દ્રવ્યશ્રુત અને ભાવશ્રુત-ઉભયનું લક્ષણ છે.

શિષ્ય—ઉપરના પેરેગ્રાફનો સાર એ નીકળે છે કે इन्द्रियार्थ संबंधजन्यो निश्चयात्मको बोधो मतिज्ञानं, शब्दो वा शब्दजन्यबोधः श्रुतज्ञानम्. અર્થાત્ મન સહિત પાંચ ઇંદ્રિયો અને પદાર્થના સંબંધથી ઉત્પન્ન થતો નિશ્ચય રૂપ જે બોધ તે મતિજ્ઞાન અને શબ્દ (દ્રવ્યશ્રુતની અપેક્ષાયે) અથવા શબ્દથી ઉત્પન્ન થતો જે બોધ તે શ્રુતજ્ઞાન.

ગુરૂ—બરાબર છે પણ ઇંદ્રિયાર્થસંબંધજન્ય અને નિશ્ચય એ બે વિશેષણ જે બોધને લગાડ્યા છે તે ક્યાંથી આવ્યા અને શા માટે લગાડ્યા છે તેની ખબર છે ?

શિષ્ય—ના જી. કૃપા કરીને તે સમજાવો.

ગુરૂ—अभिनिबुज्झइમાં અભિ અને નિ એ બે ઉપસર્ગ છે તેમાં 'અભિ'નો અર્થ અર્થાભિમુખતા અને 'નિ'નો અર્થ નિશ્ચય થાય છે. પદાર્થની અભિમુખતા ઇંદ્રિય નિરૂપિત છે તેનો સમુદિત અર્થ ઇંદ્રિય અને પદાર્થનો સંબંધ એવો થાય છે તે બંને વિશેષણો અતિવ્યાપ્તિ ટાળવાને માટે છે. જો પ્રથમ વિશેષણ ન હોય તો તમરા રોગવાળાને આકાશમાં બે ચંદ્રની પ્રતીતિ થાય છે તે અયથાર્થ જ્ઞાનનો પણ મતિજ્ઞાનમાં સંગ્રહ થઇ જાય તે ઇષ્ટ નથી. તેની નિવૃત્તિ અભિ શબ્દથી થઇ જાય છે કેમકે એક ચંદ્ર ઇંદ્રિયાભિ મુખ છે પણ બે ચંદ્ર ઇંદ્રિયાભિમુખ નથી માટે તજ્જન્ય બોધમાં લક્ષણ જતું નથી તેથી અતિવ્યાપ્તિનું નિવારણ થયું. તેમજ આ સ્થાણુ છે કે પુરૂષ છે એવા સંશયાત્મક બોધમાં મતિજ્ઞાનનું લક્ષણ ન જાય એટલા માટે નિશ્ચય અર્થવાળો નિ શબ્દ છે. ઉપરોક્ત સંશયમાં નિશ્ચય બોધરૂપ લક્ષણ ન જવાથી અતિવ્યાપ્તિ દૂર થઈ. અવગ્રહ પણ નિશ્ચયાત્મક બોધ છે. જો તે સંશયરૂપ કે અનિશ્ચયરૂપ હોય તો તેનાથી થતા ઇહા અવાય પણ અનિશ્ચિતજ થાય કેમકે અનિશ્ચિત કારણ અનિશ્ચિત બોધરૂપ કાર્યને ઉત્પન્ન કરે માટે અવગ્રહમાં પણ લક્ષણ સમન્વય થવાથી અવ્યાપ્તિની શંકા ન કરવી.

શિષ્ય—મહારાજ! શ્રુતજ્ઞાનમાં પણ ઇંદ્રિયાર્થસંબંધજન્ય નિશ્ચય બોધરૂપ મતિજ્ઞાનનું લક્ષણ ચાલ્યું જવાથી અતિવ્યાપ્તિ તો ઉભીજ રહી. કેમકે શબ્દ પણ એક પદાર્થ—

વસ્તુ છે તેનો શ્રવણ ઇંદ્રિયની સાથે સંબંધ થતાં નિશ્ચય-રૂપ બોધ થાય છે. તેથી શ્રુતજ્ઞાન પણ મતિજ્ઞાનરૂપજ થઇ ગયું.

ગુરૂ—બરાબર છે પણ મતિજ્ઞાનના લક્ષણમાં 'शब्दातिरिक्तत्व' વિશેષણ અર્થ શબ્દને લગાડવું—એટલે શબ્દ શિવાયનો ઇંદ્રિયાર્થ લેવો. શ્રુતજ્ઞાન શબ્દજન્ય બોધ છે પણ શબ્દાતિરિક્ત અર્થજન્ય બોધ નથી માટે અતિવ્યાપ્તિનું નિવારણ થયું.

શિષ્ય—અતિવ્યાપ્તિ તો દૂર થઇ પણ શબ્દનો જે શ્રોત્રેંદ્રિયાવગ્રહ થાય છે, તેમાં અવ્યાપ્તિ આવી, કેમકે શબ્દનો શ્રોત્રેંદ્રિયાવગ્રહ ઇહા વગેરે થાય છે તે મતિજ્ઞાનરૂપ છે, તેમાં મતિજ્ઞાનનું લક્ષણ હવે નહી જઇ શકે. કારણ કે, તે બોધ શબ્દાતિરિક્ત અર્થ સંબંધજન્ય નથી પણ શબ્દરૂપ અર્થજન્ય છે.

ગુરૂ—હે ભદ્ર! શબ્દાતિરિક્તત્વને બદલે 'शब्दाजन्यत्व' બોધને વિશેષણ લગાડવું એટલે શબ્દથી અજન્ય જે ઇંદ્રિયાર્થ સંબંધજન્ય નિશ્ચય બોધ તે મતિજ્ઞાન. આ લક્ષણ શ્રોત્રેંદ્રિયાવગ્રહમાં પણ જઇ શકે છે. કેમકે, તે અવગ્રહ શબ્દ વિષયક છે પણ શબ્દજન્ય નથી માટે અવ્યાપ્તિ દૂર થઇ જાય છે. તેમ શ્રુતજ્ઞાનમાં જે અતિવ્યાપ્તિ હતી તે પણ દૂર થાય છે કેમકે શ્રુતજ્ઞાન શબ્દજન્ય છે પણ શબ્દ અજન્ય નથી.

શિષ્ય—મતિજ્ઞાનનું લક્ષણ તો ઠીક થયું, પણ શ્રુતજ્ઞાનના લક્ષણમાં હજી ગુંચવણ લાગે છે.

ગુરૂ—ક્યાં ક્યાં ગુંચવણ જણાય છે તે કહે એટલે તેનો ખુલાસો કરૂં.

શિષ્ય—પ્રથમ તો શ્રુતજ્ઞાનના લક્ષણની મતિજ્ઞાનના ભેદ ઇહાદિકમાં અતિવ્યાપ્તિ આવે છે. કેમકે અવગ્રહમાં જો કે શબ્દનો ઉલ્લેખ નથી, પણ વિચારણારૂપ ઇહા અવાય અને ધારણામાં શબ્દ સ્ફૂર્તિ થાય છે તો ઇહાદિક પણ શબ્દજન્ય નિશ્ચયાત્મક બોધરૂપ થઇ શકે છે માટે તેનો શ્રુતજ્ઞાનમાં પ્રવેશ થશે. ઇષ્ટાપત્તિ કરી શકાય તેમ નથી તેમ કરતાં મતિજ્ઞાનના ૨૮ ભેદની નિષ્પત્તિ ન થાય તો આ અતિવ્યાપ્તિનું કેવી રીતે નિવારણ થઇ શકે ?

ગુરૂ—ઇહાદિક સાભિલાપશબ્દોલ્લેખ સહિત હોવા છતાં પણ સંકેતદ્વારા શબ્દજન્ય બોધરૂપ નથી. જ્યાં અવગ્રહ પછી તરત ઇહા અને અવાય થાય છે ત્યાં તો શબ્દનો ઉલ્લેખ થતો નથી પણ જ્યાં અપરિચિત વસ્તુનો અવગ્રહ થયો ત્યાં વિલંબે ઇહા અવાય થાય છે તે સ્થળે આ મીઠું છે કે સાકર છે અથવા સ્થાણુ છે કે પુરૂષ છે એવી ઇહા શબ્દોચ્ચાર સહિત થાય છે. પણ ત્યા સંકેતસ્મૃતિ કે અર્થસ્મૃતિ રૂપ શબ્દ વ્યાપાર ચાલતો નથી. કેમકે એવી ઇહા પછી જે અવાય થાય છે તે તે પદાર્થની નિકટતાથીજ થાય છે એટલે માણસ જેમ જેમ તે વસ્તુની નજીક જતો જાય છે તેમ તેમ માણસ છે કે ઠુંઠું છે તેનો નિશ્ચય થતો આવે છે. દૂર બેઠા બેઠા પુરૂષ કે ઠુંઠું શબ્દનું ગમે તેટલું પર્યાલોચન કરે તો પણ અવાય નહી થાય માટે તે સ્થળે પણ

અર્થસ્મૃતિ કે શબ્દસ્મૃતિરૂપ વ્યાપારને અભાવે શબ્દજન્ય બોધ થતો નથી માટે અતિવ્યાપ્તિ નથી.

શિષ્ય—ઠીક, અતિવ્યાપ્તિ તો દૂર થઇ પણ એક માણસ પુસ્તક મનમાં વાંચે છે, શબ્દનો ઉચ્ચાર કરતો નથી તેને વાંચતાં વાંચતાં પુસ્તકના વિષયનો બોધ થતો આવે છે. આ બોધ મતિજ્ઞાનરૂપ નહી પણ શ્રુતજ્ઞાનરૂપ ગણાય છે, તેમાં શ્રુતજ્ઞાનનું લક્ષણ જતુ નથી કેમકે ત્યાં શ્રોત્રેંદ્રિયનો વ્યાપાર નથી, તેથી તે બોધ શબ્દજન્ય નથી.

ગુરૂ—હે ભદ્ર ! એમ કોણે કહ્યું કે જે જીભમાંથી નીકળે અને કાનમાં પડે તેજ શબ્દ કહેવાય, બીજો નહી ? પુસ્તકમાં લખેલ અક્ષરો પણ શબ્દજ છે. તે પણ એક વખત કોઇ પણ માણુસથી ઉચ્ચારેલા છે. જો કે વાંચનમાં કાનને બદલે આંખનો વ્યાપાર ચાલે છે. શ્રોત્રેંદ્રિય અવગ્રહને બદલે ચક્ષુ ઇંદ્રિયનો અવગ્રહ છે તોપણ તે અક્ષરોનો બોધ અર્થસ્મૃતિ કે સંકેતજ્ઞાનદ્વારા થાય છે માટે તે બોધ શબ્દજન્યજ છે. ખરી રીતે તો ત્યાં સૂક્ષ્મ શબ્દોચ્ચાર પણ છે અને સૂક્ષ્મ શ્રોત્રેંદ્રિય વ્યાપાર પણ છે. પણ તે સૂક્ષ્મ હોવાથી કળી શકાતો નથી. માટે આ સ્થળે પણ અવ્યાપ્તિ નથી. એવીજ રીતે આંધળા માણુસો ઉપસેલા અક્ષરો ઉપર હાથ ફેરવી ફેરવી વાંચે છે ત્યાં સ્પર્શેંદ્રિયના અવગ્રહપૂર્વક અર્થસ્મૃતિદ્વારા શાબ્દબોધ —શબ્દજન્ય બોધ થાય છે તેથી તેનો પણ શ્રુતજ્ઞાનમાં સંગ્રહ થાય છે.

શિષ્ય—મુંગા અને બ્હેરા માણસો સાંભળતાં નથી તેને હાથની નિશાનીઓથી સમજાવવામાં આવે છે, તે પણ નિશાની કરી પોતાના વિચારો બીજાને સમજાવે છે. આ બોધને મતિજ્ઞાન કહીશું કે શ્રુતજ્ઞાન ?

ગુરૂ—તે મતિજ્ઞાન નહી પણ શ્રુતજ્ઞાન છે, કારણ કે તે નિશાનીઓનો પણ એક જાતનો સંકેત બંધાય છે. મોઢા આગળ હાથ ધરે તો તે નિશાનીનો અર્થ કંઇ ખાવાનું માગે છે એવો થાય છે. એમ દરેક નિશાનીઓનો પરિચિત માણસોની સાથે સંકેતજ્ઞાન થાય છે. તેથી તે તે સંકેત ઉપરથી બંને જણ સામસામે એક બીજાની નિશાની સમજે છે. અજાણ્યા માણસને તે નિશાનીની ખબર નહી પડે કારણ કે તેને તેના સંકેતનું જ્ઞાન નથી. એવીજ રીતે પારસીના અક્ષરો કે જે આંકડા રૂપ કે બીજી નિશાની રૂપ હોય છે. સામ સામે બે માણસોયે તેનો અર્થ જેવો ગોઠવ્યો હોય તે પ્રમાણે તે આંકડાવાળા શબ્દોનો અર્થ તે બે જણ સમજે છે તે પણ શ્રુતજ્ઞાનજ છે. એમજ તારના શબ્દો કટકટરૂપે યંત્રમાં ઉતરે છે પણ તાર માસ્તર તે કટકટ ઉપરથી સંકેતજ્ઞાન મારફત અર્થ સમજી જાય છે તે પણ શ્રુતજ્ઞાનનુંજ સ્થલ છે. ઉધરસ છીંક વગેરેથી અંધારામાં કોઇ માણસ છે એવું જ્ઞાન થાય છે તે બધો શ્રુતજ્ઞાનનોજ વિષય છે.

શિષ્ય—ત્યારે તે બધે સ્થળે શ્રુતજ્ઞાનના લક્ષણની અવ્યાપ્તિ આવતી નથી ?

ગુરૂ—નાજી, નિશાનીઓ ઠટઠટ શબ્દો અને ઉધરસ છીંક વગેરે અક્ષરરૂપ નથી તો પણ તે સંકેતરૂપ છે. શબ્દ સાંભળતાં જેમ અર્થોપસ્થિતિ થાય તેમ તે સંકેતથી પણ અર્થસ્મૃતિ થાય છે. માટે તે શબ્દ નહી તો શબ્દસ્થાનિયાજ છે તેથી સંકેત મારફત અર્થનો અવબોધ થવાથી તે બોધ પણ શબ્દજન્ય બોધજ ગણી શકાય. તેમાં લક્ષણસમન્વય થવાથી અવ્યાપ્તિ આવતી નથી.

શિષ્ય—મતિજ્ઞાન પણ બે પ્રકારનું છે. શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત. તેમાં ચાર પ્રકારનો બુદ્ધિરૂપ અશ્રુતનિશ્રિત તો શ્રુતજ્ઞાનના લક્ષણથી જુદું પડી જાય છે. પણ શ્રુતનિશ્રિતમાં શ્રુતજ્ઞાનના લક્ષણની શું અતિવ્યાપ્તિ નથી ?

ગુરૂ—નહી. શ્રુતનિશ્રિતના અર્થની હુજી તને બરાબર ખબર હોય એમ લાગતું નથી. માટે સાંભળ. એક બાળક માબાપની પાસેથી કે નિશાળમાં જુદી જુદી વસ્તુઓને જુએ છે અને તેના નામ ધારે છે. શબ્દસંકેતદ્વારા વસ્તુઓની ધારણા કરે છે. ત્યાર પછી જ્યારે જ્યારે તે તે વસ્તુને જુએ છે ત્યારે ત્યારે તે વસ્તુને તે તે સંકેતથી કે શબ્દથી ઓળખે છે. આ વખતે શબ્દવ્યવહારથી નહી પણ આંખ વગેરે ઇંદ્રિયોથી વસ્તુનો અવગમ થાય છે તે છે તો મતિજ્ઞાન પણ તે વસ્તુનો શબ્દ-સંકેત આગળ અવધારેલ છે તેથી તે જ્ઞાન શ્રુતનિશ્રિત છે. સાંભળ્યા જાણ્યા વિના તર્કથી જે વસ્તુનું જ્ઞાન થાય, તે અશ્રુતનિશ્રિત. શ્રુતનિશ્રિતમાં પ્રથમ મતિશ્રુતપરિકર્મિત-શબ્દ

સંસ્કૃત થયેલ છે પણ વ્યવહારકાલમાં સંકેતસ્મૃતિ નથી. માટે વ્યવહાર કાલમાં શબ્દજન્યત્વ ન હોવાથી અતિવ્યાપ્તિ લાગતી નથી.

શિષ્ય—શ્રુતજ્ઞાનવાળો માણસ જ્યારે સુતો હોય ત્યારે તેનું શ્રુતજ્ઞાન ચાલ્યું જાય છે કે રહે છે? જો રહેતું હોય તો તે વખતે શ્રુતજ્ઞાનનું લક્ષણ ત્યાં રહેતું નથી કેમકે તેને શબ્દજન્ય બોધ નથી. વળી એકેંદ્રિયાદિકને પણ શ્રુતઅજ્ઞાન છે. શ્રુતજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન બંનેનું લક્ષણ એકજ છે તો તે બંને સ્થળે કેવી રીતે શ્રુત લક્ષણનો સંભવ થાય?

ગુરૂ—એકેંદ્રિયને દ્રવ્ય ઇંદ્રિય તો એકજ છે પણ ભાવ ઇંદ્રિયો પાંચે હોય તેમ જણાય છે. કેમકે વનસ્પતિમાં તિલક નામના વૃક્ષને જ્યારે કોઇ યુવતિ શણગાર સજી કટાક્ષપૂર્વક જુએ છે ત્યારે તેમાં ફૂલ ફળ આવે છે તેથી ચક્ષુર્વિજ્ઞાન તેને હોય તેમ જણાય છે ચંપકવૃક્ષના ઉપર સુગંધી પાણી છાંટવામાં આવે ત્યારે તે ફળે છે. બકુલવૃક્ષના ઉપર કોઈ તરૂણી મદિરાનો કોગળો નાખે છે ત્યારે તે ફળે છે. કુરંબકાદિવૃક્ષને કોઇ તરૂણી ઝાંઝરના ઝણકારની સાથે પાટું મારે છે ત્યારે ફળે છે. આવા દાખલાઓ ઉપરથી તેને પણ આંખ, જીભ, ઘ્રાણ, શ્રોત્ર અને સ્પર્શના વિજ્ઞાનરૂપ ભાવેંદ્રિય હોવાની સાબીતી થાય છે. અથવા શ્રુત બે પ્રકારનું છે, લબ્ધિરૂપ અને ઉપયોગરૂપ. એકેંદ્રિયને અને સુતેલા માણસને લબ્ધિરૂપ

શ્રુત છે તે શ્રોત્રેંદ્રિયની પ્રવૃત્તિ વિના પણ સંભવિત છે. ઉપર જે શ્રુતાનુસારિત્વ અથવા શ્રોત્રેંદ્રિયની આવશ્યકતા બતાવી તે ઉપયોગ શ્રુતને માટે, અથવા બંને જ્ઞાનનું બીજું લક્ષણ તે તે ક્ષયોપશમ છે. મતિજ્ઞાનાવરણીય ક્ષયોપશમ મતિજ્ઞાનનું લક્ષણ અને શ્રુતજ્ઞાનાવરણીય ક્ષયોપશમ શ્રુતજ્ઞાનનું લક્ષણ છે. શ્રુતજ્ઞાનાવરણક્ષયોપશમરૂપ શ્રુત સુતેલા માણસને અને એકેંદ્રિયાદિકને પણ છે તેથી ઉક્ત દોષનો પરિહાર થાય છે.

## બીજો ભેદક કાર્યકારણભાવ.

ગુરૂ—હે ભદ્ર! લક્ષણની પેઠે કાર્યકારણભાવ પણ મતિ અને શ્રુતજ્ઞાનનો ભેદ દર્શાવનાર છે. મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે અને શ્રુતજ્ઞાન મતિજ્ઞાનનું કાર્ય છે. **यदुक्तं नंदीसूत्रे " मइपुव्वय सुयं· न मइ सुयपुव्विया " सं. मतिपूर्वकं श्रुतं, न मति श्रुतपूर्विका.** અર્થાત્ મતિજ્ઞાન પૂર્વક શ્રુતજ્ઞાન છે પણ શ્રુતજ્ઞાનપૂર્વક મતિજ્ઞાન નથી. કાર્યકારણનો એવો નિયમ છે કે જ્યાં કાર્ય થાય ત્યાં ત્યાં કારણ નિયમિત રીતે કાર્યની પૂર્વે રહેવુંજ જોઈએ. તેમ હોય તોજ તે કાર્યનું તે કારણ થઈ શકે છે એ અર્થસિદ્ધ નિયમ છે. વાંચવાથી કે સાંભળવાથી શબ્દદ્વારા જે શ્રુતજ્ઞાન થાય છે તે અવગ્રહ ઈહા વિના થતું નથી અને અવગ્રહાદિ મતિજ્ઞાનના ભેદ છે માટે મતિજ્ઞાનપૂર્વક શ્રુતજ્ઞાન થાય છે એમ કહ્યું.

શિષ્ય—મતિજ્ઞાનાવરણીય અને શ્રુતજ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ એકી સાથે થાય છે, એમ આગમમાં કહ્યું છે તો એકી સાથે નીકળેલા ગાયના બે સિંગડામાં જેમ પૂર્વાપર ભાવ હોય નહી તેમ મતિ શ્રુતજ્ઞાનમાં પણ પૌર્વાપર્ય હોવું ન જોઇયે તો મતિપૂર્વક શ્રુત કેમ સંભવે ?

ગુરૂ—હે ભદ્ર ! ત્હારી શંકા વ્યાજબી છે પણ તેમાં હજુ સમજવાનું બાકી છે. મતિ અને શ્રુતજ્ઞાન, બે રૂપે છે. લબ્ધિ રૂપે અને ઉપયોગરૂપે, તેમાં લબ્ધિ બંનેની સાથે છે. એ વાત બરાબર છે કેમકે બંનેનો ક્ષયોયશમ સાથે થાય છે પણ ઉપયોગ તો ક્રમિક છે, તેથી પૌર્વાપર્યભાવમાં વિરોધ નથી. ઉપર જે પૌર્વાપર્ય બતાવ્યું છે તે લબ્ધિ આશ્રી નહી પણ ઉપયોગ આશ્રી છે.

શિષ્ય—હે ગુરો ! જેમ અવગ્રહાદિ પછી શ્રુતજ્ઞાન થવાથી મતિ જ્ઞાન શ્રુતનું કારણ કહ્યું તેમ શબ્દ સાંભળ્યા પછી અવગ્રહ વિચારણા ધારણા વગેરે થાય છે. તો શ્રુત પણ મતિનું કારણ કેમ ન થાય ?

ગુરૂ—હે વત્સ ! શબ્દનો અવગ્રહ વગેરે મતિજ્ઞાન થાય છે ખરૂં, પણ શબ્દ એ માત્ર દ્રવ્યશ્રુત છે, ભાવશ્રુત નથી. આંહિ જે મતિને શ્રુતપૂર્વક હોવાની ના કહી છે, તે ભાવશ્રુતની અપેક્ષાયે, ભાવશ્રુતપૂર્વક મતિ ન હોય માટે મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે પણ શ્રુતજ્ઞાન મતિજ્ઞાનનું કારણ નથી.

આંહિ દૃષ્ટાંત તરીકે એક બે પ્રસંગોની કલ્પના કરી તેના

ઉપર વિચાર કરીયે. ધારો કે, એક શાસ્ત્રવેત્તા કોઇ પુસ્તક ઉપરથી કે મોઢેથી વ્યાખ્યાન આપે છે. જીજ્ઞાસુ સભાસદો તે વ્યાખ્યાન સાંભળે છે. આંહિ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની કેવી રીતે ઘટના થાય છે તે જોઇએ. વકતાને મતિ શ્રુતનો ક્ષયોપશમ પ્રથમથી થયેલો છે. તેથી લબ્ધિરૂપ મતિ શ્રુત તો તેને ક્યારથીએ પ્રાપ્ત થયા છે. શાળામાં અભ્યાસ કરીને કે પુસ્તકો વાંચીને તેણે પોતાની મતિને શ્રુતપરિકર્મિત–સંસ્કૃત કરેલી છે. અર્થાત્ વિચારોને કેવા શબ્દોમાં અને કેવા રૂપમાં સભા સમક્ષ રજુ કરવા તેની માહિતી અને શક્તિ તેણે મેળવેલી છે. આ બધી વાત કાર્યકારણ ભાવ પહેલાની છે. કાર્યકારણભાવ ઉપયોગ શ્રુત આશ્રી છે. વકતા બોલ્યા પહેલા અથવા બોલતાં બોલતાં પ્રથમ શ્રુતમાં ઉપયોગ મુકે છે તે વિષયને મનમાં ઉપસ્થિત કરે છે. લબ્ધિ શ્રુતને ઉપયોગ શ્રુતના રૂપમાં લાવે છે. આમાં શ્રુતોપયોગ તે વકતાનું ભાવશ્રુતજ્ઞાન છે. તે મતિજ્ઞાનનો ભેદ જે ધારણા તે પૂર્વક છે. ઉપયોગ પૂર્વક બોલાતા વકતાના શબ્દો તે વકતાનું દ્રવ્યશ્રુત છે, એટલે આ પ્રસંગે વકતાનું શ્રુત દ્રવ્ય અને ભાવ—ઉભયશ્રુત રૂપ છે. કદાચ વકતાને તે વિષય એટલો પરિચિત હોય કે ઉપયોગ લગાડયા વિના પણ પોતાની મેળે શબ્દરૂપે પ્રવાહ ચાલતો હોય તો વકતાનું તે શ્રુત દ્રવ્યશ્રુતરૂપજ ગણાય. અસ્તુ: હવે શ્રોતાનો વિચાર કરીયે. શ્રોતા વકતાના જે શબ્દો સાંભળે છે તે શબ્દનો શ્રોત્રેંદ્રિયની સાથે પ્રથમ અવ્યકત અને પછી વ્યક્ત સંબંધ થાય છે

તે શ્રોત્રેંદ્રિય વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહરૂપ છે ત્યાર પછી ઈહા વગેરે જે થાય છે તે મતિજ્ઞાનના ભેદ છે. એટલે શ્રોતાને પ્રથમ મતિજ્ઞાન અને સંકેતસ્મૃતિપૂર્વક જે અર્થાવબોધ થાય છે તે શ્રોતાનું ભાવશ્રુત છે. પ્રથમ શબ્દ તે દ્રવ્યશ્રુત, પછી શબ્દગ્રહણ અને શબ્દ વિષયક ઈહા તે મતિજ્ઞાન અને પછી શ્રોતાને ભાવશ્રુત થયું, માટે શ્રોતાનું ભાવશ્રુત મતિપૂર્વક થયું. એવીજ રીતે એક વિદ્યાર્થી પુસ્તક વાંચે છે તેને પ્રથમ ચક્ષુ ઇંદ્રિયનો અવગ્રહ ઇહા વગેરે મતિજ્ઞાન થાય છે અને પછી અર્થાવગમરૂપ શ્રુતજ્ઞાન થાય છે। આંધળાને સ્પર્શઇંદ્રિયના અવગ્રહ ઇહા પછી અર્થાવગમ થાય છે. મુંગા બ્હેરાને હાથની નિશાનીઓનો ચક્ષુ ઇંદ્રિય અવગ્રહ ઇહા થયા પછી શ્રુતજ્ઞાન થાય છે. એમ સઘળે ઠેકાણે પ્રથમ મતિજ્ઞાન અને પછી શ્રુતજ્ઞાન થાય છે માટે મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે.

### ત્રીજો ભેદક ઇંદ્રિયવિભાગ.

ગુરૂ—હે સુજ્ઞ! ઇંદ્રિય વિભાગથી પણ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન જુદા પડે છે. શ્રુતજ્ઞાન પ્રાયે શ્રોત્રેંદ્રિયને આશ્રિત છે, ત્યારે મતિજ્ઞાન મન અને પાંચે ઇંદ્રિયોને આશ્રિત છે. આંખથી રૂપ કે આકારનો, શ્રોત્રથી શબ્દનો, નાસિકાથી ગંધનો, જીભથી રસનો, સ્પર્શઇંદ્રિયથી સ્પર્શનો, અને મનથી વિચારનો અવગ્રહ ઇહા અવાય ધારણા થાય છે. એ સઘળું મતિજ્ઞાન મન અને પાંચે ઇંદ્રિયોને આશ્રી ઉત્પન્ન

થાય છે; ત્યારે શ્રુતજ્ઞાન માત્ર શબ્દાશ્રિત છે અને તેની ઉપલબ્ધિ એક શ્રોત્રેંદ્રિયથી થાય છે એ બે જ્ઞાન વચ્ચેનો ભેદ છે. જો કે આંધળા બ્હેરા તારમાસ્તર અને પુસ્તક વાંચનારનું શ્રુતજ્ઞાન આંખ અને સ્પર્શઇંદ્રિય આશ્રિત થાય છે, પણ ચક્ષુ અને સ્પર્શનો અવગ્રહ તે મતિજ્ઞાનજ છે અને તેનાથી થતો સંકેતસ્મૃતિપૂર્વક અર્થબોધ તે સંકેતાશ્રિત હોવાથી શ્રોત્રેંદ્રિયાશ્રિતજ ગણી શકાય

### ચોથો ભેદક અક્ષર અનક્ષર.

ગુરૂ—હે ભદ્ર! મતિજ્ઞાન અક્ષરરૂપ નથી અને શ્રુતજ્ઞાન અક્ષરરૂપ છે. એ પણ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનને જુદું પાડનાર છે. શ્રુતજ્ઞાનમાં અંદર કે બહાર અકારાદિ અક્ષરોનો ઉચ્ચાર થાય છે માટે તે અક્ષરરૂપ છે, પણ મતિજ્ઞાનમાં તેમ નથી માટે તે અનક્ષર છે.

શિષ્ય—મહારાજ ! મતિજ્ઞાનમાં અવગ્રહ કે જે માત્ર ઇંદ્રિયો અને પદાર્થના સંબંધરૂપ છે તેમાં અક્ષરોચ્ચાર નથી પણ ઇહા અવાય અને ધારણામાં આંતરિક શબ્દોચ્ચાર થાય છે. એક સ્થાણુ-શુષ્ક ઝાડનું ઠુંઠું જોયા પછી આ સ્થાણું છે કે પુરૂષ છે એવા પ્રકારની ઇહા શબ્દોચ્ચારરૂપ પણ થાય છે તો મતિજ્ઞાન પણ કેમ અક્ષરરૂપ નથી ?

ગુરૂ—હે સુજ્ઞ! આંહિ અક્ષર બે પ્રકારના છે દ્રવ્યઅક્ષર અને ભાવઅક્ષર સ્વરવ્યંજનરૂપ અક્ષર દ્રવ્યાક્ષર અને અંતરમાં સ્ફુરાયમાન થતું વર્ણવિજ્ઞાન તે ભાવાક્ષર છે. તેમાં મતિજ્ઞાન નો પ્રથમભેદ અવગ્રહ તદ્દન અનક્ષર રૂપ છે અને બીજા

ભેદ ઈહાદિક ભાવાક્ષરની અપેક્ષાયે સાક્ષર હોવા છતાં પણ દ્રવ્યાક્ષરની અપેક્ષાયે અનક્ષર છે ત્યારે શ્રુતજ્ઞાન દ્રવ્યાક્ષર અને ભાવાક્ષર બંનેની અપેક્ષાયે સાક્ષર છે. જોકે ઉધરસ છિંક વગેરે દ્રવ્યશ્રુત અનક્ષર રૂપ છે પણ તેની આંહિ વિવક્ષા કરી નથી એટલે તે શિવાય પુસ્તકનો લેખ તથા બોલાતા શબ્દો વગેરે જે દ્રવ્યશ્રુત છે તે અક્ષર રૂપજ છે. એટલે અક્ષર અનક્ષરકૃત ભેદ ખરી રીતે માત્ર મતિજ્ઞાનના અવગ્રહ અને શ્રુતજ્ઞાનના દ્રવ્યશ્રુતનુંજ પૃથકકરણ કરે છે. તે પણ અમુક હદમાં, સર્વથા નહી કેમકે દ્રવ્યશ્રુતનો પણ ઉપર બતાવેલ એક વિભાગ અનક્ષરજ છે. મતિજ્ઞાનના ઈહાદિક ભેદ અને શ્રુતજ્ઞાનમાં ભાવશ્રુત એ બન્ને અક્ષર અનક્ષર રૂપ હોવાથી તેની વચ્ચે ભેદ પડતો નથી. એ વાત લક્ષ્યમા રાખવાની છે.

## મૂક મુખર ભેદ.

ગુરૂ—મૂક એટલે મુંગો અને મુખર એટલે બોલતો. મતિજ્ઞાન મુંગુઅને શ્રુતજ્ઞાન બોલતું છે. શબ્દ પર્યાલોચન શિવાય કોઇપણ ઇંદ્રિય અને મનથી જે પદાર્થનો બોધ થાય છે તે મતિજ્ઞાન માત્ર જાણનારનેજ—પોતાના સ્વામીનેજ પદાર્થની પ્રતીતિ કરાવે છે પણ બીજાને પ્રતીતિ કરાવતું નથી, અને તેથીજ તે મૂક–મુંગું છે. જ્યારે એક પદાર્થ જાણ્યા પછી તે વસ્તુની બીજાને પ્રતીતિ કરાવવાને શબ્દ પ્રયોગ કરવામાં આવે છે, ત્યારે તે શ્રુતોપયોગપૂર્વક શબ્દોચ્ચાર દ્રવ્ય અને ભાવ–ઉભય શ્રુતરૂપ જ્ઞાન ગણાય

છે. તે બીજાને પ્રતીતિ કરાવનાર હોવાથી બોલતું છે.

શિષ્ય—મહારાજ! તાર ઑફીસમાં તારયંત્રમાં કટકટ ઉપરથી તારમાસ્તર જે તારનો મતલબ સમજે છે, અથવા મોઢા પાસે હાથ ધરવાથી સામા માણસની ખાવાની ઇચ્છા પ્રતીત થાય છે. તે કટકટ અને હાથનો અભિનય મતિજ્ઞાનનું સ્થાન છે અને તે પરપ્રતીતિ કરાવનાર હોવાથી મતિજ્ઞાનને પણ બોલતું શું ન કહી શકાય?

ગુરૂ—હે ભદ્ર! તારયંત્રના શબ્દો અને હાથનો અભિનય પણ શ્રુતજ્ઞાનનું કારણ હોવાથી શ્રુતાંતર્ગતજ છે. તાર માસ્તરે તે કટ કટ રૂપ સંકેતનો અર્થ અગાઉથી અવધારેલ હોવાથી તેને કટ કટ પ્રમાણે શબ્દસ્ફુર્તિદ્વારા અર્થોપસ્થિતિ થાય છે. તેમજ હાથની ચેષ્ટાથી પણ ભૂખ અને ખાવાની ઇચ્છાનો સંકેત તેને જણાયાથી તે અર્થની ઉપસ્થિતિ થાય છે. શબ્દસ્ફુર્તિદ્વારા અર્થની ઉપસ્થિતિ તે શ્રુતજ્ઞાન છે. અલબત, વચ્ચે અવગ્રહ ઇહારૂપ મતિજ્ઞાનનો વ્યાપાર છે. પણ તે તો હોવું જોઇએ કેમકે શ્રુતજ્ઞાન મતિજ્ઞાનપૂર્વકજ હોય છે. અહિં નિષેધ માત્ર સ્વતંત્ર મતિજ્ઞાનનોજ સમજવો.

## ઉપસંહાર.

ગુરૂ—હે જીજ્ઞાસો! આંહિ સુધી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો કેવી કેવી રીતે કયે કયે સ્થળે ભેદ પડે છે તે સમજાવ્યું. ટુંકામાં, વૈશેષિક અને ન્યાયદર્શનમાં પ્રત્યક્ષ પ્રમાણનો

જે વિષય દર્શાવ્યો છે તેજ વિષય મતિજ્ઞાનનો છે, અને જે શબ્દપ્રમાણનો વિષય છે તે શ્રુતજ્ઞાનનો વિષય છે. તે દર્શનમાં ચાક્ષુષ, સ્પાર્શન, ઘ્રાણજ, રાસન, શ્રાવણ, અને માનસ એમ છ પ્રકારનું પ્રત્યક્ષ દર્શાવ્યું છે. તેજ છ ભેદ મતિજ્ઞાનના પાંચ ઇંદ્રિયો અને છઠા મનથી બતાવવામાં આવ્યા છે. તફાવત એ છે કે, જૈનદર્શનનું પ્રમાણ જ્ઞાનસ્વરૂપ છે, ત્યારે તેનું પ્રમાણ ઇંદ્રિયસ્વરૂપ છે. જૈનદર્શન આ જ્ઞાનને વાસ્તવિક પ્રત્યક્ષ નહી પણ સાંવ્યવહારિક પ્રત્યક્ષ ખરી રીતે પરોક્ષ તરીકે ઓળખાવે છે ત્યારે તે દર્શનો આને પ્રત્યક્ષ કહે છે. ન્યાયદર્શનના પ્રત્યક્ષ પ્રમાણને સાંવ્યવહારિક પ્રત્યક્ષ કે પરોક્ષ તરીકે કહીયે અને તે જ્ઞાનસ્વરૂપ માનીયે તેમજ તેમાં સ્મૃતિનો ઉમેરો કરીયે તો જૈનદર્શનના મતિજ્ઞાનના ૨૮ ભેદમાં પૂરેપૂરી રીતે તેનો સમાવેશ થઇ જાય. તેમજ ન્યાયના શબ્દપ્રમાણનો દ્રવ્યશ્રુતમાં અને શાબ્દબોધરૂપ પ્રમાનો ભાવશ્રુતમાં સમાવેશ થઈ જાય. હે ભદ્ર! હું ધારૂં છું કે આ વિષયને વધારે લંબાવતાં હવે તારી બુદ્ધિને થાક લાગતો હશે માટે આજે આંહિજ પૂર્ણાહુતિ કરીએ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# લેખ ૯મો.

## નય–વિચારણા.

( ૧૯૧૨ અકટોબરના કોન્ફરન્સ હેરલ્ડમાં પ્રગટ થયેલ )

अस्ति खलु जिनेन्द्रवाणीविलासविलसितनयवादस्य किमप्युच्चरहस्यम् । न केवलं तस्य शास्त्रीयगूढवचनाशयपरिस्फोटन एवोपयोगः; अपित्वात्मीयोन्नत्याविनाभाविसाम्यभावोद्भवतत्स्थिरीकरणतत्परिवर्द्धनेष्वेवाप्यतीवोपयोगः ।

## प्रयोजनम्.

साम्यभावमूलशैथिल्यकारको हि विचारभेदः। सामान्यतोऽयं नियमो दृश्यते यत् स्वस्वमनसि ये ये विचाराः समुद्भवन्ति, यद्वा स्वयं सिद्धान्तत्वेन यद्यत्स्वीकरोति, तमेव स्वसंमतं सिद्धान्त परान् ग्राहयितुमभिलषति प्रयततेच । परे यदि स्वीयसिद्धान्त गतमिमं विचारं विरुद्धमन्यादिग्गामिनं वा मत्वा न स्वीकुर्युस्तर्हि भवति पूर्वपक्षिणो मनसि विषाद आग्रहश्च । ततश्च यदा प्रयतते तैः सह वितण्डादिना विवदितुं, तदा परेषामपि भवति यया कयापि विधया वादे जिगीषेति । ततः प्रवृत्ते वादे परस्परं नश्यति साम्यभावः

अत्र भिन्नदिग्गामिनोरपि विचारयोरस्ति कयाचिद्दृष्ट्या परस्परं सायुज्यं, सामीप्यं सहचारित्वञ्च । तद्दर्शकं विरोधापहारकं स्याद्यदि किञ्चित्तत्त्वं तर्हि स जैनानां नयवादः । किं तत्स्वरूपं कथं च तेषां विरोधपरिहारकत्वमिति स्यात्केषाञ्चिज्जिज्ञासा, ततः किञ्चित्तत्स्वरूपं दर्श्यते.

# नयसामान्यस्वरूपम्.

नयलक्षणं च ग्रन्थभेदेन पृथक् पृथग् दृश्यते । कुत्रचित् "नानास्वभावेभ्यो व्यावृत्त्यैकस्मिन् स्वभावे वस्तु नयः" (१) तथा प्रमाणेन संगृहीतार्थैकांशो नयः (२) ज्ञातुरभिप्रायः श्रुतविकल्पो वा नयः (३) अनुयोगद्वारवृत्तौ तु सर्वत्रानन्तधर्माध्यासिते वस्तुनि एकांशग्राहको बोधो नयः (४) नयोपदेशेच-सत्त्वासत्त्वाद्युपेतार्थेष्वपेक्षावचनं नयः (५) एवंच पञ्चपरिपाट्यामापाततो नयलक्षणानां भेदो यद्यपि प्रतीयते, तथाप्याशये नास्ति भेदः । सर्वत्रापि नीयतेऽनेकधर्मात्मकं वस्त्वंशेन परिछिद्यते येनेति व्युत्पत्त्याश्रयेण भेदाप्रतीतेः प्रथमलक्षणे नानास्वभावेभ्यो व्यावृत्त्यैकस्वभावे वस्तुनोऽस्तित्वं न कालत्रयेऽपि वस्तुत सम्भवति । किन्त्वपेक्षापरपर्यायेऽभिप्रायएव सम्भवति । ततोऽनेकस्वभावविशिष्टे वस्तुन्यन्यधर्मापेक्षणरूपगौणभावेनैकस्वभावमुख्यभावेन वस्तुनिरूपणे प्रायोऽभिप्रायइति । तत्रैव प्रथमलक्षणपर्यवसितिः । एवं योऽयमेकस्याभिप्रायोऽन्येषां वचनद्वारा बोधद्वारैव वा प्रतीयते तदपेक्षाप्रतिपादकं वचनं तद्ग्राहको बोधो नय इत्यभिप्रायेणान्येषामपि लक्षणानामर्थैक्यएव तात्पर्यम् । उदाहरणम्—कश्चिद्वदेत् जलंनित्यम् " अत्र यदि नयानभिज्ञोऽन्यदार्शनिकःस्यात्कश्चित्तदेतद्वचनं मिथ्यैवेतिवदेत् कुतः? प्रत्यक्षतो विलीयमानस्य शुष्यमाणस्य विनश्वरस्य जलस्योपलब्धत्वात्, परन्तु यदि तत्र जैननयमार्गाभिज्ञः कश्चित्स्यात्तदा स इत्थं विवेचयिष्यति यज्जलं द्रव्यपर्यायात्मकं यद्बोत्पादव्ययध्रौव्यात्मकं तस्यात्युष्णतायोगेन बाष्पभावे बाष्परूपेणोत्पादः, प्रवाहितारूपेण व्ययः, पुद्गलद्रव्यरूपेण अभिद्रवजन । ( हाइड्रोजन ) । रूपेण ओषजन ( ओक्सीजन ) । रूपेण वा ध्रौव्यम् यद्वा शैत्यत्यागेन

घनभावे, घनभावेनोत्पादादिः तथा च जलस्य शुष्यमाणत्वादिना ऽवस्थान्तरप्राप्तिः, न सर्वथा नाश इत्यतो न जलं सर्वथाऽनित्यं नापि सर्वथा नित्यं किन्त्वापेक्षिकमुभयमपि नित्यत्वमनित्यत्वं चास्ति जलं नित्यमिति निरवधारणं वाक्यं न मिथ्या, ध्रौव्याभिप्रायेण जले नित्यत्वपरिच्छेदस्य यथार्थत्वात् एवं यदा कश्चिज्जलमनित्यमिति वदेत् तदापि तद्वाक्यस्य पर्यायाभिप्रायेणोत्पादव्ययांशाभिप्रायेण वा, जलेऽनित्यत्वस्य यथार्थतयोपपन्नत्वेन नानार्थावगाहित्वमिति स नयद्वयावगाही पुरुषः परस्परविरुद्धावपि धर्मौ नयपरिशीलिताभिप्रायव्यवस्थयैकत्र समाविश्य नयवादस्येत्थं विरोधपरिहारकत्वं दर्शयेत्.

तदुक्तं-पञ्चाशति —शार्दूलविक्रीडितम् ॥

निःशेषांशजुषां प्रमाणविषयीभूयं समासेदुषां ।
वस्तूनां नियतांशकल्पनपराः सप्त श्रुतासंगिनः ॥
औदासीन्यपरायणास्तदपरे चांशे भवेयुर्नय —
श्चेदेकान्तकलङ्कपङ्ककलुषास्ते स्युस्तदा दुर्नयाः ॥

तथैव—

## शिखरिणी वृत्तम्.

अहो चित्रं चित्रं तव चरितमेतन्मुनिपते ! ।
स्वकीयानामेषां विविधविषयव्यापिवदिनाम् ॥
विपक्षापेक्षाणां कथयसि नयानां सुनयतां ।
विपक्षक्षेप्तृणां पुनरिह विभो ! दुष्टनयताम् ॥ २ ॥ इति

अत्र यद्यनित्यत्वादिधर्मपरिक्षेपणनिरपेक्षं नित्यत्वं नित्यत्वादिपरिहारेण वा केवलमनित्यत्वं स्थापयितुमभिप्रैति तर्हि स दुष्टनयो नयाभासो वा निगद्यते । अयमैकान्तिकः पक्षो मिथ्या परिगण्यते

तथाच दर्शनान्तरीयाभिमतसिद्धान्तानामपि कमप्यर्थमपेक्ष्य सत्यत्वेन स्वीकारो जैनदृष्ट्या नानुचितः तदुक्तं-नयोपदेशे.

बौद्धादिदृष्टयोऽप्यत्र । वस्तुस्पर्शेन नाप्रमाः
उद्देश्यसाधने रत्न-प्रभायां रत्नबुद्धिवत् ॥ १ ॥

तथाच-बौद्धाभिमतक्षणिकवादस्य कथंचिदुद्देश्यसाधकत्वेनांशिकसत्यतया ऋजुसूत्रनयपर्यवसायित्वेन वेदान्ताभिमताऽभेदवादस्याद्वैतवादस्य वा विशुद्धसंग्रहकोटयन्तर्गतत्वेन सांख्य सम्मतप्रकृतिपुरुषवादस्याऽशुद्धव्यवहारनयान्तर्भावेन वैशेषिक नैयायिकयोश्च सामान्यविशेषोभयाभिप्रायात्मकनैगमनयमर्यादा वर्तित्वेन चार्वाकस्यापि लौकिकव्यवहारशालित्वेन वा सकल नयसमुदायस्य प्रमाणत्वमभ्युपगच्छता जैनदर्शनेन संगृहीतान्येव सकलदर्शनानि । दर्शनान्तराण्यैकान्तिकतया स्वभिन्नदर्शनपरिक्षेपेण स्वकीयसत्यत्वं समर्थयन्त्येतदेव तेषां दुष्टनयत्वं नयाभासत्वं वा । जैनदर्शनं तु दर्शनान्तराभिमतसिद्धान्तानामपेक्षितार्थपरिपूर्णार्थत्वेन नयरूपतया तेषामसत्यत्वं स्वीकृत्य नयसमूहस्य प्रमाणत्वं स्वीकरोति तदुक्तम्-नमिजिनस्तुतिप्रसंगे श्रीमदानन्दघनजिता

जिनसुर पादप पाय वखाणुं, सांख्य जोग दोयभेदरे ।
आत्मसत्ता विवरण करतां, लहो दुग अंग अखेदरे ।
षट्दर्शन जिनअंग भणीजे ॥ ( १ )

भेदअभेद सुगत मीमांसक, जिनवर दोय करभारीरे
लोकालोक अवलंबन भजीये, गुरुगमथी अवधारीरे
षट्० ॥ ( २ )

लोकायतिक कुंख जिनवरनी, अंश विचार जो कीजेरे
तत्त्वविचार सुधारस धारा, गुरुगम विण किम पीजेरे
षट्० (३) इति॥

नच प्रमाणैकांशस्य नयस्याप्रमाणत्वमाशंकनीयम् । अंशरूपस्यापि तस्य वस्त्वंशे यथार्थपरिच्छेदकत्वात् । नापि तदेव प्रमाणं प्रमाणांशत्वेन तस्याभ्युपगन्तव्यत्वात् तदुक्तं नयोपदेशे.

न समुद्रोऽसमुद्रोवा । समुद्रांशो यथोच्यते ॥ नाप्रमाणं प्रमाणं वा । प्रमाणांशस्तथा नयः ॥ १ ॥ इति.

## ॥ उपसंहारः ॥

इत्थंच नयवादस्य वस्त्वंशपरिच्छेदकत्वशैल्यां विरोधपरिहारक बीजगर्भितत्वेन "आसंवरो य सेयंबरो य । बुद्धोवा अहव अन्नो वा ॥ समभावभाविअप्पा । लहइ मुक्खं न संदेहो, ॥ मित्ती मे सव्व भूएसु, वेर मज्झं न केणइ' इत्यादिप्रचुरप्रमाणसद्भावेन चावश्यमेव जैनसमाजेन मध्यस्थदृष्टिदृढमूले स्थातव्यम् । तथाप्याश्चर्यमास्ति यत्साम्यभावो वा मध्यस्थभावस्त्वास्तां दूरे परन्तु स्वकीयैःसह बन्धुभावस्यापि दौर्लभ्यम. समुल्लसन्तिच परस्पराक्षेपविरोधक्लेशभावस्योग्रतरं साम्राज्यं. न जानेऽयं प्रभावः किं हुण्डावसर्पिणीकालस्य कदाग्रहाभिमानरूपमोहमहीपालस्य गच्छीयक्रियाविशेषार्पितमूलोद्देशत्वेन निविडरागद्वेषाभिहतचित्तमुनिचक्रवालस्य वा ? अस्तु कथमपि. तथाप्याशास्महे यद्वचनविरोधोपशामकस्योचरहस्यवन्नयवादस्य जैनसमाजे कार्यप्रवर्तनरूपतया भवेत् पुनरुज्जीवनम् स एवास्माकं भाव्युद्धारमार्गः सन्मतिप्रयोजको भ्रातृभावप्रचारकश्रेयःसाधकश्च इत्यलं विस्तरेण

ॐ शान्तिः शान्तिः शान्तिः

# ઉપરના સંસ્કૃત લેખનો ભાવાર્થ.

જીનેંદ્ર ભગવાનની વાણીના વિલાસમાં સ્ફુરાયમાન થતા નયવાદનું ખરેખર કંઇ પણ ઉચ્ચ રહસ્ય છે. નયવાદની ઉપયોગિતા કેવળ શાસ્ત્રના ગુપ્તવચનોનો આશય પ્રકટ કરવામાંજ નથી, કિન્તુ આત્મિક ઉન્નતિ કરવામાં જરૂરનું સાધન જે સામ્યભાવ તેને ઉત્પન્ન કરવામાં સ્થિર કરવામાં અને તેની વૃદ્ધિ કરવામાં પણ તેની અત્યંત ઉપયોગિતા છે.

## નયવાદનું પ્રયોજન.

સાધારણ રીતે સમાનભાવના પાયાને શિથિલ કરનાર વિચારભેદ—મતભેદ છે. આ એક સાર્વત્રિક સાધારણ નિયમ છે કે, દરેક માણસ પોતે જે વિચારો કરે અથવા પોતે જેને સિદ્ધાંત તરીકે સ્વીકારે, તેજ પોતાનો માનેલો સિદ્ધાંત બીજાને મનાવવાને ઇચ્છે છે અને તેવો પ્રયત્ન કરે છે. બીજાઓ તે સિદ્ધાંતને પોતાના સિદ્ધાંતથી ઉલટી દિશામાં જતાં વિરૂદ્ધ માની કદાચ ન સ્વીકારે તો પહેલાના મનમાં ખેદ ઉત્પન્ન થાય છે; એટલુંજ નહિ પણ એક જાતનો તેને આગ્રહ–હઠ પેદા થાય છે. આંહિથી બન્ને જણ વચ્ચે કે બે પાર્ટિ વચ્ચે વાદવિવાદ–વચનયુદ્ધ ચાલવા માંડે છે. પહેલાની માફક બીજાના મનમાં પણ દુરાગ્રહ બંધાય છે તેથી પરસ્પર કલેશની વૃદ્ધિ થતાં સમાનભાવનો પાયો નષ્ટ થાય છે. આ પ્રસંગે જુદી જુદી દિશામાં જતા વિચારોને પણ કોઇ એક દૃષ્ટિથી યોજવામાં આવે, તે બન્ને વિચારોમાં સમીપતા દર્શાવવામાં આવે અને અમુક અપેક્ષાથી બન્નેની ઉપયોગિતા જણાવવામાં આવે તો કદાચ કલેશવૃત્તિને અટકવાનો વખત આવે. સામસામેના વિચારોની

વિરૂદ્ધતા દૂર કરનાર અને સત્ય સ્થિતિ દર્શાવનાર જે દૃષ્ટિ છે તેજ નય કહેવાય છે. તે નયવાદ જો કોઇ પણ ધર્મમાં હોય તો તે માત્ર જૈન ધર્મજ છે. તે નયોનું શું સ્વરૂપ છે અને કેવી રીતે તે વિરોધનો પરિહાર કરે છે, તે જાણવાની આકાંક્ષા થાય એ સ્વાભાવિક છે. તેથી તેનું સ્વરૂપ આ સ્થળે કંઇક બતાવવું આવશ્યક જણાય છે.

## નય-સ્વરૂપ.

જો કે સામાન્ય નયનું લક્ષણ તેમજ વિશેષ નયોનાં લક્ષણો જુદાં જુદાં પુસ્તકોમાં જુદી જુદી રીતે દર્શાવ્યાં છે.

કોઇ પુસ્તકમાં **नानास्वभावेभ्यो व्यावृत्त्यैकस्मिन् स्वभावे वस्तु नयः**—અર્થાત્ "અનેક સ્વભાવોમાંથી વ્યાવર્તન કરી એક સ્વભાવમાં અવસ્થિત થયેલી વસ્તુ તેજ નય" એમ નયનું લક્ષણ બતાવ્યું છે. ત્યારે બીજા પુસ્તકમાં " **प्रमाणेन संगृहीतार्थैकांशो नयः**—અર્થાત્ પ્રમાણથી સંગ્રહ કરેલ પદાર્થનો એક અંશ તે નય " એમ કહ્યું છે ત્રીજે ઠેકાણે વળી " **ज्ञातुरभिप्रायः श्रुतविकल्पो वा नयः**—અર્થાત્, જાણનારનો આશય-અભિપ્રાય અથવા શ્રુત વિકલ્પ તેજ નય " એમ નયનું લક્ષણ જણાવ્યું છે. અનુયોગદ્વારસૂત્રની વૃત્તિમાં તો આ પ્રમાણે નયનું લક્ષણ છે. " **सर्वत्रानन्तधर्माध्यासिते वस्तुनि एकांशग्राहको बोधो नयः**—અર્થાત્ અનંત ધર્મના અધ્યાસવાળી વસ્તુમાં બીજા અંશોની ઉપેક્ષા કરી માત્ર એક અંશને ગ્રહણ કરવાવાળો જે બોધ તે નય. " નયોપદેશ નામના ગ્રંથમાં " **सत्त्वासत्त्वाद्युपेतार्थेष्वपेक्षावचनं नयः**—અર્થાત્ અસ્તિત્વ, નાસ્તિત્વ આદિ ધર્મયુક્ત પદાર્થોનું અમુક અપેક્ષાથી વર્ણન કરવું તે નય. "

ઉપર બતાવેલ પાંચ લક્ષણોની પરિપાટીમાં દેખીતી રીતે જો કે ભિન્નતા જણાય છે તો પણ તે દરેકના આશયમાં ભેદ નથી. અનેક ધર્માત્મક વસ્તુનો એક અંશથી પરિચ્છેદ જેથી થાય તે નય. "**नीयते परिच्छिद्यतेऽनेनेति नयः**" આ વ્યુત્પત્તિના આશ્રયથી નીકળતા અર્થમાં ઉક્ત પાંચે લક્ષણોની ઘટના થઇ જાય છે; કેમકે પ્રથમ લક્ષણમાં એક વસ્તુને તેના બીજા સ્વભાવોથી નિવૃત્ત કરી એક સ્વભાવમાં વ્યવસ્થિત કરવાનું જે કહ્યું છે, તે ખરી રીતે તેમ થવું ત્રણ કાળમાં પણ સંભવિત નથી, કિન્તુ તે વસ્તુનો નિર્ણય કરનાર માણસના અભિપ્રાયમાં કે અપેક્ષામાંજ વ્યાવૃત્તિ કે અન્વયાવૃત્તિ સંભવિત છે. એટલા માટે અનેક સ્વભાવવાળી વસ્તુમાં અન્ય ધર્મોની ઉપેક્ષા કરી એક સ્વભાવની મુખ્યતાથી તે વસ્તુનું નિરૂપણ કરવામાં વક્તા કે જ્ઞાતાનો જે અભિપ્રાય તેમાંજ પ્રથમ લક્ષણ પર્યવસિત થાય છે. એવીજ રીતે એક માણસનો અભિપ્રાય બીજો માણસ વચન મારફત કે બોધ મારફતજ જાણી શકે એટલા માટે અભિપ્રાય દર્શાવનાર વચન અને બોધને પણ નય કહી શકાય એવા અભિપ્રાયથી બંધાયલા લક્ષણો જુદાં જુદાં હોવા છતાં અર્થમાં ભિન્નતા નથી. સર્વની તાત્પર્યમાં એકતાજ છે.

નયવાદ કેવી રીતે વિરોધનો પરિહાર કરે છે તેનું એક ઉદાહરણ આંહિ આપીયે. કોઇ એક માણસે કહ્યું કે "**जलं नित्यम्** અર્થાત્ પાણી નિત્ય છે." આંહિ નયના માર્ગને ન જાણનાર એમજ બોલી ઉઠશે કે "પાણી તો પ્રત્યક્ષ શોષાતું નષ્ટ થતું ઉડી જતું દેખાય છે, તેને નિત્ય કેવી રીતે કહી શકાય ? નિત્ય કહેનાર માણસ જુઠો છે." પરંતુ નયમાર્ગમાં કુશલ થયેલો માણસ તેનું વિવેચન એવી

રીત કરશે કે जलं नित्यं—એ વાક્યમાં જલ દ્રવ્ય અને પર્યાયરૂપ છે. જલ જે પરમાણુઓનું બનેલું છે તે એક પુદ્ગલ દ્રવ્ય છે. તેની અમુક આકારમાં સ્થિતિ તે જલનો પર્યાય છે. ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય એ દ્રવ્યનું સ્વરૂપ છે. પાણીને ગરમી લાગતાં વરાળ થાય છે, ત્યારે વરાળરૂપે પાણીની ઉત્પત્તિ થઇ, વરાળ થતાં પ્રવાહિતાનો નાશ થયો એટલે પ્રવાહ રૂપે પાણીનો વ્યય થયો અને પુદ્ગલ દ્રવ્ય રૂપે અથવા હાઇડ્રોજન અને ઑકસીજન રૂપે તેનું ધ્રૌવ્ય—નિશ્ચલપણું છે. અથવા ઠંડી લાગતાં પાણીનું બરફ જામી જાય છે ત્યારે ઘન-નક્કર રૂપે ઉત્પાદ પ્રવાહરૂપે નાશ-વ્યય અને દ્રવ્ય રૂપે નિશ્ચલપણું છે. આ પ્રમાણે પાણી શોષાઇ જાય કે જામીને બરફરૂપ થઇ જાય ત્યારે દેખીતી રીતે પાણી નષ્ટ થયું એમ દેખાવા છતાં પણ પાણીનો નાશ થતો નથી. પણ અવસ્થાંતર થાય છે એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં ગયું એમ કહી શકાય. આ ઉપરથી એ વાત સિદ્ધ થઇ કે, પાણી સર્વથા નિત્ય નથી તેમ સર્વથા અનિત્ય પણ નથી. એક અપેક્ષાયે નિત્ય છે ત્યારે બીજી અપેક્ષાયે અનિત્ય પણ છે. ધ્રૌવ્ય અંશના ઉપર લક્ષ આપીએ ત્યારે તો દ્રવ્યરૂપે પાણિ નિત્ય છે અને ઉત્પાદ વ્યયરૂપ પર્યાય અંશ ઉપર નજર નાખીએ તો પર્યાય રૂપે પાણિ અનિત્ય છે. આમ એકજ પદાર્થમાં પરસ્પર વિરૂદ્ધ જે નિત્યત્વ અને અનિત્યત્વ તેનો અપેક્ષાભેદથી એકત્ર સમાવેશ કરી દેવા એ નયવાદની ખુબી છે. કેમકે તેમ કરવાથી વિચારભેદ કે મતભેદનો પરિહાર સહેલાઇથી થઇ શકે છે. પંચાશકમાં કહ્યું છે કે,

## शार्दूलविक्रीडितं—

निःशेषांशजुषां प्रमाणविषयीभूयं समासेदुषां ।
वस्तूनां नियतांशकल्पनपराः सप्त श्रुतासंगिनः ॥
औदासीन्यपरायणास्तदपरे चांशे भवेयुर्नया—
श्चेदेकान्तकलङ्कपङ्ककलुषास्ते स्युस्तदा दुर्नयाः ॥ १ ॥

તેમજ—

## शिखरिणी.

अहो ! चित्र चित्रं तव चरितमेतन्मुनिपते ! ।
स्वकीयानामेषां विविधविषयव्यापिवशिनाम् ॥
विपक्षापेक्षाणां कथयसि नयानां सुनयतां
विपक्षक्षेप्तॄणां पुनरिह विभो दुष्टनयताम् ॥ २ ॥

અર્થ:—સમગ્ર અંશવાળી પ્રમાણગ્રાહ્ય વસ્તુઓના અમુક અંશોને ગ્રહણ કરનારા બીજા અંશોમાં ઔદાસીન્ય પકડનારા શ્રુતનો આસંગ કરનારા સાત નયો છે. તે નયો જો એકાંત કલંકરૂપ કાદવથી કલુષિત થાય તો તેજ દુર્નય બને છે. (૧)

તીર્થંકરની સ્તુતિ કરતાં આચાર્ય કહે છે કે, "હે મુનિપતે! તમારૂં ચરિત્ર આશ્ચર્યકારક બનાવોથી ભરેલું છે, કેમકે વિવિધ વિષયમાં વ્યાપ્ત થયેલ પોતાના નયો પણ જો વિપક્ષની અપેક્ષા રાખે તો તેને તમે સુનય કહો છો અને જો તે વિપક્ષનો તિરસ્કાર કરે તો તેને દુષ્ટ નય કહો છો. અર્થાત્ તમારા નય માર્ગમાં સ્વપક્ષની પેઠે વિપક્ષને પણ સ્થાન મળે છે.

પ્રકૃત દૃષ્ટાંતમાં પાણીમાં નિત્યત્વ અને અનિત્યત્વ બંને અંશો છે. તેમાં અનિત્યત્વનો તિરસ્કાર કરી કેવલ નિત્યત્વનુંજ સ્થા-

પન કરવામાં આવે કે નિત્યત્વનો પરિહાર કરી અનિત્યત્વનું સ્થાપન કરવામાં આવે તો તે દુષ્ટ નય અથવા નયાભાસ કહેવાય.

આ એકાંતિકવાદ કે એકાંતપક્ષ મિથ્યાવાદી ગણાય. આ પ્રમાણે બીજા દર્શનોયે માનેલા સિદ્ધાંતોને પણ કોઇ અપેક્ષાયે સાપેક્ષ સત્યરૂપે જૈનદૃષ્ટિ સ્વીકારે એ અનુચિત નથી. નયોપદેશમાં કહ્યું છે કે,

## अनुष्टुप्

**बौद्धादिदृष्टयोप्यत्र । वस्तुस्पर्शेन नाप्रमाः ॥**

**उद्देश्यसाधने रत्न—प्रभायां रत्नबुद्धिवत् ॥ १ ॥**

અર્થઃ—રત્નની પ્રભામાં રત્નબુદ્ધિ ભ્રાન્તિરૂપ હોવા છતાં પણ ઉદ્દેશ સાધી શકે છે, રત્નની પ્રાપ્તિ કરાવે છે. એવી રીતે બૌદ્ધાદિક દર્શનો પણ કંઇક અંશે વસ્તુનો સ્પર્શ કરાવતા હોવાથી અપ્રમારૂપ નથી; બૌદ્ધે માનેલો ક્ષણિકવાદ કોઇ અપેક્ષાએ ઉદ્દેશ સાધક હોવાથી આંશિક સત્યરૂપે ઋજુસૂત્ર નયમાં પર્યવસાન પામે છે. વેદાન્તનો અભેદવાદ અથવા અદ્વૈતવાદ શુદ્ધ સંગ્રહ નયમાં, સાંખ્યનો પ્રકૃતિપુરૂષવાદ અશુદ્ધવ્યવહારનયમાં, વૈશિષિક અને નૈયાયિકનો સામાન્ય વિશેષ ઉભયગ્રાહી નૈગમનયમાં અને ચાર્વાકનો વ્યવહાર નયમાં પર્યવસાન થાય છે નય સમુદાયને પ્રમાણરૂપે સ્વીકારતાં જૈન દર્શન સમગ્ર નયોનો સંગ્રહ કરે છે. બીજાં દર્શનો પોતા સિવાયના દર્શનનો તિરસ્કાર કરી પોતાનીજ એકાન્તપણે સત્યતાનું સમર્થન કરે છે. એજ તેમનો દોષ છે, અને તેથીજ જૈનદર્શન તેમને દુષ્ટનય અથવા નયાભાસરૂપે સ્વીકારે છે.

જૈન દર્શન બીજા દર્શનોના સિદ્ધાંતોમાં પણ નયદૃષ્ટિથી અથવા અપેક્ષાવાદથી સત્ય અંશને શોધી લઇ નયોના સમૂહને પ્રમાણરૂપે સ્વીકારે છે. આ બીના આનંદઘનજીએ કરેલી નમિજીનની સ્તુતિમાં પ્રતીત થાય છે. તે આ પ્રમાણે છે.

જીન સુરપાદપ પાય વખાણું, સાંખ્ય જોગ દોય ભેદે રે;
આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે.
ષટ્ દર્શન જીન અંગ ભણીજે—૧

ભેદ અભેદ સુગત મીમાંસક, જીનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજીયે, ગુરૂગમથી અવધારી રે.
ષટ્—૨

લોકાયતિક કુંખ જીનવરની, અંશ વિચાર જો કીજે રે;
તત્ત્વવિચારસુધારસધારા, ગુરૂ ગમ વિણ કેમ પીજે રે.
ષટ્—૩

પ્રમાણનો એક અંશ નય અપ્રમાણ રૂપ છે એમ શંકા ન કરવી કેમકે અંશ રૂપ નય પણ વસ્તુના એક અંશનું યથાર્થ પણે નિરૂપણ કરે છે. તેમ તે પ્રમાણનો એક અંશ હોવાથી પ્રમાણ રૂપ પણ નથી. નયોપદેશમાં કહ્યું છે કે,

## अनुष्टुप्

**न समुद्रोऽसमुद्रो वा । समुद्रांशो यथोच्यते ॥**
**नाप्रमाणं प्रमाणं वा । प्रमाणांशस्तथा नयः ॥ १ ॥**

અર્થ:—સમુદ્રમાંથી ભરેલોપાણીનો ઘડો સમુદ્ર ન કહેવાય તેમ અસમુદ્ર પણ ન કહેવાય; તેમ પ્રમાણનો એક અંશ નય પ્રમાણ ન કહેવાય તેમ અપ્રમાણ પણ ન કહેવાય.

## ઉપસંહાર.

આવી રીતે વસ્તુના અંશનો પરિચ્છેદ કરનાર નયવાદની શૈલીમાં વિરોધને પરિહાર કરનારી દૃષ્ટિના બીજકનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. એટલુંજ નહિ પણ—

"आसंयरो य सेयंबरो य । बुद्धो वा अहव अन्नो वा ॥
समभाव भावियप्पा । लहइ मुक्खं न संदेहो" ॥
"मित्ती मे सव्वभूएसु, वेरमज्झं न केणइ"

આવાં સમભાવપોષક અનેક વચનો પણ વિદ્યમાન છે તે ઉપરથી જણાશે કે, જૈન દર્શને મધ્યસ્થ ભાવ ઉપર કેટલું જોર આપ્યું છે ! !

આશ્ચર્યકારક એ છે કે, એટલું છતાં પણ જૈન સમાજમાં સામ્યભાવ અને મધ્યસ્થ ભાવ તો દૂર રહ્યા પણ પરસ્પર ભ્રાતૃભાવ પણ દુર્લભ થઇ પડયો છે. વર્તમાનમાં તો એક બીજાના ઉપર આક્ષેપો મુકવા, વિરોધ વધારવો, ક્લેશ ઉત્પન્ન કરવો એનુંજ સામ્રાજ્ય જોસભર ચાલે છે. સમજણ નથી પડતી કે આ પ્રભાવ હુણ્ડાવસર્પિણી કાલનો છે કે કદાગ્રહ અને અભિમાન રૂપ મોહ રાજાનો છે કે ગચ્છની ક્રિયાનેજ સર્વસ્વ માની રાગદ્વેષમાં રચ્યા પચ્યા રહેલા મુનિજનોનો છે ?

ગમે તેમ હો, એટલી તો આપણે આશા રાખી શકીએ કે વચન વિરોધને દબાવનાર ઉચ્ચ રહસ્યવાળા નયવાદનું જૈન-સમાજમાં કાર્યપ્રવર્તનરૂપે પુનરૂજ્જીવન ( ફરીથી ઉત્થાન ) થાય તો ભવિષ્યમાં આપણો ઉદ્ધાર થાય, સદ્‌બુદ્ધિ અને ભ્રાતૃભાવનો પ્રચાર થાય અને તેમ થતાં સર્વનું શ્રેય થાય. किं बहुना

ॐ શાંતિ. શાંતિ. શાંતિ.

# बाललग्न–विषये.

सोरठ.

आर्याः! सम्प्रति भारतसन्ततिः सततं पीड्यते रे,
एतद्बलहरबालविवाहफलं किं नेक्ष्यते रे. ( इदं ध्रुवपदं )
काचित् कुक्षिस्था नश्यन्ती, काचिज्जन्मक्षणे त्रस्यन्ती ;
कष्टेनैव प्रसूतप्रणष्टा दृश्यते रे. आर्या० ॥ १ ॥

जाता साप्याखुपरिमाणा, निःसत्त्वा विकलाङ्गविधाना ;
नानामयपरिग्रस्ता त्रस्ता लोक्यते रे. आर्या० ॥ २ ॥

कापि लम्बोदरकपिवदना, अघटिताखिलशरीरसदना ;
मदनातुरपितृकेयं परिभाव्यते रे आर्या० ॥ ३ ॥

पुनर्बालविवाहे क्षीणे, वीर्येऽपरिपक्के च विशीर्णे ;
यत्किञ्चिदपि प्राप्तं तेजो ग्रस्यते रे. आर्या० ॥ ४ ॥

युवत्वेपि शक्तिविहीना, गच्छन्त्यपि पतन्ती खिन्ना ;
लीना निद्रादेव्यां कालः क्षिप्यते रे आर्या० ॥ ५ ॥

औदासीन्यं वदने भाति, प्रसादो न कदापि विभाति ;
शान्तिलेशो न मनसि यस्या विद्यते रे. आर्या० ॥ ६ ॥

स्वल्पं चेत्परिश्रमं दधाति, चिरं रोगविबाधां याति ;
अधिकाभ्यासे राजयक्ष्मणा तुद्यते रे. आर्या० ॥ ७ ॥

अकाण्डेपि पलितं मुण्डं, तेजोहीनं यस्यास्तुण्डं ;
विना दण्डं पदमपि गन्तुं न शक्यते रे. आर्या० ॥ ८ ॥

प्रातर्वाञ्छति सायं कालं, सायं वाञ्छति प्रातः कालं ;
नाल मेकक्षणेपि मोदेऽतीयते रे. आर्या० ॥ ९ ॥

क्लिष्टः कुर्यात् क्लेशविचारं, द्वेषकदाग्रहवैरप्रचारं ;
पारं नैति नौका तस्य विभज्यते रे. आर्या० ॥ १० ॥

द्रुत पूर्णीकरोति प्रवास, दुःखमयमार्ततयाऽविलास ;
पञ्चाशत्तमवर्षो नैवोल्लंघ्यते रे आर्या० ॥ ११ ॥

पाश्चात्या अद्यापि जीवन्ति, वर्षशताधिकमार्ति स्यन्ति ;
उभयबलं नान्यूनं तेषां श्रूयते रे. आर्या० ॥ १२ ॥

योग्यायोग्यफलं प्रत्यक्ष, दृष्ट्वा सद्यो दत्त्वा लक्ष्यं ;
रक्ष्यं भारतसन्ततिरत्नं न लीयते रे. आर्या० ॥ १३ ॥

## બાળલગ્નથી થતી ખુવારી.

હે આર્યો! વર્તમાન સમયે ભારત સંતતિ-આર્ય પ્રજા જે નિરંતર પીડાય છે, તે તરફ કેમ નજર કરતા નથી? તે ખુવારી કરનાર બીજું કોઇ નહિ પણ બલને હરનાર બાલ લગ્નજ છે અને તેનુંજ તે ફલ છે બાળલગ્નથી ઉત્પન્ન થતી પ્રજામાં કોઇક તો ગર્ભમાં ને ગર્ભમાંજ નાશ પામે છે, કોઇ જન્મતી વખતે મહા ત્રાસ પામી ઘણે કષ્ટે જન્મે છે અથવા જન્મીને મરી જાય છે. (૧)

જે જન્મે છે, તે પણ સત્ત્વ વગરના, પરિમાણમાં ઉંદર જેવડા, અંગે ઉપાંગે હીન હોય છે. જન્મની સાથેજ નાના પ્રકારના રોગોથી ત્રાસ પામતા દેખાય છે. (૨)

કોઇના હાથ પગ બરાબર હોય તો પેટ મ્હોટું હોય છે, કોઇનું મ્હોડું વાંદરા જેવું, કોઇના દાંત બારે નીકળતા કે કોઇક લાંબા હોય છે. સર્વાંગે સુંદર તો કોઇ ભાગ્યેજ હોય છે. હે આર્યો! આ બધું પરિણામ તે બાળકના માબાપની બાલ્યાવસ્થામાં મદનાતુરતાનુંજ છે. (૩)

અધુરામાં પુરૂં વળી સત્ત્વ વગરની તે સંતતિના પણ બાલલગ્ન કરવામાં આવે અને અપરિપકવ વીર્યને નષ્ટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવામાં આવે ત્યારે થોડું ઘણું જે તેજ કે બળ મળ્યું હોય તે પણ ક્ષીણ થઈ જાય છે. ( ૪ )

તેથી તે બાપડા ભર જુવાનીમા પણ શકિત વગરના અને ચાલતાં ચાલતાં જાણે પડી જશે તેવા દેખાય છે. તેમજ આખો દિવસ સુસ્થિમાં કે નિદ્રામાં પડયા પડયા કાલ વ્યતીત કરતા દેખાય છે. ( ૫ )

તેમના મ્હોડા ઉપર તો હમેશ ઉદાસીનતાજ છવાયલી જણાય છે. કોઇ પણ વખતે ખુશનુમાં હુલાસ પામતા તો જોવામાં આવતાજ નથી. મનમાં સ્વસ્થતા કે શાંતિનો તો લેશ પણ દેખાતો નથી ( ૬ )

તેઓ થોડો પણ જો પરિશ્રમ લ્યે છે તો તરત કોઈને કોઇ રોગનો ઉપદ્રવ થઇ આવે છે અને મગજમારી થાય તેવી રીતે શાસ્ત્રનો અભ્યાસ કરવો પડે તો તુરત તેઓના શરીરમાં ક્ષય જેવા ભયંકર રોગો પ્રકટી નિકળે છે ( ૭ )

ઘડપણ આવ્યા પ્હેલાંજ વાળ કાળાના ધોળા થઇ જાય છે, મુખનું નૂર–તેજ ઉડી જાય છે અને પગમાંથી ચેતન ચાલ્યું જાય છે એટલે લાકડી વગર એક પગલું પણ ભરી શકાતું નથી. ( ૮ )

ખરેખર, તેઓની જુવાની પણ તેમને કંટાળા રૂપ થઈ પડે છે. સવાર પડે ત્યારે સાંઝની રાહ જોવાય છે અને સાંઝ પડે તો સવાર કયારે થાય તેની રાહ જોવાય છે. દિવસ અને રાતમાં સંપૂર્ણ એક ક્ષણ પણ તેઓનો આનંદમાં પસાર થતો નથી. ( ૯ )

આવી ક્લિષ્ટવૃત્તિમાં તેઓના મનમાં વિચારો પણ ક્લિષ્ટજ ઉત્પન્ન થાય છે. ઝેર વેર અને કદાગ્રહની કુત્સિત પ્રવૃત્તિ થાય છે અને તેમાં પણ અલ્પ શકિતને લીધે કોઇ પણ ઇચ્છા પાર ન પડવાથી તેઓની ઇચ્છારૂપ નૌકા કાંઠે પહોંચ્યા વગર વચમાંને વચમાં વિધ્વંસ પામે છે. (૧૦)

આવા અધમ સંયોગોમાં દુઃખ, કલેશ, નિરાશા અને કંટાળામાં થોડા વખતમાંજ તે પોતાનો જીવનપ્રવાસ પૂર્ણ કરે છે. અરે, જુવાનીમાંજ ઘડપણ ભોગવીને પચાશ વરસની ઉમર થતાં તો દુનિયામાં હતા નહુતા થઇ જાય છે. પચાશમું વરસ તો ભાગ્યેજ ઉલ્લંઘી શકાય છે. (૧૧)

શું આ જમાનાનુંજ પરિણામ છે! નહી. નહી. જમાનો તો યુરોપ અમેરિકામાં પણ આ ને આજ છે. ચાલુ જમાનામાં પણ ત્યાંના લોકો સો સો વરસનું આયુષ્ય ભોગવે છે સો વરસની ઉમરે પણ તેઓ જુવાન જેવા દેખાય છે. અરતિ અને કંટાળા વગર આનંદમાં જીવન પસાર કરે છે અને શરીર તેમજ મન એ બેમાંનું એક બલ પણ ક્ષીણ થતું નથી અર્થાત્ એશી કે સો વરસની ઉમરે પણ શરીર અને મનોબળમાં પુરા જણાય છે આ બધાનું કારણ શું? કારણ એજ કે તેઓ બાળવયમાં પરણતા નથી. (૧૨)

હે આર્યો! આ મુકાબલામાં યોગ્ય અને અયોગ્ય લગ્નનું સારૂં અને ખરાબ ફલ પ્રત્યક્ષ રીતે જોવામાં આવ્યું હશે? ખાત્રી થઇ ન હોય, તો હજુ ખાત્રી કરી લ્યો, કે ખાત્રી કરીને હવે તુરત આ વિષય ઉપર લક્ષ આપો, અને ભવિષ્યમાં ભારત પ્રજા તેવી ક્ષીણ ન થાય ત્હમારી સંતતિ નબલી ન થાય તેટલા માટે બાલ-લગ્નની પદ્ધતિને અટકાવી ત્હમારી સંતતિ રૂપ રત્નનું રક્ષણ કરો. (૧૩) सुज्ञेषु किं बहुना.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# कन्याविक्रयविषये.

( मथुराना वासी एवा न बनीयेजी. ए–राग. )

दुःखहारी सुखकारी मम तात रे,
तव चरणे शरणाभिलाषा–कारिणी बालाहम्. (इति ध्रुवपदं )

ललितां लतिकां माला–कारो निहन्ति नो ;
आश्रायेत्तरुशाखां. मम० ॥ १ ॥

मालिनिर्मिता माला, नृपकण्ठधार्यास्ति ;
यत्रकुत्राप्यक्षेपणीया. मम० ॥ २ ॥

कन्यां विक्रेतुमिच्छेद्–राक्षसो नरो नायं ;
पुत्रीरक्तार्थी महापापी. मम० ॥ ३ ॥

कन्यावित्तेन क्रीतं, भोजनं भवेन्मांसं ;
कथितं विष्ठाया अप्यनिष्टं । मम० ॥ ४ ॥

माता न कालिकेयं, पिता प्रेतरूपोस्ति ;
अन्यथा न पुत्रीमांसं वाञ्छेत् । मम० ॥ ५ ॥

वित्तार्थी कन्याचित्तं, प्रेक्षते न हितं तस्याः ;
अशीतिवर्षाय दत्ते बालां । मम० ॥ ६ ॥

अयुक्तयुगलेन दुःखं, यच्चिरं समायाति ;
तस्या जीवनतो मरणं श्रेयः । मम० ॥ ७ ॥

मदानन्दाहुत्या यदि, वित्तसाधनेहा ते ;
देहि मे गरलं मरणशरणं । मम० ॥ ८ ॥

वृद्धेनोद्वाहे दुःखं, जीवनावधि मे स्यात्;
पातकसहस्रं पुण्यघाति । मम० ॥ ९ ॥

मरणे तु क्षणिकं दुःखं, पुनः शोचनं न स्यात्;
पुत्रीवधमात्रं तव पापं । मम० ॥ १० ॥

तस्माद्विज्ञप्तिरियं, मनसीह धारणीया ;
कर्तव्यो नैव विक्रयो मे । मम० ॥ ११ ॥

## પિતા પ્રત્યે કન્યાની અરજ.

ભાવાર્થઃ—હે પિતા ! મ્હારા દુઃખને દૂર કરી સુખના કરનાર ત્હમેજ છો. ત્હમારા ચરણમાં શરણની આશા રાખનારી હું એક ત્હમારી બાળા છું. આપ જાણતાજ હશો કે એક માળી બગીચામાં ચંપક વગેરેની જે લતાઓને વાવીને ઉછેરે છે, તે મ્હોટી થાય એટલે કાપી નાખતો નથી પણ અમુક ઝાડ ઉપર ચડાવી તેને આશ્રય આપી ઉછેરે છે અને તેનું રક્ષણ કરે છે. ॥ ૧ ॥

કોઈ માળી બગીચામાંથી ગુલાબ વીગેરેના સુંદર ફૂલ વીણી ત્હેની માળા ગુંથે છે તે માળા શું જ્યાં ત્યાં ફેંકી દેવાને માટે છે? નહિજ. તે માળા તો રાજા અથવા મ્હોટા સાહુકાર લોકોના કંઠમાં ધારણ કરવાને યોગ્ય બને છે. ॥ ૨ ॥

હે પિતા! કન્યા એક લતા અથવા માળા છે અને તેનો પિતા તે એક માળી છે. માળીની પેઠે પિતાની પણ ફરજ છે કે તે પોતાની પુત્રીને સુખ શાંતિ પ્રાપ્ત થાય તેવા લાયક વરની સાથે પરણાવે પણ તેમ ન કરતાં જે પિતા પૈસાની લાલચથી પોતાની

પુત્રીને જનાવરની માફક વેચવાને તૈયાર થાય, તે શું માણસ કહિ શકાય ? નહિ, નહિ. તે એક દુષ્ટ રાક્ષસ જ સમજવો. કેમકે રક્ત અને માંસ ભક્ષી રાક્ષસની પેઠે તે પણ પોતાની પુત્રીનું રક્ત પિવાને તૈયાર થાયછે; માટે તે મહાપાપી અધમ રાક્ષસજ કહી શકાય. ॥ ૩ ॥

કન્યાને વેંચી લીધેલા પૈસાનું જે જમણ કરવામાં આવે, તે ભોજન પણ માંસ બરાબર છે, એટલુંજ નહિ પણ, તે વિષ્ટા કરતાં પણ વધારે ખરાબ નિન્દ્ય છે. ॥ ૪ ॥

જે માતા પોતાની પુત્રીને વેંચવા ઇચ્છે છે, તે માતા નહીં પણ પ્રચંડ-કાલકામાતાજ સમજવી. તેવો પિતા પણ પિતા નહિ કિન્તુ પ્રેતજ સમજવો. અન્યથા માંસ બરાબર કન્યાધન ગ્રહણ કરવાને કદી પણ ઇચ્છા કરે નહી. ॥ ૫ ॥

પૈસાનો મતલબી માણુસ કન્યાની ચિત્તવૃત્તિ કે તેનું હિત જોતો નથી, કિન્તુ તે તો પૈશાને જુએ છે. પૈસાને માટે એંશી (૮૦) વરસના ડોશાને બાર વરસની બાળિકા પરણાવવા તે જરી ડરતો નથી. ॥ ૭ ॥

હે પિતા ! આવા કજોડાથી એક કન્યાને જે દુઃખ ભવિષ્યમાં થાય છે. તેનો વિચાર કરીએ તો એમજ કબૂલ કરવું પડે કે તેના જીવવા કરતાં મોત ઘણું સારૂં. ॥ ૮ ॥

હે પિતા !-મ્હારા-કન્યાના-સુખને ભોગે જો કન્યાને પૈસે ધનવાન્ થવાને તમે ચાહતા હો, તો હું એટલીજ યાચના કરીશ કે

મને મરણ શરણ થવાને એક ઝેરનો પ્યાલો આપો તેમાં હું વધારે સંતોષ માનીશ. કેમકે વૃદ્ધવિવાહથી જીવન પર્યન્ત દુઃખ સહેવું પડે અને વખતે બુદ્ધિ સારી ન રહેતો તેથી અનેક પાતકોમાં ઉતરવું પડે. ॥ ૯ ॥

મરણમાં તો થોડી વારનુંજ દુઃખ છે. પછી દેખવું નહી ને દાઝવું નહી કે શોક કરવો ન પડે. આ કૃત્યથી તમને તો માત્ર પુત્રી મારવાનુંજ પાપ લાગે, તે શિવાય બીજું કંઇ નુકશાન છે? મને તો તેથી લાભ છે કે આખી જીંદગી સુધી રીબાઇ રીબાઇ મરવું ન પડે. ॥ ૧૦ ॥

હે પિતા! મ્હારૂં કથન જો ધ્યાનમાં ઉતરતું હોય તો મ્હારી આ વિનંતી મનમાં ઉતારો અને કરો નિશ્ચય કે—કન્યા વિક્રય કદી કરવો નહી. ॥ ૧૧ ॥ किं बहुना.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સમાપ્ત.